# અનુક્રમ

# વિચારોની આંધી વચ્ચે

જવાહરલાલ નેહરુ જેવા વિચારક રાજપુરુષ સૈકે એકાદ વાર પાકે. આવા લોકસેવકના અવસાન સમયે એકી સાથે ખોટ અને કૃતજ્ઞતાની ભાવના મનમાં ઊભરાય છે. ખોટ વિષે તો આપણે શું કરી શકીએ? પણ, કૃતજ્ઞતાની લાગણી સર્જનાત્મક રીતે વ્યકત કરીએ તો આપણી શ્રદ્ધાંજલિ માત્ર ક્ષણજીવી ન બની રહે.

જવાહરલાલજીને તો આવી સર્જનાત્મક અંજલિ જ શોભે. એમનું જીવન એમણે પ્રવૃત્તિની આંધીમાં વિતાવ્યું, પણ એમની આસપાસ એમણે પ્રવૃત્તિની આંધી કરતાંયે વિચારોની મોટી આંધી સર્જી. આ બધા કરતાં સૌથી મોટી આંધી એમના ચિત્તમાં ચાલી રહી હતી. આ ચિત્તની આંધીનો થોડો પરિપાક એમના સ્મરણીય ગ્રંથોમાં આપણને મળ્યો. પંડિતજીની વિદાયના દિવસે આપણે એમના ગ્રંથો સિવાય બીજે કયાં નજર નાખીએ?

'ગ્રંથ' માસિકે પંડિતજીનાં પુસ્તકોને કેન્દ્રમાં રાખી એમના અર્પણ પ્રત્યે ઉપકારની લાગણી વ્યકત કરવાનું નક્કી કર્યું. આ કામ કઠણ જરૂર હતું પણ કરવા જેવું હતું. પરિચય ટ્રસ્ટે 'ગ્રંથ' માસિક પણ આવી જ ભાવનાથી પ્રેરાઈને શરૂ કર્યું છે. આથી અમને લાગ્યું કે જવાહરલાલજીને ગુજરાતી ભાષાની અંજલિ એમના ગ્રંથો પર મનન ચિંતન કરીને આપવી. લેખો ભારતના ગમે તે વિચારક પાસેથી મગાવવા. સારા લેખો માટે ભાષાનું બંધન ન સ્વીકારવું. લગભગ ત્રણેક અઠવાડિયાંના ટૂંકા ગાળામાં આપણા વિચારકો અને અભ્યાસીઓએ 'ગ્રંથ'ને લેખો મોકલી આપ્યા એટલે અમે લગભગ બસો પાનાંનો 'નેહરુ વિશેષાંક' ઑગસ્ટ મહિનામાં બહાર પાડી શકયા. કળાકાર શ્રી. વી. એન. ઓકેએ પણ રાત દિવસ જોયા વિના કામ કર્યે રાખ્યું. આ અંકનાં રેખાચિત્રોને કારણે એનું મૂલ્ય વધ્યું છે. જાણીતા અંગ્રેજી સામયિક 'યુનાઈટેડ એશિયા'એ એના તાજેતરમાં પ્રસિદ્ધ થયેલા નેહરુ વિશેષાંકમાં ભાઈશ્રી ઓકેનાં રેખાચિત્રો અને 'ગ્રંથ' માટે લખાયેલ થોડાક લેખો વાપરવાનું નક્કી

નોંધવું જોઈએ માતૃભાષામાં રચના તેના નામ ભાગ્યે દુનિયાની નજર પડ્યા વિના રહેવાનો જ નથી

'નેહરુ વિચારક'ની માગ વિશે આમાંગ ગુજરાતમાં ખાને પણ અમને આનંદ છે માત્ર પુસ્તિકા વિશે લખાયેલા લેખોના વિચારોની આટલી મોટી માગ આવશે એવી અમને કલ્પના ન હતી આથી અમે વિચાર્યું હતું કે આ લેખો પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવા પણ વિચારોની માગ જોઈને અમને થયું કે પુસ્તક જેટલું વહેલું પ્રસિદ્ધ થાય તેટલું સારું દરમિયાન, સૌરાષ્ટ્ર ટ્રસ્ટના મૅનેજિંગ ટ્રસ્ટી શ્રી શાન્તિલાલ શાહ અને વોરા ઍન્ડ કંપની પબ્લિશર્સ પ્રાઈવેટ લિમિટેડના સંચાલક શ્રી મનસુખલાલ વોરાએ આ પુસ્તક પ્રકાશનનો બોજો પરિચય ટ્રસ્ટ માથે ન આવે એ માટે સક્રિય સહાય કરવા તૈયારી બતાવી 'નેહરુ શું કહી ગયા?'નું પ્રકાશન આટલું ત્વરિત થયું એ માટે આ બે મિત્રોનો હું પરિચય ટ્રસ્ટ વતી આભાર માનું છું

પરિચય ટ્રસ્ટ માટે ખાસ આનંદની વાત એ છે કે 'નેહરુ શું કહી ગયા?'થી એ મોટાં પુસ્તકોની દુનિયામાં પ્રવેશ કરે છે પરિચય ટ્રસ્ટ એટલે પરિચય પુસ્તિકા સંસ્થાના અનેક શુભેચ્છકો પરિચય પુસ્તિકાનું ધોરણ અને તેની લોકપ્રિયતા જોઈને અમને અનેક વાર પૂછતા હતા "તમે લોકો મોટાં પુસ્તકો કેમ પ્રસિદ્ધ કરતા નથી?" અમે કોઈ અવસરની રાહ જોતા હતા જવાહરલાલજી પ્રત્યે કૃતજ્ઞતા વ્યક્ત કરવાના અવસર કરતાં વધુ સારો અવસર કયો હોય?

परिचय ट्रस्ट
19/21 हमाम स्ट्राट,
मुंबई–1

वाडीलाल डगली
मॅनेजिंग ट्रस्टी

# સંસ્કૃતિઓનો સેતુ

## વાડીલાલ ડગલી

**લો**કસમુદાયને જોઈને જવાહરલાલજી જેટલું નવું જોમ મેળવતા તેટલું જ નવું જોમ પુસ્તકોના સહવાસમાંથી તે પ્રાપ્ત કરતા. સ્વરાજ્યની લડતનું આહ્‌વાન ન હોત તો પંડિતજીએ એમનું જીવન કદાચ લેખનને જ અર્પણ કર્યું હોત. એક અસાધારણ રાજકીય નેતા તરીકે જવાહરલાલજીને ભવિષ્યની પેઢી જે આદરપૂર્વક સંભારશે એટલા જ આદર-પૂર્વક તેમને એક લેખક તરીકે પણ યાદ કરશે. પંડિતજી પ્રત્યે યુવાનોને જે અચંબો પમાડે તેવું આકર્ષણ હતું તેનું એક કારણ એ હતું કે એ માનવતાવાદી અને ક્રિયાશીલ બુદ્ધિજીવી હતા. તેમનામાં સાચા બ્રાહ્મણની જ્ઞાનની લગની હતી. એ માત્ર ઉત્તમ બ્રાહ્મણ જ ન હતા. તેમના શબ્દે-શબ્દમાં સમાજની આબોહવા બદલવાની તાલાવેલી હતી. જવાહરલાલજી બળવાખોર બ્રાહ્મણ હતા.

આ બળવાખોર બ્રાહ્મણ જન્મ્યો જ ન હોત તો આપણી બૌદ્ધિક આબોહવા કેવી હોત? આમ પોથીમાં તો આપણે 'વસુધૈવ કુટુમ્બકમ્' અનેક વાર લખ્યે રાખ્યું પણ આપણું જીવન બંધિયાર પાણી જેવું થઈ ગયુ હતું. રાજકીય ગુલામી અને સનાતની સસ્કૃતિના પ્રતાપે આપણા આવા હાલ થયા હતા. રવીન્દ્રનાથ ટાગોરે એમની મૃદુ શૈલીમાં માનવ-જાતની એકતા વિષે આપણું ધ્યાન દોર્યું હતુ. ગાંધીજીએ પણ એમના સત્યાગ્રહશાસ્ત્ર દ્વારા અવેરની વાત કરી હતી. પણ આપણને પૂરા અર્થમાં વિશ્વદર્શન (વર્લ્ડ વિઝન) કોઈએ કરાવ્યુ હોય તો તે નેહરુએ જ. લગભગ બસો વરસ સુધી દુનિયાના પ્રવાહથી આપણે કપાઈને એક ખૂણામાં સડતા હતા તે દિશામાં નેહરુ આવ્યા અને તેમણે નક્કર આંતરરાષ્ટ્રીયતાનું દર્શન કરાવ્યું. સ્પેનનો આંતરવિગ્રહ હોય, એબિસિનિયા પરનું ઈટલીનું આક્રમણ હોય કે ચીન પર





જાપાને ચડાઈ કરી હોય – આવા પ્રસંગોએ નેહરુએ અદમ્ય ઉત્કટતાથી આપણી પ્રજાના હૃદયના તાર દુનિયાની વિધ વિધ પ્રજાઓના હૃદયના તાર સાથે જોડી દીધા.

૧૯૩૬મા નેહરુએ એમની આત્મકથા પ્રસિદ્ધ કરી અને ઇગ્લૅન્ડમા ખળભળાટ મચી ગયો. એમની આત્મ કથામા ક્યાય વધ્ય રાષ્ટ્રવાદનાં દર્શન નહોતાં થતાં. પશ્ચિમની પ્રજાને એક સવેદનશીલ આતરરાષ્ટ્રીયવાદી વિચારકના એમા દર્શન થયા. આત્મકથાએ એકીસાથે અનેક કામ કર્યાં. અંગ્રેજોને થયું કે આ તો આપણા જેવો જ એક માણસ સામ્રાજ્યવાદની નિરર્થકતા વિશે લખી રહ્યો છે. અગ્રેજો સમજી શકે એવી વાણી (ઇડિયમ)માં નેહરુએ ભારતના સ્વાતંત્ર્યની અનિવાર્યતા સમજાવી. સમાજવાદ, લોકશાહી, વૈજ્ઞાનિક દૃષ્ટિ અને ઉદ્યોગીકરણ વિના ભારતની દશા નહિ બદલી શકાય એ પણ એમણે આત્મકથામાં કહ્યું. ગાધીજીની કલ્પનાનો સમાજ એમને કેમ પૂરેપૂરો ગળે ઊતરતો નથી એ પણ એમણે પોતાના દેશવાસીઓને કહ્યું. પંડિતજીએ પોતે આત્મકથા લખીને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે અસાધારણ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી. આઝાદી આવી અને નેહરુ વડા પ્રધાન થયા ત્યારે દુનિયાને નવાઈ એટલા માટે ન થઈ કે પેલી મહાન આત્મકથાના લેખક જ સત્તા પર આવ્યા હતા

આમ તો, એમના પ્રકાશકે પંડિતજીને ભારતની રાષ્ટ્રીય ચળવળનો ઇતિહાસ લખવાનું કહ્યું હતું પણ એમણે એક કળાકારની ખુમારીથી એમની આગવી શૈલીમાં જ આ ઇતિહાસ લખ્યો. એમનું જીવન અને રાષ્ટ્રનું જીવન એક-બીજા સાથે એટલાં બધાં ઓતપ્રોત થઈ ગયાં હતાં કે એકને મૂકીને બીજા વિશે લખવા જાય તો તે કથા અધૂરી જ રહી જાય. આત્મકથા દ્વારા, ખરી રીતે તો, જવાહરલાલજીએ



વિમાનમા 'મૃચ્છકટિક' વાંચતા હતા એમના અવસાનની આગલી રાતે એમણે થોડા નવા પુસ્તકો ઉથલાવ્યા અને મોડી રાત સુધી ફાઈલો તરફની ફરજ પૂરી કરી એક પુસ્તક હાથમા લીધું આ પુસ્તક વાચતા વાચતા સૂઈ ગયા

પંડિતજી પુસ્તકોના જીવ હતા પણ સ્વભાવે તે કર્મઠ હતા કર્મભૂમિમાં આ પુસ્તકોના જાદુનો કઈ રીતે ઉપયોગ કરવો એની એમને સતત ચિંતા રહેતી એમને નવાનવા વિચારો પ્રત્યે અત્યંત આદર હતો પણ એમની નેમ તો કાર્યસિદ્ધિની હતી કાર્યસિદ્ધિની કસોટીએ વિચારો ન ટકે તો પ્રજા આગળ ન વધી શકે વિચારોની બાબતમા મતભેદ હોય તોપણ પ્રજાના કલ્યાણને માટે સાથે મળીને કેમ કામ કરવું એ વસ્તુ નેહરુએ ગાંધીજીમાં જોઈ એક ભાગી ગયેલી પ્રજાને ફરી વાર ટટ્ટાર ઊભી કરનાર આગેવાનની દોરવણી હજાર પુસ્તકો કરતા પણ વધુ કીમતી છે એ નેહરુને એમની રાજકીય કારકિર્દીની શરૂ આતથી જ સમજાઈ ગયું હતું ગાંધીજી સાથે એમને વિચાર અને કાર્યપદ્ધતિ અંગે કેટલો તીવ્ર મતભેદ હતો એ એમના ૧૯૫૮મા પ્રસિદ્ધ થયેલા 'એ બન્ચ ઑફ ઓલ્ડ લેટર્સ'મા બહુ સ્પષ્ટપણે વ્યક્ત થાય છે આમ છતા, નેહરુ અને ગાંધીજી એકબીજાને વળગી રહ્યા રાજકરણ એ આખરે તો શક્યતાની રમત છે અને એ રમતમા ટૂંકા ગાળાની બાંધછોડ કરી લાંબે ગાળે કેમ નેમ હાસલ કરવી એ મુખ્ય વાત છે 'એ બન્ચ ઑફ ઓલ્ડ લેટર્સ'મા નેહરુની આખરી નેમ વિષે અસ્પષ્ટતા નથી પણ ભિન્ન ભિન્ન મતવાળા સાથીઓ સાથે બગાડ્યા વિના કામ કરવુ જ પડશે એની પંડિતજીને પ્રતીતિ થઈ ગઈ હતી ચર્ચા ગમે તેટલી ઉગ્ર થાય પણ છેવટે કામ તો હળીમળીને જ કરવું સસ્થા નબળી પડે અને વ્યક્તિ

આગળ વધે એમાં સરવાળે કોઈને ફાયદો ન થાય. ભારતના જુવાન સમાજવાદીઓ અને યુરોપમાં વસતા સામ્યવાદી વલણવાળા ભારતીય બુદ્ધિજીવીઓએ નેહરુને અનેક વાર એ વિનંતી કરેલી કે તેમણે 'પ્રત્યાઘાતી' કૉંગ્રેસ માંથી બહાર નીકળી સમાજવાદી સંસ્થાની સ્થાપના કરવી જોઈએ. પણ નેહરુ ગાંધીજી અને કૉંગ્રેસ એ બન્નેને વફાદારીપૂર્વક વળગી રહ્યા. એ વળગી રહ્યા એટલે જ ટકી રહ્યા અને ટકી રહ્યા એટલે કંઈ કરી શક્યા.

આની પાછળ ક્યો આશય હતો? નેહરુ ઢીલા પગના હતા? તકવાદી હતા? એમનો સમાજવાદ ઉપરછલ્લો હતો? એમની આગઝરતી વાણી માત્ર ઊભરો હતો? નેહરુ બુદ્ધિ જીવી ખરા પણ એમની તાલાવેલી કંઈક કરી જવાની હતી. આથી, એ વિચારોનાં વાદળોમાં ડોકિયું કરતાં પણ પગ ધરતી પર સાબૂત રાખતા હતા. ગાંધીજીએ પંડિતજીને ૧૯૩૬માં એક વાર લખેલું: 'દૂરના ભવિષ્ય વિષે હું કોઈ બેચેની અનુભવતો નથી. હું માત્ર વર્તમાન ઉપર જ મારું બધુંય ધ્યાન કેન્દ્રિત કરી શકું છું અને મારી આ મર્યાદાથી મને કોક વાર ચિંતા થાય છે. પણ જો આપણે વર્તમાનને સાચવીશું તો ભવિષ્ય પણ આપોઆપ સચવાઈ જશે." પંડિતજીનાં સ્વપ્નો આકર્ષક હતાં પણ એને અમલમાં મૂકવા માટે ગાંધીજીની 'મારે એક ડગલું બસ થાય' ની કાર્યપદ્ધતિ વિના એ સ્વપ્નો માત્ર તરંગો જ રહેશે એની પંડિતજીને ખાતરી થઈ ગઈ હતી. આથી જવાહરલાલજી ઉગ્ર ચર્ચા પછી પણ એક શિસ્તબદ્ધ અનુયાયી તરીકે ગાંધીજીને અનુસરતા. વિચારોને એ કાર્યસિદ્ધિની કસોટીએ ચઢાવતા અને જ્યારે જરૂર પડે ત્યારે બાંધછોડ કરતા. એમનો હેતુ વિચારોના ધુમ્મસમાં મસ્ત રહેવાનો નહિ પણ ચાલતા રહેવાનો હતો. એમની આ પ્રિય પંક્તિ





હતી ગિર પડે, ગિર કર ઊઠે, ઊઠ કર ચલે

જે બાંધછોડને બુદ્ધિજીવીઓ પંડિતજીની નબળાઈ ગણતા એ જ એમની સફળતાની ચાવી હતી આ બાંધછોડ પાછળ પણ બે મહત્ત્વના વિચાર હતા એક એ કે લોકશાહી સમાજ સર્જવો હોય તો દંડાથી નહિ પણ સમજાવટથી અને બને તેટલા વધુ માણસોને સાથે લઈને કામ કરવું પડશે. આવુ કામ થશે ત્યારે પ્રજાની એકી સાથે ભૌતિક અને આધ્યાત્મિક ઉન્નતિ થશે. બીજો વિચાર એ કે આત્યંતિક વિચારની નરી પૂજા કરતા ઘણી વાર થોડુ નક્કર કામ માનવસંસ્કૃતિ માટે વધુ ઉપકારક છે

પંડિતજી હૅમ્લેટ જેવા નબળા મનોબળવાળા હતા એવી ટીકા હુ સાભળુ છુ ત્યારે મને લાગે છે કે આ અંગે રજનુ ગજ કરવામા આવે છે મારુ તો એમ માનવુ છે કે નેહરુ હૅમ્લેટ જેવા દેખાતા એ પણ એક આભાસ હતો શુ કરવુ છે અને ક્યા જવુ છે એ વિષે એમની દ્રષ્ટિ સ્પષ્ટ હતી મન પણ મક્કમ હતુ બિનસાંપ્રદાયિકતા, સસદીય લોકશાહી કે હિંદુકોડ બિલ જેવા સમાજસુધારાના પગલાં વિષે પંડિતજીનું મન કદી હૅમ્લેટ જેવુ ન હતુ એ જે ચર્ચા કરતા એની પાછળ હેતુ એટલો જ હતો કે વધુમા વધુ માણસોને એમની સાથે લેવા છેવટે વધુ માણસોને સાથે લેવાનો પ્રયત્ન કર્યો છે એવી હવા ઊભી કરવી. આ માટે એકાદ બે વિગતો વિષે બાંધછોડ કરવી પડે તો તે કરતા પરતુ એમને જે દિશામાં જવુ હતું એ વિષે એમણે ક્યારેય બાંધછોડ કરી નહોતી આવા રૂઢિપૂજક દેશમાં આટલુ બધુ કરી જનાર માણસની આતરિક ઇચ્છાશક્તિ જેવીતેવી નહોતી હૅમ્લેટ એકીસાથે બિનસાંપ્રદાયિક સમાજરચના, લોકશાહી રાજ્યવ્યવસ્થા અને આર્થિક આયોજનનો પ્રયોગ શરૂ કરવાનો વિચારેય કરી શકે?

જવાહરલાલજીના વ્યકિતત્વનુ આકર્ષક પાસુ એ હતુ કે ભારતના કરોડો કગાળ લોકોને ઊંચા લાવવા માટે તેમણે અનેક વિચારસરણીઓને છેલ્લા શ્વાસ સુધી તપાસી જોઈ માર્કસવાદ, લેનિનવાદ, ગાધીવાદ, ભૂદાન, માઓવાદ, ટીટોવાદ, ન્યૂ ડીલ, ફેબિયન સમાજવાદ – આ બધી વિચાર સરણીઓ પડિતજીએ ફેરવીફેરવીને જોઈ દરેક વિચારસરણી વાળાને એવો ભ્રમ થતો કે નેહરુ અમારી સાથે છે પણ હકીકતમા એમ બનતું કે વિચારપ્રવાસી નેહરુ સતત ગતિશીલ રહેતા અને પેલી વિચારસરણીવાળા અચલાયતન જેમ પડયા રહેતા

નેહરુ પશ્ચિમને એટલા માટે અસરકારક રીતે સમજાવી શક્યા કે એ પોતે જ પશ્ચિમની પેદાશ હતા પશ્ચિમનું જે કાઈ ઉત્તમ હતું – વૈજ્ઞાનિક દૃષ્ટિ, ઉદ્યોગીકરણ, લોકશાહી રાજ્યવ્યવસ્થા અને સમાજવાદી વિચારધારા – તે બધુ પડિતજી ભારતમા લાવ્યા તેમણે માત્ર નકલ ન કરી ભારતને અનુકૂળ હોય તે રીતે ભારતની ભૂમિમા તેમણે પાશ્ચાત્ય સસ્કૃતિના ઉત્તમ બી વાવ્યાં લોકશાહીવાદી આયોજન, મિશ્ર અર્થતંત્ર અને સ્વતંત્ર પરદેશનીતિ પંડિતજીની આ પદ્ધતિના ઐતિહાસિક પરિણામો છે ભિન્નભિન્ન દેશના સામાજિક અને આર્થિક પ્રયોગોનો ગભીરતાપૂર્વક અભ્યાસ કરી એમના લેવા જેવા તત્ત્વો અપનાવીને જવાહરલાલજીએ જુદીજુદી સસ્કૃતિઓ વચ્ચે સેતુ બની ભારતની અને તે દ્વારા સમસ્ત માનવજાતની સેવા કરી સરમુખત્યારી આયોજનમાથી આયોજન લીધું અને લોકશાહીવાદી દેશોની રાજકીય લોકશાહી લીધી આ બનેનો સુમેળ કરી દુનિયામા પ્રથમ વાર ભારતમા ૧૯૫૧ના એપ્રિલ મહિનાથી લોકશાહી આયોજનનો અખતરો શરૂ કર્યો આ અખતરો પછાત દેશો માટે જ નહિ પણ રશિયા તથા અમેરિકા માટે પણ





ઉપયોગી થઈ પડશે એમ મને લાગે છે. રશિયા અને અમેરિકા લોકશાહી આયોજનના માર્ગે જાય તેમાં તે બંને દેશની પ્રજાનું અને દુનિયાનું હિત છે.

પંડિતજીના જીવન પર નજર નાખીએ ત્યારે એક વાત તરત સ્પષ્ટ દેખાય છે. તેમણે ધાર્મિક અને વૈજ્ઞાનિક, પરલોકવાદી અને ઇહલોકવાદી, ભૌતિક અને આધ્યાત્મિક, તથા આત્મકેન્દ્રી અને સમાજવ્યાપી સંસ્કૃતિઓનો સમન્વય કરવા પુરુષાર્થ કર્યો. પાશ્ચાત્ય વિચારસરણીમાં ઊછરેલા આ લોકનાયકે જોયું કે પરદેશથી આયાત કરેલાં સૂત્રોથી પ્રજાનું ભલું થવાનું નથી. કોઈ નક્કર અને પરિણામદાયી કાર્યક્રમ વિના કોઈ આંદોલન લાંબો વખત ટકી ન શકે. પંડિતજીએ પશ્ચિમ અને પૂર્વમાંથી યોગ્ય લાગ્યું તે લીધું. મને લાગે છે કે તેમણે પશ્ચિમમાંથી ધ્યેય અને સાધ્ય લીધું. પૂર્વમાંથી – ખાસ કરીને ગાંધીજી પાસેથી – શુદ્ધ સાધનનો વિચાર લીધો. એમના પર ગાંધીજીનો પ્રભાવ ન હોત તો તેમણે સંસદીય લોકશાહીના સાધન દ્વારા સમાજવાદ લાવવાની ધીરજ રાખી હોત ? તેમણે આ ધીરજભર્યો માર્ગ ન અપનાવ્યો હોત તો તેમની સ્વતંત્ર પરદેશનીતિનો આધ્યાત્મિક પાયો જ ઊડી જાત.

તેમના આવા વિચારશીલ વલણને કારણે જ પશ્ચિમની પ્રજામાં પંડિતજી પ્રત્યે આદર હતો. તેમણે રશિયન સરમુખત્યારશાહી અને ખાસ કરીને રશિયન સામ્રાજ્યવાદ પ્રત્યે જરા કૂણી નજર રાખી તેને કારણે આ આદરમાં છેલ્લા એક દાયકાથી સારી એવી ઓટ આવી હતી. જ્યારે પંડિતજી પશ્ચિમના આગેવાનોને એમ કહેતા કે "રશિયા તમે ધારો છો તેટલું જડબેસલાક નથી. તે પણ બદલાઈ રહ્યું છે," ત્યારે એ રીઢા સજ્જનોને એ એક ભોળા માણસની ભલી વાત લાગતી. પણ પંડિતજી જોતા હતા કે રશિયાની

સુરત બદલાઈ રહી હતી કુશ્ચૉવના રશિયાએ તથા ચીન-રશિયા સંઘર્ષે પંડિતજીને સાચા પાડયા

પણ હમેશા બધા સાથે સારા સંબંધો ન રાખી શકાય જુદીજુદી સમાજવ્યવસ્થા વચ્ચે સેતુ બનવાની સદ્ભાવના સારી છે, પણ તે સત્ય, અનુકંપા કે ન્યાયના ભોગે આવતી હોય તો તેના જેવી આત્મવિડંબના કોઈ નથી હંગરીના બળવા સમયે અને ચીનના તિબેટ પરના આક્રમણ સમયે પંડિતજીએ સત્યની સેવા કરવાને બદલે સેતુ બનવાનું પસંદ કર્યું ભારત પરના ચીની આક્રમણે પંડિતજીની આંખ ઉઘાડી દીધી નેહરુ જેવા લોકનાયક જ આવા આક્રમણ પછી સત્તા પર ટકી શકે

પંડિતજી પૂર્વ અને પશ્ચિમ વચ્ચે સેતુ હતા તેનું કારણ એ હતું કે બંનેની વ્યાધિ એ જાણતા હતા કંગાલિયત અને રાજકીય ગુલામી, પછાત અર્થતંત્ર અને અંધરૂઢિપૂજા, નારકારિક પછાતપણું અને વધ્ય રાષ્ટ્રવાદ — આ બધી પૂર્વની મુશ્કેલીઓ વિષે નેહરુ ન જાણે તો કોણ જાણે? આ નવી મુશ્કેલીઓનો નિકાલ કેમ કરવો એનું પ્રગટ ચિંતન નેહરુ કરતા હતા ગાંધીજીની દોરવણીના પ્રતાપે પંડિતજી વ્યવહારુ વિચારક બન્યા આ બધાનો વાત નવા દેશોમાં ફેલાઈ



એક પેઢીમાં બે વિશ્વયુદ્ધ જોનાર પશ્ચિમની પ્રજા લડાઈથી ત્રાસી ગઈ હતી 'શાંતિ' રશિયા, જર્મની ઈંગ્લૅન્ડ કે ઈટલીમાં કોઈ ખાલી સૂત્ર ન હતું નેહરુએ ઠંડા યુદ્ધની વિરુદ્ધ શાંતિની વાતો કરવા માંડી અને શાંતિના માર્ગો સૂચવવા માંડયા આથી બંને જૂથોનું ધ્યાન ખેંચાયું ભારત પાસે કોઈ અસરકારક સત્તા ન હતી નહોતું ઔદ્યોગિક ઉત્પાદન કે નહોતી લશ્કરી શક્તિ તેની પાસે તો મોટી વસતિ, ભૌગોલિક મહત્ત્વ અને મહાન નેતા હતા ક્યારેક

ઘર બાળીને તીરથ કરવા જેટલી હદે આપણે વિશ્વશાંતિનું કામ કર્યું. પંડિતજીની વિશ્વશાંતિ અંગેની સિદ્ધિ એમની પરદેશનીતિની કેટલીક નિષ્ફળતાના કાટમાળમાં દબાઈ ગઈ છે એ એક કરુણા છે

વિજ્ઞાને અંતરને નાથ્યું છે. દૂરદૂરના ખંડો હવે પાડોશી બની ગયા છે. ગઈ કાલની ભૌગોલિક સરહદો નકામી બની ગઈ છે. અંતર ઘટ્યું છે પણ ભય વધ્યો છે. આવા ભયની આબોહવામા માનવસંસ્કૃતિ કરમાઈ રહી છે એમ કહી જવાહરલાલજીએ દુનિયાની મહાસત્તાઓના અંતરાત્માને જગાડવા પ્રયત્ન કર્યો. ક્યારેક ભારતનું કામ એક બાજુ હડસેલીને પણ પંડિતજીએ માનવજાતની આ મહત્ત્વાકાંક્ષી સેવા કર્યે રાખી. આ કારણે જ આવા વિધાયક વિચારકના જવાથી ખંડેખંડમાં વિષાદ ફેલાયો હતો. જવાહરલાલજીના અવસાનને દિવસે ભારત અને દુનિયા વચ્ચેનું અંતર નામશેષ થયું હતું.



# જવાહરલાલ નેહરુનું માનસ : એમની દૃષ્ટિએ

## ગગનવિહારી મહેતા

જવાહરલાલ નેહરુને અનેક વિષયોમા ખૂબ રસ હતો એમાનો એક એમનું પોતાનુ માનસ હતું અને તે કેવળ ગર્વને લીધે કે આત્મશ્લાઘાને વાસ્તે નહિ એમની "જીવનકથા"મા[1] એમણે કહ્યુ છે કે "સ્વભાવે હુ અતર્મુખ નહોતો પણ કડક કૉફી કે ઍરકોનલાની જેમ જેલ પણ માણસને અતર્મુખ કરે છે"[2] પરતુ કોઈક જ લોકનેતાએ પોતાના સ્વભાવનુ, ગુણઅવગુણનુ પોતાની પ્રકૃતિ અને બદલાતી મનોવૃત્તિઓનુ શ્રી જવાહરલાલ જેટલી ઝીણવટથી અને તટસ્થતાથી પૃથક્કરણ કર્યું હશે, કોઈકે જ પોતાના અન્તરનો આવો અને આટલો આવિષ્કાર કર્યો હશે સન્તો, ફિલસૂફો, કલાકારો, એમની આશા નિરાશા, આકાંક્ષા અને ચિન્તા તેમ જ સ્ખલન વિશે લખતા અચકાતા નથી ગાધીજીએ "સત્યના પ્રયોગો"મા

---

1 જીવનકથામાના ઉતારા મહાદેવ દેસાઈની "મારી જીવનકથા જવાહરલાલ નેહરુ"ના પુસ્તકમાથી છે (આવૃત્તિ બીજી, સન ૧૯૩૭). મહાદેવભાઈએ કેવી રીતે એનો અનુવાદ કર્યો હતો એનો ઉલ્લેખ અહી અપ્રસ્તુત નથી, એમણે પોતે એની વાત કરી હતી પોતે રેંટિયા પર કાતતા જાય, સામે "Autobiogra phy"નુ પુસ્તક ટેકવીને રાખે અને અનુવાદ કરતા જાય જે એમના પુત્ર નારાયણ લખી લે! અતિશય સરસ આ અનુવાદ છે એ કહેવાની જરૂર નથી. એના ઉપોદ્ઘાત'નુ અગ્રેજીમા ભાષાન્તર કરીને શ્રી જવાહરલાલને મહાદેવભાઈએ દેખાડેલુ કે એમા એમને અન્યાય ન થાય શ્રી જવાહરલાલને એમા કઈ વાધાભરેલુ નહોતુ લાગ્યુ

૨. પૃ ૯૧૭



એમના ક્રોધનો અનુભવ પણ એમને થયેલો. આ ક્રોધ પણ એમને વારસામાં મળ્યો હતો. રાષ્ટ્રનેતા થયા પછી અને દેશના મુખ્ય મંત્રીનું ઉચ્ચતર સ્થાન પ્રાપ્ત કર્યા પછી પણ ગમે ત્યારે, કોઈ વાર છેક નજીવી બાબતો માટે પણ ગુસ્સે થઈ જતા એ તો સુવિદિત છે. આ દોષ એ જાણતા અને ઘણી વાર એ માટે ક્ષમા પણ માગતા. પરંતુ એનું એક પરિણામ એ આવ્યું કે એમના હાથ નીચે કામ કરનારા અમલદારો તેમ જ એમના સાથીઓ એમનાથી ડરતા અને પોતાનો સાચો અભિપ્રાય આપતાં અચકાતા.[૬] યુવાવસ્થામાં એ શરમાળ હતા. "આનું કારણ કદાચ ભાઈ-ભાંડુ વિનાનું મારું બાળપણ હશે" એવી એમની માન્યતા હતી. જે જવાહરલાલ નેહરુ આયોજન, કલા, ખેતીવાડી, વિજ્ઞાન અને આંતરરાષ્ટ્રીય પ્રશ્નો વિશે એક દિવસમાં પાંચ-સાત વ્યાખ્યાનો આપતા અને મહાસભાના પ્રચાર માટે આખા દેશમાં ઘૂમતા એ કેમ્બ્રિજમાં સભાક્ષોભ અનુભવતા!

"ઘણી વાર હું મજલિસમાં જતો પણ ત્રણ વર્ષમાં ભાગ્યે જ કદી ત્યાં બોલ્યો હોઈશ. મારી ભીરુતા અને આત્મવિશ્વાસના અભાવને હું જીતી નહોતો શકતો!"[૭] ન બોલવા માટે દંડ આપવો પડતો એ પણ એમણે ઘણી વાર આપેલો! રાજકીય જીવન મનુષ્યની મનોવૃત્તિમાં કેવું પરિવર્તન કરે છે!

સરજ્યનની પેઠે જવાહરલાલ પોતાની વિચારસરણી, પોતાના મનોરથો, લાગણી – સર્વને ખુલ્લાં કરી એની પર શસ્ત્રવિદ્યા એમના આત્મવૃત્તાંતમાં અજમાવે છે. પોતે નસીબદાર હતા,

---

૬. આ વિશે A Bunch of Old Lettersમાં શ્રી સુભાષ બોઝ અને શ્રી શરત બોઝ વગેરેના ઘણા ઉલ્લેખો છે.
૭ પૃ. ૩૫

અનેક રીતે અહંતાથી ભરેલા હતા, લોકોનાં ટોળાં અને એમની જયઘોષણાથી એમને નશો ચડતો હતો એ એમણે સ્વીકાર્યું છે.[૮] ભાગ્યશાળી તો એ પૂરેપૂરા હતા. રાષ્ટ્રીય સંચલનના નેતા હતા અને સત્તર વર્ષ સુધી સ્વતંત્ર ભારતના મુખ્ય મંત્રી રહ્યા. જેવા કુટુંબના લાડકા હતા તેવા ગાંધીજીને પણ પ્રિય હતા અને ગુજરાતી પત્રકારો તો એમને દેશના "લાડીલા" કહીને જ સંબોધી શકતા. એમના કુટુમ્બજીવનમાં એમનાં પત્ની શ્રીમતી કમલાનું અવસાન એ એક દુ:ખદ પ્રસંગ હતો; જોકે એમની સાથે એમને ઊંડો સુમેળ નહોતો. રાજ્યનું સુકાન હાથ ધર્યું એ પછી અલબત્ત એમને અનેક નાનીમોટી મુશ્કેલીઓ અને વિટંબણાઓ આવી; સ્વરાજ્ય-પ્રાપ્તિ સાથે જ ભયંકર કોમી રમખાણ અને કાપાકાપી થઈ અને ગાંધીજીનો કરુણ અંત વર્ષમાં જ આવ્યો. આ પ્રસંગ એમને માટે અંગત રીતે અતિશય દુ:ખકર હતો અને એથી એમનો બોજો પણ ઘણો વધી ગયો. પરંતુ એ ન ડર્યા કે ડગ્યા. ત્યાર પછી સૌથી મોટો આઘાત તો ૧૯૬૨માં આવેલા ચીનના આક્રમણનો હતો. આપણી પરદેશનીતિના સિદ્ધાન્તમાં કેટલી ખામી હતી અને આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ વિશે કેવી ભ્રાંતિ હતી એ (ગાંધીજીના શબ્દોમાં કહીએ તો) "દીવા જેવું" સ્પષ્ટ દેખાયું; અને દેશના રક્ષણ માટે આવશ્યક તૈયારી નહોતી એથી આપણા સૈન્યનો પરાજય થયો એમાં દેશ માટે નામોશી હતી, તો જવાહરલાલ વાસ્તે એ માનભંગનું કારણ હતું. એમની સફળતા કેવળ સદ્‌ભાગ્યનું ફળ હતી એમ કહેવાનો આશય નથી—જ્યોતિષના તો એ ઉગ્ર વિરોધી હતા. એમનું પ્રતિભાશાળી વ્યક્તિત્વ, એમની બહુશ્રુતતા, અથાગ કાર્યશક્તિ, અનન્ય દેશભક્તિ—એ સર્વને બળે એમણે પોતાનું ઉચ્ચ સ્થાન દીપાવ્યું હતું. છતાં ભાગ્યનો



૮જુઓ: પૃ. ૩૨૫-૩૨૬



થોડોઘણો અંશ તો આવી કારકિર્દીમાં હોય છે. નેપોલ્યન કોઈને સેનાપતિના પદ પર નિયુક્ત કરતો ત્યારે પૂછતો કે એ પ્રવીણ છે, શૂરવીર છે પણ ભાગ્યશાળી છે? આ કસોટીમાં જવાહરલાલ પસાર થાય એમ હતું.

એક પ્રશ્ન શ્રી જવાહરલાલ નિખાલસપણે વારંવાર એમની જીવનકથામાં પૂછે છે કે પોતે આટલા લોકપ્રિય કેમ છે? જનતા એમની પાછળ ઘેલી કેમ છે? એમનું શું આકર્ષણ કે શી કાર્યસિદ્ધિ છે?

"જનસમૂહ મને ગમી ગયો, જનસમૂહને હું ગમી ગયો, છતાં હું કદી તેમાં ઓતપ્રોત થયો નહિ; હંમેશાં હું અલગ જ છું એવું મને ભાન રહેતું અને એ અલગ માનસિક કક્ષાએથી હું સમૂહ તરફ ટીકાદૃષ્ટિથી જોતો."[૯]

એમનાં દર્શન વાસ્તે સતત આવતાં ટોળાં જોઈને એમનાં એક સ્ત્રીમિત્રે પૂછ્યું કે "આ બધી વીરપૂજા તમને કેવીક ગમે છે? તમને એનાથી ગૌરવ નથી લાગતું?" આનો ઉત્તર એ તરત આપી ન શક્યા પરંતુ એ પ્રશ્નોએ એમને વિમાસણમાં નાંખી દીધા. આ વિચારધારામાં જવાહરલાલના એ સમયના માનસનું સરસ પ્રતિબિંબ અને એમની નિખાલસતાનું સચોટ દર્શન છે:

"એ વાત સાચી હતી કે જાણે ,એકએક આમ જનતાના હૃદયમાં મેં અસાધારણ સ્થાન પ્રાપ્ત કરી લીધું હતું; દેશનો શિક્ષિતવર્ગ મારી કદર કરતો થયો હતો અને દેશનાં યુવાન સ્ત્રી-પુરુષોને મન હું કંઈક અંશે વીર બની ગયો હતો તેમ જ તેમની નજરે મારી આસપાસ એક પ્રકારની વીરતાની આભા દેખાતી."[૧૦]

આ બધાંની અસર એમના મગજ પર થયા વિના

૯. પૃ. ૧૨૧
૧૦. પૃ. ૩૨૫

રહેતી નહોતી એ તે સમજતા હતા. કોઈક વિરલ પુરુષ જ આટલી ખ્યાતિ, આટલી જયઘોષણાથી અલિપ્ત રહી શકે. અને આથી એમને નશો ચડતો હતો એટલું જ નહિ પરંતુ આત્મવિશ્વાસ અને સામર્થ્ય મળ્યાં હતાં. સાથે-સાથે, "વહેવારમાં હું આપખુદ બન્યો, સહેજ સરમુખત્યારની છટાથી કામ લેતો થયો."[૧૦] જવાહરલાલને પોતાની શકિતનું પ્રમાણ હતું, આડંબરી નમ્રતા એમનામાં નહોતી; છતાં પોતાની શકિત અસાધારણ છે એમ એ ન માનતા, પોતાની કેટલીક ઊણપનું ભાન પણ એમને હતું. લોકપ્રિયતા ઘણી વાર અનિષ્ટ પ્રકારની હોય છે એ સ્વીકારીને એ પ્રશ્ન કરે છે કે ઊણપને લીધે કે પુરુષાર્થને લીધે એ લોકપ્રિય થયા હતા? બુદ્ધિશકિતને કારણે તો ન હોય કારણ એ અસામાન્ય નહોતી. તેમ ત્યાગને લીધે પણ નહિ; હજારો લોકોએ પોતા કરતાં અનહદ સહન કર્યું છે, એમનો ત્યાગ તો સર્વાર્પણની સીમા સુધી ગયો છે તે એ જાણતા. એમને લાગતું કે પોતાની વીર પુરુષની ખ્યાતિ તો 'તદ્દન પોકળ' છે, અને જેનું એમને મન કંઈક પણ સાચું મૂલ્ય છે એવી કોઈ વસ્તુનો એમણે જાણીબૂજીને ત્યાગ કર્યો નહોતો.[૧૧] તો પછી આ અસાધારણ લોકપ્રિયતાનું રહસ્ય શું? એટલું કબૂલ કરવા એ તૈયાર છે કે "મારામાં કંઈક શરીરની અને હૃદયની નિર્ભયતા છે, પરંતુ તેની પાછળ મારું અભિમાન રહેલું છે—અંગત અભિમાન, ખાનદાનનું અભિમાન, અને રાષ્ટ્રીય અભિમાન, અને મોટા માંધાતાથી પણ દબાઈને કશું ન કરવાની વૃત્તિ."[૧૨]



આ આત્મદર્શનમાં તથ્ય છે પરંતુ એ સંપૂર્ણ નથી. જવાહરલાલમાં નિર્ભયતા અસાધારણ હતી. સ્વરાજયની

૧૧. પૃ. ૩૬૬-૩૨૭
૧૨. પૃ. ૩૨૬



લડત દરમિયાન, કોમી રમખાણના વખતમાં અને મુખ્ય મંત્રીને સ્થાને હતા ત્યારે પણ આનાં દષ્ટાંતો મોજૂદ છે.[૧૩] આ નિર્ભયતા અને લોકસેવા માટેની સમર્પણની ઉગ્રતાને કારણે ગાંધીજી પ્રત્યે એ ખેંચાયા હતા. સ્વામી શ્રદ્ધાનંદ સાથે એમને તીવ્ર મતભેદ હતો છતાં એમનું ખૂન થયું એને ઉદ્દેશીને કહે છે: "નરી જવાંમર્દી ઉપર અને સારા કામને માટે ભલેને મરણની ભેટ કરવી પડે તો તે કરવાની હિંમત પર હંમેશાં હું આશક છું."[૧૪] બંગાળના ત્રાસવાદી (હિંસાવાદી) પક્ષની પ્રવૃત્તિ એમને અરુચિકર હતી. પરંતુ દેશની સ્વાધીનતા માટે યુવક-યુવતીઓ પ્રાણ આપતાં એમના શૌર્યને એ અંજલિ આપે છે: "હું કંઈ 'પોચો હિંદુ' નથી કે હિંસાના નામથી ગભરાઈ જાઉં. જોકે હિંસા મને જરા ગમતી નથી."[૧૫] કાયરતા કરતાં હિંસા ઇષ્ટ છે એ ગાંધીજીનું સૂત્ર એમને યોગ્ય લાગતું. એક વાર એક પરીક્ષામાં તેઓ કાચા નીવડયા એનો પણ સ્વીકાર કર્યો છે. નાભાની જેલમાં એમને ફરી જવાની અનિચ્છા હતી એટલે મિત્રોની સલાહ માની ત્યાં ન ગયા એ વિશે કહે છે: "શૂરાતન કરતાં ડહાપણની સલાહ આપણે ઘણી વાર માની લઈએ છીએ એમ મેં પણ કર્યું."[૧૬] આ તો એક રડયોખડયો પ્રસંગ હતો. પરંતુ જવાહરલાલની લોકપ્રિયતા

૧૩. જાનને જોખમે એક વાર સરહદ પ્રાંત પર ગયા હતા એ સુવિદિત છે. ૧૯૪૭ના હુલ્લડ વખતે દિલ્હીના કૅનૉટ સર્કસમાં એક મુસ્લિમ કુટુંબને પોતે એકલા જઈને બચાવ્યું હતું એ પ્રસંગ મને એ મુસલમાન ભાઈએ કહ્યો હતો.

૧૪. પૃ. ૨૪૯

૧૫. પૃ. ૫૧૫; હિંસા, અહિંસાની ચર્ચા વિશે જુઓ: પ્રકરણ ૬૩મું–"હૃદયપલટો કે બલાત્કાર?"

૧૬. પૃ. ૧૭૯

કંઈ એકલી એમની નિર્ભયતા પર આધાર નહોતી રાખતી. એક શ્રીમંત કુટુમ્બના પુત્ર પોતાની વકીલાત, ઘર, કુટુમ્બ, સુખસગવડનો ત્યાગ કરીને દેશની લડતમાં જીવન અર્પણ કરે એની અસર જનતા પર થયા વગર કેમ રહે? ગાંધીજીને એમના પર ખૂબ પ્રીતિ હતી અને ગમે તેવા મતાંતર છતાં એમના શુદ્ધ ભાવમાં વિશ્વાસ હતો એ પણ લોકો સમજતા. તેમ એમનું વ્યકિતત્વ કાંતિમય અને પ્રતિભાશાળી હતું. આ સર્વ કારણોને લીધે – તેમ જ આપણી જનતાની સ્વાભાવિક વીરપૂજાની વૃત્તિને લીધે – એમણે અનન્ય લોકપ્રીતિ પ્રાપ્ત કરી હતી. છતાં, જે લોકપ્રિયતાની એ વિચારમાં અવગણના કરતા હતા એ એમને પ્રિય હતી. અને લોકપ્રીતિ રખે ખોઈ બેસશે એ ભયથી રાજ્યકર્તા હતા ત્યારે છેક વિમુકત નહોતા. દૂરઅંદેશી અને દઢ મનના રાજ્યપુરુષે કોઈક વાર કડવા પણ થવું પડે છે, અપ્રિયતા પણ વહોરવી પડે છે. જવાહરલાલ કેટલાક વિષયોમાં–કોમી સંપ, સામાજિક રૂઢિઓ, ધર્મને નામે ચાલતા ઢોંગ, આર્થિક અસમાનતા વગેરે વિશે – પોતાના પ્રમાણિક અભિપ્રાય કહેતાં અચકાતા નહીં. પરંતુ એવા પણ પ્રશ્નો હતા કે જે વિશે એ અમુક દેશો કે અમુક વર્ગ નાખુશ થશે એ ભીતિથી પોતાનું વલણ બદલતા. સાથેસાથે એ પણ કહેવું જોઈએ કે લોકપ્રિયતા મેળવવા કે જાળવવા માટે એ લોકોની હલકી મનોવૃત્તિ કદી પોષતા નહિ. લોકોને ઉશ્કેરવાનો પ્રયાસ કરતા નહિ. કોઈ પ્રત્યે તિરસ્કાર કે વેરની લાગણીને ઉત્તેજિત કરતા નહિ, બલ્કે જનતાની ઉચ્ચ વૃત્તિઓને ઉત્તેજિત કરતા. ભ્રાતૃભાવ, શાન્તિ, દેશના ઉજ્જવલ ભવિષ્યની ભાવના – એ સર્વ પ્રતિ જનતાનું લક્ષ ખેંચવા મથતા.



રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં ઝંપલાવ્યા છતાં, જેલ બહાર હોય ત્યારે કાર્યમાં નિમગ્ન હોવા છતાં, જવાહરલાલ મનની



અશાન્તિ, અન્તરની અસ્વસ્થતા અનેક વાર ભોગવતા. એનું એક કારણ તો એમનું અસ્થિર જીવન, અનિશ્ચિત કાર્યવાહી:

"હું પકડાઈશ એવી વાતો વારંવાર ચાલેલી... મને મળેલી અસંખ્ય ખાનગી ચેતવણીઓમાં કેટલું તથ્ય હતું તેની મને ખબર નથી, પરંતુ એ ચેતવણીઓને લીધે મારા હૃદયમાં અનિશ્ચિતતાની ભાવના ઉદ્‌ભવી ... આ અનિશ્ચિતતાની મને પરવા ન હતી. એનું ખાસ કારણ તો એ હતું કે ભાવીના ગર્ભમાં મારે માટે ગમે તે નિર્માણ... થયું હશે, પરંતુ સ્થિર ક્રમબદ્ધ જીવન મારા નસીબમાં નથી જ એની મને ખાતરી હતી."[૧૭]

"મારા પોતાના ઘરમાં હું કોઈ અજાણ્યો પરોણો થઈને થોડા દહાડાને માટે ફરવા આવ્યો છું એમ મને થતું, બીજી સવારે મારું શું થવાનું છે 'તે હું કલ્પના પણ કરી શકતો નહિ અને પાછા જેલમાં જવાનું નિમંત્રણ ગમે તે ક્ષણે આવી રહેશે એવી હમેશ અપેક્ષા રહેતી."[૧૮]

લંકા ગયા ત્યારે ત્યાં બૌદ્ધ ભિખ્ખુઓને જોઈને એમના મંદ ગતિથી વહી જતા શાંત પ્રવાહવાળી નદી જેવા જીવનની થોડી ઈર્ષ્યા એમને થઈ. "મને ખબર હતી કે મારું ભાગ્ય તેમનાથી જુદું હતું, તેમાં તોફાનો અને ઝંઝાવાત લખાયેલાં હતાં. મારે માટે આશ્રય શોધવાનું વિરામ-સ્થાન કયાંય નહોતું, કેમ કે મારા હૃદયમાં ઊઠતા ઝંઝાવાતો બાહ્ય ઝંઝાવાતો જેટલા જ તોફાની હતા અને ભાગ્યવશાત્ તોફાની પવનોના પ્રચંડ આઘાતમાંથી બચી શકાય એવું સુરક્ષિત આશ્રયસ્થાન કદાચ મળ્યું તોયે શું? ત્યાં મને

૧૭. પૃ. ૧૯૦
૧૮. પૃ. ૨૯૧

તૃપ્તિ કે આરામ પ્રાપ્ત થાત ખરે?"[૧૯]

આ અશાન્તિમાથી મુકત થવા જવાહરલાલ કોઈ અચલ શ્રદ્ધા માટે તલસતા, કોઈ નિશ્ચિત સપ્રદાયની શોધ ક્ર્યા કરતા ઈશ્વરનું અસ્તિત્વ સ્વીકરવા એ તૈયાર ન હતા. બ્રહ્માંડમા કોઈ પરમ પુરુષ છે એવી માન્યતાનો અનાદર કરતા [૨૦] ધાર્મિક દષ્ટિબિંદુ જીવનમા મદદરૂપ નથી થતુ, બલ્કે ઘણી રીતે ધર્મ લોકોની નૈતિક અને આધ્યાત્મિક પ્રગતિને અતરાયરૂપ થાય છે એવી એમની માન્યતા હતી ધર્મને નામે જે ઢોગ, દભ અને જૂઠાણુ ચાલે છે એને આકરા શબ્દોમા એમણે વખોડયા છે તો પછી કઈ શ્રદ્ધાનું અવલબન લેવુ? સામ્યવાદ પ્રત્યે એમને આકર્ષણ હતું પરતુ એના પ્રચાર અને આચારમાં રહેલાં દ્વેષ, હિંસા અને અસત્યો એમને મન નિંદ્ય હતા[૨૧] એમની નિત્ય ઝોલા ખાતી નાવ માટે એક લગર ગાધીજી હતા, પરતુ તે લગર પણ વારવાર કપતું, ડોલતુ, સશયગ્રસ્ત કરતું બનેના અન્યોન્ય આદર અને વિશ્વાસ છતા બનેની પશ્ચાદ્ભૂમિ તદ્દન જુદી હતી, બનેની જીવનની ફિલસૂફી અને નીતિભાવના ભિન્ન હતી, બને વચ્ચે વારવાર તીવ્ર મતભેદના છમકલા થતાં અને શમી જતા સુભાષ બોઝ તો કહેતા કે ખૂબ ધમપછાડા ક્ર્યા પછી, પુષ્કળ અકળાયા પછી, જુસ્સાદાર શબ્દોમા અભિપ્રાય આપ્યા પછી ગાધીજીથી



૧૯ પૃ ૪૩૯-૪૪૦ સરખાવો "આા રીતે તોફાની શાત બદરની સલામતી શોધવી મારે માટે અશકય છે મને તો ઝઝાવાત અને તોફાનવાળો સમુદ્ર જ વધારે પસદ છે" પૃ ૬૧૩

૨૦ જુઓ 'ધર્મચર્ચા'નુ પ્રકરણ ૩૭

૨૧ સામ્યવાદ વિશે તો ઉલ્લેખો ઠેરઠેર છે
જુઓઃ પૃ ૫૮૯-૫૯૦
પૃ ૬૪૪-૬૪૫



જુદો માર્ગ લેવાની હિંમત કે દૃઢતા જવાહરલાલમાં નહોતી. આનાં કારણનું પણ શ્રી જવાહરલાલે સ્પષ્ટતાથી, શબ્દોના છલ વિના સમીક્ષણ કર્યું છે. ગાંધીજીના કેટલાક સિદ્ધાંતો એ સમજી શકતા નહોતા—બીજા ઘણા પણ સમજી ન શકતા; એમના કેટલાક અભિપ્રાયો અને નિર્ણયો એમને અરુચિકર અને કઠગા લાગતા; એમનાં કેટલાંક પગલાં એમને વિચિત્ર અને અયોગ્ય લાગતા. આ વિશે પોતાનાં સંશય, ટીકા, વિરોધ જવાહરલાલે વિસ્તારથી એમની જીવનકથામાં સ્પષ્ટ કર્યાં છે આ બધું છતા પણ ગાંધીજીમાં એમને એવી શ્રદ્ધા તો હતી કે એ દેશની જનતાની નાડ બીજા કોઈ કરતાં વધારે સારી રીતે સમજે છે એટલે એ જે કરે છે તે ભલે આરંભમાં ગળે ન ઊતરે પરંતુ અન્તે દેશ માટે એ હિતકારક જ નીવડશે; ભલે એમના માર્ગ ઘણી વાર અગમ્ય જણાય પરંતુ એમની રીતિ વિશુદ્ધ છે અને રાષ્ટ્રીય ધ્યેયનું નેમ એ નહિ ચૂકે.[૨૨] આ દૃષ્ટિમાં, નીતિમાં અદઢતાનો અંશ કદાચ હશે; પણ એક મહાપુરુષની તુલનામાં પોતાની મર્યાદાનું ભાન હોય એ ઉચિત છે અને એક અસાધારણ વ્યકિતનું નેતૃત્વ સ્વીકારવામાં શાણપણ દાખવાય એની કોણ ના પાડી શકે?

જવાહરલાલનો બીજો આશરો હતો – સમાજવાદ. પહેલા મહાયુદ્ધ પછીના સમયના ઈંગ્લૅન્ડના મજૂરપક્ષના નેતાઓ અને સમાજવાદી વિચારકોની એમના પર ઊંડી અસર પડી હતી. સ્પેનના આન્તરવિગ્રહમાં એમણે રસ લીધેલો, સામ્રાજ્યવાદના વિરોધી આન્તરરાષ્ટ્રીય મંડળમાં એ જોડાયેલા (જોકે પછીથી એમને એમાંથી બહાર

૨૨. જીવનકથામા ગાંધીજી વિશે અનેક ચિન્તનો છે. ગાંધીજી અને જવાહરલાલના સંબંધ વિશે તો એક પુસ્તક લખાય એટલી સામગ્રી છે. મહાદેવભાઈએ પણ એમના ઉપોદ્‌ઘાતમાં એ વિષે સુંદર અને મનનશીલ ચર્ચા કરી છે.

કાઢયા હતા એવો ખ્યાલ છે); સૉવિયેટ રશિયાની મુલાકાત લીધેલી અને એ વિશે એક પુસ્તક પણ લખેલું. આ સંપર્ક અને વિચારોની આપ-લેને કારણે જ એમને આંતર-રાષ્ટ્રીય પ્રશ્નોમાં રસ ઉદ્‌ભવેલો અને હિન્દની સ્વતંત્રતાનો પ્રશ્ન દુનિયાભરના સામ્રાજ્યવાદના પ્રશ્ન સાથે સંકળાયેલો છે એમ એ માનતા થયા; તેમ જ બીજા પરતંત્ર દેશોની લડત માટે એમની સહાનુભૂતિનો આરંભ ત્યારથી જ થયો. સ્વતંત્ર હિન્દે પણ સમાજવાદનું ધ્યેય સ્વીકારવું પડશે એવો એમનો દઢ વિશ્વાસ હતો; અને રાષ્ટ્રીય સંચલનમાં પણ એ હેતુ લક્ષમાં રાખવો આવશ્યક છે એ વિશે એ ભાર મૂકીને કહેતા.[૨૩] પરંતુ આ સમાજવાદને મહાસભાની પ્રવૃત્તિમાં કેવી રીતે વણવો, રાષ્ટ્રીય આંદોલનને લોકકલ્યાણ અને સમાનતાના લક્ષ્ય તરફ કેમ વાળવું એ એમની હંમેશની મથામણ હતી.

આને લીધે જવાહરલાલના અંતરમાં નિરંતર દ્વંદ્વ-યુદ્ધ ચાલ્યા કરતું.[૨૪] લોકોનાં ટોળાં, જાહેર સમારંભો, અસ્ખલિત ચર્ચાઓ, રાજકારણની ધૂન એ બધું એમને સ્પર્શતું પણ તે ઉપરથી જ.

"પરતુ મારુ સાચું મથન તો અંતરનું હતું – આદર્શો,



૨૩ કાનપુરની મહાસભાના પ્રમુખપદેથી એમણે આપેલા વ્યાખ્યાનમા સીડની અને બીએટ્રીસ વેબના સૉવિયેટ કૉમ્યુનિઝમના પુસ્તકની પ્રશસા હતી અને આ માર્ગે એક નવી સસ્કૃતિ ઘડાઇ રહી છે એમ એમણે પ્રતિપાદન કર્યું હતુ. કલકત્તાના 'સ્ટેટ્સમૅન' પત્રે આ વ્યાખ્યાન વિશેના અગ્રલેખનુ શીર્ષક "An Englishman Speaks" આપ્યુ હતુ

૨૪. "મારા અતરમા તુમુલ યુદ્ધ ચાલી રહ્યું અને વ્યક્તિનિષ્ઠા અને તત્વનિષ્ઠાની હરીફાઇમા ખેચાઇને હુ ચિરાતો હતો." (પૃ ૬૦૮)



આકાંક્ષાઓ અને ભિન્નભિન્ન નિષ્ઠાઓનું ઘર્ષણ, બાહ્ય સંજોગો અને સુપ્ત ચિત્તના ઊંડાણમાંથી ઊઠતાં બળોની અથડામણ, અંતરની નહિ શમેલી ઊંડી ભૂખ, એ બધાંનું યુદ્ધ તો અંતરમાં ચાલતું હતું. જેમાં અનેક સંપત્તિઓ એકબીજા ઉપર અધિકાર જમાવવાને મથતી હોય એવું ક્ષેત્ર હુ બની ગયો"[૨૫]

આમાંથી સમતા અને એકરાગ એ જેલ બહારની પ્રવૃત્તિમાં નિમગ્ન થઈને મેળવવા મથતા. જેલમાં પણ દુનિયાની આપત્તિઓ અને ઘર્ષણોની વિમાસણમાં પોતાનાં અંગત તેમજ સ્વદેશનાં કષ્ટો ઘણા વાર વીસરી જતા. કોઈકોઈ વાર તો આવા વૃત્તાંતને લીધે અતિ ઉત્સાહમાં આવી જતા, કારણ એમને પ્રતીતિ થતી કે જગતના એક મહા વિપ્લવકારી યુગમાં એ જીવતા હતા; અને ભારે પરિવર્તન થઈ રહ્યું છે તેને અંગે દુનિયાના જે ખૂણામાં એ પડ્યા હતા ત્યાં એમનો પોતાનો પણ નાનોસરખો ભાગ ભજવવાનો વારો આવશે. આ વારો અલબત્ત સ્વરાજ્ય પછી આવ્યો.[૨૬]

રાજકીય સંચલનમા અને મહાસભાની પ્રવૃત્તિમાં તલ્લીન થઈને જવાહરલાલ મનનું સાંત્વન મેળવતા. પરંતુ ત્યાં પણ પરસ્પર ઝઘડા, ક્ષુદ્ર ખટપટ, અંગત રાગદ્વેષ વગેરેથી કંટાળતા. મહાસભાનું રાષ્ટ્રીય ધ્યેય પ્રાપ્ત કરવાની સાચી ધગશ થોડામાં જ હતી એમ એમને લાગ્યા કરતું; એમના ઘણા સાથીઓના વિચારો અસ્પષ્ટ લાગતા; ઘણા માનસિક બળ વગરના હતા; ઘણા તો તકનો લાભ લઈને ચાલતી ગાડીએ ચડી બેસતા. એ એમને સાલતું. કારોબારી સમિતિમાં જે પક્ષાપક્ષી હતી એ એમને અરુચિકર હતી અને એનાથી

---

૨૫ પૃ. ૩૩૧
૨૬. જુઓ પૃ ૫૯૩

અલિપ્ત રહેવા મથતા. આમાં તટસ્થ રહેવાનો પ્રયત્ન કરવા છતાં અંતે બહુમતી પક્ષમાં ભળતા, ખાસ કરીને ગાંધીજીના અભિપ્રાયને મૌન રાખીને પણ અનુમોદન આપતા. પરંતુ ગાંધીજીના કેટલાક અનુયાયીઓ, અંધ ભકતો એમનાથી ન ખમાતા. આવા સર્વ પ્રસંગે પરાજયની મનોદશા પણ અનુભવતા:

"આ વિલક્ષણ, દુ:ખમય સંસારમાં પરાજયની લાગણીમાંથી કેમ બચી શકીએ? કેટલીયે વાર બધું ખોટી રીતે જ જતું જણાય છે અને જોકે કામ કર્યા કરીએ છીએ છતાં, જે જાતની માનવસામગ્રી આજુબાજુ દેખાય છે તે તરફ દૃષ્ટિ નાંખતાં શંકાના વમળમાં સપડાઈ જવાય છે. જે બનાવો બનતા હોય છે અને જે સ્થિત્યંતરો થાય છે તેની સામે તેમ જ વ્યકિતઓ અને મંડળોની સામે મને ઘણી વાર ગુસ્સો કે ચીડ ચડે છે એ વાત સાચી છે એમ મારે કબૂલ કરવું જોઈએ."[૨૭]

આવી પરિસ્થિતિમાં આંતરરાષ્ટ્રીય ભાવનાનો વિચાર કરીને, ભારતના સ્વાતંત્ર્યનું સ્વપ્ન સેવીને, સમાજવાદની કલ્પના મૂર્ત કરીને અને સૌથી વધારે તો ગાંધીજીના અસાધારણ વ્યકિતત્વ, સાંનિધ્ય અને જીવનમાંથી પ્રેરણા મેળવીને એ શકિત પ્રાપ્ત કરતા તેમ જ "અંતરપરીક્ષણની ટેવથી ઘણુંખરું મારી સમતા જાળવવામાં મને સહાય મળી રહેતી" એવું સાંત્વન મેળવતા.



એમની આ મનોવૃત્તિઓને પરિણામે જે અસ્થિરતા હતી એથી વર્ષોથી એમને રાજ્યદ્વારી ક્ષેત્રના હૅમ્લેટનું બિરુદ અપાતું. કોઈ પ્રશ્ન પર નિર્ણય લેતાં એમને વિલંબ થતો અને ઘણી વાર નિર્ણય લેતા જ નહિ. આ ઊણપનો સ્વીકાર એમણે કર્યો જાણ્યો નથી. બુદ્ધિશાળી અને પ્રમાણિકપણે વિચાર કરનારને આ મુશ્કેલી હંમેશ નડે છે. ઘણા

૨૭. પૃ. ૭૬૯-૭૭૦



પ્રશ્નની બંને બાજુ એ ઘણી વાર જોઈ શકતા અને એમાંથી ક્યો ઈષ્ટ છે, ક્યો લેવો એનો નિશ્ચય નહોતા કરી શકતા. એમના વ્યાખ્યાનોમાં આ વૃત્તિ સતત જણાય છે. પરંતુ વિચારકમાં જે ઊણપ લેખાય એ રાજ્યકર્તામાં તો ગંભીર દોષ બની જાય. જવાહરલાલની સત્તર વર્ષની મંત્રીપદની કારકિર્દીમાં આનાં ઘણાં દષ્ટાંતો મોજૂદ છે.

છતાં આશ્ચર્યની વાત એ છે કે જવાહરલાલ પોતાની વિચારસરણી સ્પષ્ટ છે, પોતાની ભાવનામાં કોઈ જાતના ગૂંચવાડા નથી એમ માનતા અને પોતાની દઢતા વિશે પણ દઢ હતા. ૧૯૩૭ના નવેમ્બરમાં કલકત્તાના "મૉડર્ન રિવ્યુ"માં 'ચાણક્ય'ના ઉપનામે જવાહરલાલ નેહરુ વિશે એક લેખ પ્રગટ થયો હતો; એમાં જવાહરલાલ જેવા નેતા લોકશાસનમાં જોખમકારક છે એવી નીતિનો નિર્દેશ હતો.

"એ પોતાની જાતને લોકશાહીના પુરસ્કર્તા કે સમાજવાદી તરીકે ઓળખાવે છે, અને અલબત્ત એ સાથેસાથ છે પણ ખરા, તથાપિ એક સહેજ વળ ચડતાં જ એ સરમુખત્યાર પણ બની બેસે......તેમને સરમુખત્યાર બનાવે તેવાં ઘણાં લક્ષણો તેમનામાં છે. અતિશય લોકપ્રિયતા, સુદઢ મનોબળ, તાકાત, જુસ્સો, ગર્વ ...... અને લોકસમૂહ પ્રત્યે તેમનો પ્રેમ હોવા છતાં બીજાઓ પ્રત્યેની તેમની થોડીક અસહિષ્ણુતા અને નિર્બળ તથા અણઘડ પ્રત્યે તેમનો તિરસ્કાર. એમના મિજાજના ચમકારા સુખ્યાત છે. તેમનો ધાર્યું કરવા માટે, આગણમતું ફગાવી દેવા માટે અને નવું સર્જવા માટે ઊછળતો મનોભાવ લોકશાહીની ધીમી પ્રક્રિયાને લાંબો સમય ભાગ્યે જ સહી શકશે. એમની પતરાજી ખરેખર ભયંકર છે. તે અંકુશમાં રાખવી જ જોઈશે. આપણે સીઝરો જોઈતા નથી."[૨૮]

૨૮. આ અનુવાદ જુલાઈ ૧૯૬૪ના 'બુદ્ધિપ્રકાશ'ના અંકમાંથી લીધો છે.

આ લેખ એ વખતે ખૂબ ચર્ચાયો હતો અને કોણે લખ્યો હશે એ વિશે અનેક અનુમાન થયેલાં પરંતુ જવાહરલાલે પોતે જ એ લખ્યો હતો. આવું આત્મદર્શન વિરલ હશે. છતાં એમની બીજી સમીક્ષા જેવું આ યથાર્થ નથી. સરમુખત્યાર થવા માટેના ગુણો કે અવગુણો જવાહરલાલમાં અલ્પાંશે જ હતા. સરમુખત્યારી માટે જે એકાગ્રતા અને અસીમ મનોબળ આવશ્યક છે, જે નિષ્ઠુરતા અને સત્તાની અમર્યાદિત તૃષ્ણા જરૂરનાં છે અને જેને માટે માનવતાનો અભાવ પણ મૂળભૂત છે એમાંનાં એકે એમનામાં નહોતાં. દુર્બળતા થઈ જાય એટલી મનની કોમળતા એ ઘણી વાર દાખવતા. અયોગ્ય કે અપ્રમાણિક મનુષ્યને બરતરફ ન કરી શકતા, દેશને હાનિકારક થતા હોય એવા મંત્રી કે અમલદારને પણ દૂર ન કરી શકતા. પોતાના સાથીઓ પ્રત્યે વફાદારીની ભાવનાનું સ્થાન એમના આધ્યાત્મિક ઘડતરમાં ઊંચું હતું, પણ આવી વફાદારી દેશકલ્યાણની આડે આવે તો એ અયોગ્ય જ કહેવાય.



આ ઉપરાંત, લોકશાહીનાં જે તત્ત્વો જવાહરલાલે યુવાવસ્થામાં ઇંગ્લૅન્ડમાં એમના શિક્ષણ દ્વારા ગ્રહણ કર્યાં હતાં એ કાળે કરીને સુદૃઢ થયાં હતાં અને એ એમને સરમુખત્યાર થવા દે એવાં નહોતાં. મુખ્ય મંત્રી થયા પછી સરમુખત્યારીનું પ્રલોભન એમને વાસ્તે સતત હતું. એમની બરોબરી કોઈ કરે એવું એમના પક્ષમાં કે દેશમાં પણ નહોતું; ઘણી બાબતમાં એકહથ્થુ સત્તા ભોગવતા. એમના સાથીઓમાં એવું નૈતિક બળ નહોતું ને લોકમત પણ એવો સમર્થ નહોતો કે એમની સરમુખત્યારીને અટકાવી શકે. એશિયા અને આફ્રિકાના ઘણા દેશો જે છેલ્લાં વીસ વર્ષમાં સ્વતંત્ર થયા છે એમાં એવા રાષ્ટ્રનેતાઓ ભિન્ન-ભિન્ન રૂપે સરમુખત્યાર થયા છે. પરંતુ જવાહરલાલને આ માર્ગ



ત્યાજ્ય હતો; એમણે લોકશાહીનું શાસન સ્વીકાર્યું હતું.

સરમુખત્યારને સ્વાવલંબન આવશ્યક છે. જવાહરલાલ જ્યારે એકલા પડી જતા, એમને દુનિયા જ્યારે વેરાન જેવી લાગતી, ત્યારે એ "એક મોંઘો પાઠ" શીખ્યા હતા એમ કહે છે. અને તે એ કે "અત્યંત મહત્ત્વના વિષયમાં કોઈ બીજા પર આધાર રાખી શકાય નહિ. જીવનનો પ્રવાસ દરેકે એકલાએ જ કરવાનો છે. બીજા પર આધાર રાખવો એટલે હૈયાશોક વહોરી લેવો."[૨૯] છતાં વાસ્તવિક જીવનમાં, નિત્યના રાજકારણમાં એ સ્વાશ્રયી નહોતા. એમના પિતા પર, વર્ષો સુધી ગાંધીજી પર, થોડો વખત સરદાર વલ્લભભાઈ પટેલ ઉપર અને શ્રી રાજગોપાલાચારી પર અને છેલ્લાં વર્ષોમાં—દેશના દુર્ભાગ્યે—કૃષ્ણ મેનન પર એ આધાર રાખતા. સરમુખત્યારી તો શું પણ જે પ્રકારની અડગતા સરદાર વલ્લભભાઈમાં હતી એવી નિશ્ચલતા પણ જવાહરલાલમાં ભાગ્યે જ દેખાતી.

જનતાની નિરંતર થતી ઘોષણા અને લાખોની વીરપૂજાથી ઘેરાયેલા જવાહરલાલ આમ એકલા, અટૂલા હતા. પોતે આમવર્ગની મનોદશાના સાચા પ્રતિનિધિ નથી એ એમને સાલતું.

"જે હિંદુસ્તાનને મેં મારો પ્રેમ સમર્પણ કર્યો હતો, અને જેને માટે મેં આટલી જહેમત ઉઠાવી હતી તે ભૂમિ મને વિચિત્ર અને વ્યાકુળ કરનારી લાગવા માંડી. મારા દેશબાંધવોની વૃત્તિ તથા વિચાર કરવાની રીતમાં હું પ્રવેશ નહોતો કરી શકતો એ શું મારો વાંક? મારા નિકટતમ સાથીઓને વિશે પણ મને લાગવા માંડ્યું કે મારી વચ્ચે એક અદૃશ્ય અંતરાય આવીને પડ્યો છે. તે ઓળંગવાની મારી અશક્તિને

---

૨૯. પૃ. ૮૧૭

કારણે દુ:ખી થઈને હુ મારા કોચેટામાં પાછો ઘૂસી ગયો."૩૦

પરનુ આ મનોદશાનું મૂળ ઊંડુ હતું એ વ્યથા એમની જીવનકથાના અન્તમા, ઉપસંહારમાં એ વ્યક્ત કરે છે:

"હુ કોઈનો પ્રતિનિધિ નથી એમ માનવા તરફ મારુ મન ઢળે છે દરેક ઠેકાણે મેળ ન ખાતો, ક્યાંયે સ્વ-સ્થાને છુ એમ ન અનુભવતો. પૂર્વ અને પશ્ચિમનું હુ વિલક્ષણ મિશ્રણ છુ કદાચ મારા વિચારો અને જીવન પ્રત્યેની દૃષ્ટિ, પૂર્વ કરતા જેને પશ્ચિમનાં કહે છે તેને વધારે મળતાં છે, છતા ભારતમાતા પોતાના અનેક બાળકોની જેમ મનેય અનેક રીતે અપનાવે છે, અને મારી પ્રકૃતિમા, કદાચ મારા અપ્રગટ માનસમાં, સેંકડો – કે જેટલી હોય તેટલી – પેઢીઓના બ્રાહ્મણપણાના સંસ્કારો પડેલા છે એ મારા ભૂતકાળના વારસાના કે મારા નવીન સસ્મરોને હુ છોડી શકતો નથી એ બંને મારા જીવનના અગો છે, અને જોકે પૂર્વ અને પશ્ચિમ બંનેમા તેઓ મને મદદગાર થાય છે, છતાં જાહેર જીવનમા જ નહિ પણ સમગ્ર જીવનમા તે સસ્કારો હુ જાણે માનસિક એકાકીપણુ ભોગવતો હોઉં એવી લાગણી મારામા ઉત્પન્ન કરે છે પશ્ચિમમા હુ અજાણ્યો અને પરદેશી બનું છુ હુ ત્યાનો થઈ શકતો નથી પણ મારા પોતાના દેશમાયે ક્યારેક હુ દેશનિકાલ થયેલા માણસની લાગણી અનુભવુ છુ"૩૧



આ એમનું હૃદયમથન દુનિયાભરમા વિખ્યાત છે આથી એ મંઝેર્દા હતા, ત્રિશંકુ જેવી સ્થિતિના હતા એવું ચિત્ર પરદેશી – અને ખાસ કરીને કેટલાક અમેરિકન – ટીકાકારો દોરતા. વાસ્તવિક રીતે આ શબ્દોમા એક

૩૦ પૃ ૬૦૮
૩૧ પૃ ૬૫૩ ૫૪



સંસ્કારી, વિચારશીલ વ્યકિતના અંતરનો ઊભરો છે, મનની ઋજુતા છે, બુદ્ધિની શુચિતા છે. પરંતુ એટલું તો સ્પષ્ટ જણાય છે કે જવાહરલાલનાં મૂળ તે દિવસોમાં આ ભૂમિમાં એટલાં ઊંડાં નહોતાં; કેટલેક અંશે દેશની સાચી પરિસ્થિતિથી એ વાકેફ ન હતા, ઘણી પ્રણાલિકાઓ અને માન્યતાઓથી અજાણ્યા હતા. આશ્ચર્યની વાત એ પણ છે કે જેને માનવજાતિના ઐક્યની ભાવના પ્રેરતી હોય, જેનામાં આંતરરાષ્ટ્રીય દૃષ્ટિ હોય એને તો દરેક ઠેકાણે મેળ ખાવો જોઈએ, એણે સર્વત્ર સ્વસ્થાન અનુભવવું ઘટે. સૉક્રેટિસને જ્યારે પ્રશ્ન કર્યો કે "તારું નિવાસસ્થાન શું છે?" ત્યારે એણે "ઍથન્સ" એમ ઉત્તર ન દીધો પણ "જગત" એમ કહ્યું. બેન્જામિન ફ્રૅન્કલિને પણ કહ્યું હતું કે "હું દુનિયાનો નાગરિક છું." છતાં શ્રી જવાહરલાલને કોઈ સ્થળમાં ન ગોઠતું. તોપણ એમનું સ્થાન માત્ર હિન્દ નહિ પણ જગત હતું એ એમના અવસાન પછી દુનિયાભરમાં એમને અપાયેલ અંજલિઓએ સ્પષ્ટ કર્યું છે.[૩૨]

શ્રી જવાહરલાલ જીવનને પ્રયોગ તેમ જ પરાક્રમ લેખતા, અને એ જ રીતે એ જીવન જીવ્યા:

"જીવનને એક અત્યંત રસમય સાહસરૂપે હું વધારે ને વધારે જોતો થયો છું. એમાં ઘણુંયે શીખવાનું છે, ઘણુંયે કરવાનું છે. મારો વિકાસ થઈ રહ્યો છે એવો ચાલુ અનુભવ મને થયા કર્યો છે, અને એ અનુભવ મને હજુયે થાય છે, અને તે મારી પ્રવૃત્તિઓમાં અને પુસ્તકોના વાચનમાં રસ પૂરે છે અને એકંદરે જીવનને જીવવા યોગ્ય બનાવે છે."[૩૩]

૩૨. લંડનના 'ઑબ્ઝર્વર' સાપ્તાહિકે બે અગ્રલેખો લખ્યા હતાઃ મુખ્ય – 'નેહરુ વિનાનું જગત' અને બીજો – 'નેહરુ વિનાનું હિન્દ.'

૩૩. પૃ. ૯૫૨

આમ જવાહરલાલ નેહરુને એમની જીવનકથામા જેવા એ હતા એવા પ્રત્યક્ષ જોઈએ છીએ – મહાદેવ દેસાઈના શબ્દોમા કહીએ તો – "અધીરા, આકરા અને વળી પ્રસન્ન – ગભીર, નિરાશામા ડૂબતા અને વળી આશા ભર્યા ઊડતા – એમના પાનામા એમનુ હાસ્ય અને એમના અશ્રુ પણ ઘણી વાર પ્રગટ જોઈ શકીએ છીએ"

ઘણા મહાપુરુષોમા હોય એવા વિરોધી તત્ત્વો જવાહરલાલ નેહરુના માનસમા પણ હતા શ્રદ્ધા અને સશય, નિશ્ચય અને અસ્થિરતા, ઉદારતા અને અસહિષ્ણુતા, ક્રોધ અને ક્ષમા, તેમ જ વ્યક્તિસ્વાતત્ર્યનુ મૂલ્ય સમજનાર અને નૈતિક માર્ગના અનુયાયી સામ્યવાદ પ્રતિ આકર્ષાતા આ વિરોધી તત્ત્વોનું ભિન્ન ભિન્ન રીતે મિશ્રણ થતું ઉમ્મર વધતા અને દેશના રાજ્યનું ઉચ્ચતમ સ્થાન પ્રાપ્ત થતા એમા પરિવર્તન પણ થયુ પરતુ એમના ઘડતરનો ઈતિહાસ અને માનસનુ પ્રતિબિબ એમની જીવનકથામા છે તટસ્થ રીતે આપણુ પોતાનુ નિરીક્ષણ કરવુ એ કઠણ હોય તો એ નિરીક્ષણનું પ્રદર્શન કરવું તો એથીયે વધારે દુસાધ્ય છે પરતુ જવાહરલાલે આ આત્મ દર્શન કર્યું અને કરાવ્યું છે સાહિત્ય માટે તેમ જ ઈતિહાસ અને રાજકારણ વાસ્તે તેમનું આ અમૂલ્ય અર્પણ છે



# નેહરુ : શબ્દના ઉપાસક

ઉમાશંકર જોશી

૧૯૫૪ના માર્ચની ૧૨મીએ (દોસ્તૂવ દિને) સાહિત્ય અકાદમીની સ્થાપના થઈ ત્યારે સવારના ઉદ્ઘાટન સમારભમા જવાહરલાલજી સહેજ નાદુરસ્ત તબિયતને લીધે હાજર રહી શક્યા ન હતા બપોરે સામાન્ય સભાની બેઠક એમના નિવાસસ્થાને રાખવામા આવી હતી. એક પ્રસિદ્ધ હિંદી લેખક અને હુ સવારથી એક વિચારવમળે ચઢ્યા હતા. જવાહરલાલજીની કલમની શક્તિ ઉત્તમ છે એ નિર્વિવાદ છે, પણ તેઓ વડા પ્રધાન છે માટે તો આપણે એમને સાહિત્ય અકાદેમીના પ્રમુખ બનાવી રહ્યા નથી ને? ત્રીજા કોઈને વાત કરવાનો મોકો ઝડપીએ એ પહેલા અમારામાથી એક જણને એક તેજસ્વી વિચાર સૂઝ્યો આપણે જવાહરલાલજીને જ આ વાત કરીએ સામાન્ય સભાની બેઠક પૂરી થયા પછી અમે એમને મળ્યા એમણે તો, તરત બહુ સહજતાથી અમને મળવાનો સમય આપ્યો બીજી એક બેઠક હતી તેની આગળ કે પાછળ મળી શકીએ અચ્છા! પ્રોત્સાહનભર્યા અમે મુકામે આવ્યા પણ, વચલા સમય દરમ્યાન અમને એક વિચાર આવ્યા કર્યો સસ્થાના પ્રમુખની ચૂંટણી સામાન્ય સભા કરશે પણ પ્રથમ પ્રમુખ તરીકે શ્રી જવાહરલાલ નેહરુની નિયુક્તિ કરવામા આવે છે– એ રીતે કાયદાથી જે વસ્તુ રાષ્ટ્રપ્રમુખે નિશ્ચિત કરી છે અને જે પ્રમાણે કામ શરૂ પણ થઈ ચૂક્યુ છે તેને હવે આ તબક્કે ચર્ચવાથી શુ? અમે પેલી બીજી બેઠકમા ગયા, આખો વખત એમની સાથે હતા, પણ બેઠકની આગળ કે પાછળ મુલાકાત માટે એમની પાસે ગયા નહો અમારી એ ન લેવાયેલી મુલાકાતનો ભરમ અમે ન એમને કહ્યો ન બીજા કોઈને

અકાદેમીના પ્રમુખપદે પછી તો બે વાર સામાન્ય સભાએ એમને સર્વાનુમતે ચૂંટયા. એ પદને માટે એ સર્વથા પાત્ર હતા. કોઈના પણ કરતાં એમનો રસ કે ઉત્સાહ ઓછો ન હતો. હું એક વસ્તુ કદી ભૂલી શકયો નથી. યુગો-સ્લાવિયાના પ્રમુખ માર્શલ ટીટો દિલ્હી આવેલા. વહેલી સવારે શ્રી નેહરુએ એક કલાક એમની સાથે વાતોમાં ગાળ્યો. સાહિત્ય અકાદેમીની કારોબારીની બેઠક એ સવારે હતી, તેમાં એમણે દોઢ કલાક આપ્યો. સમિતિની બેઠકોમાં જવાહરલાલજી સમયસર આવ્યા ન હોય એવું કદીય બનતું ન હતું. એક વખત ડૉ. રાધાકૃષ્ણને કહ્યું પણ ખરું: તમે આવ્યા અને ઘડિયાળમાં આ દસના ટકોરા વાગવા માંડયા. આ મેની ૩૦મીએ કારોબારીની બેઠક હતી. નાદુરસ્ત તબિયત છતાં તેમાં હાજર રહેવાનું એમણે કબૂલ્યું હતું. પણ, એ સભા તો એમને અંગેનો શોકઠરાવ કરવા નિર્માઈ હતી.

કારોબારી સમિતિની ચર્ચાઓ દરમ્યાન એમના સાહિત્ય પ્રત્યેના અભિગમો પ્રગટ થતા. એક વાર એમણે બહુ જ ભારપૂર્વક કહેલું: આ સંસ્થા જેટલી સરકારથી દૂર રહેશે એટલું એને માટે સારું છે. અકાદેમીના સભ્યોને પ્રવાસની સગવડો 'એ' વર્ગના સરકારી અમલદારોના જેવી અપાવી જોઈએ એમ આરંભમાં કોઈ સભ્યે લખેલું. પહેલા વર્ગનાં ત્રણ ભાડાં ને એવું એવું. એ જાણીને એ બેચેન જેવા થઈ ગયા અને અંતરના ઊંડાણમાં ઊતરી ગયા. સ્વગતોકિત કરતા હોય તેમ બોલ્યા: 'ઉમ્ર સારી તો ગુજરી થર્ડ કલાસ મેં.' '૭૦ના જવાહરલાલ જાણે બોલી રહ્યા હતા. પડખે મૌલાના સાહેબ બેઠેલા, હતા. એમણે આશ્વાસક સ્વરે કહ્યું: 'હાઁ, લેકિન વો તો આપને મુલ્ક કે લિએ કિયા.' સ્વાતંત્ર્યસંગ્રામના બે ધુરીણોની એ વાણી સાંભળવી મર્મવેધક હતી. મૌલાના સાહેબ તરફ ફરીને જવાહરલાલજીએ



કહ્યું 'મુઝે પસંદ નહીં હૈ વો યહ હૈ કિ હમ સરકારી અમલદાર સે સાહિત્યકાર કા મુકાબલા ક્યોં કરે '

કોઈ વખત હળવી પળો પણ આવતી એક લેખકની વાત થતી હતી જવાહરલાલજી બોલ્યા '(અમુક)ની આત્મ કથા લખી રહ્યા છે એ ને? ( who is writing —'s autobiography )' બોલીને એ હસી પડયા એક કવિનો એક વાર ઉલ્લેખ થયો. એમના લાક્ષણિક છલુમ સાથે એમણે ઉદ્‌ગાર કર્યો: "એ થર્ડ કલાસ પોએટ!" હિંદની કેટલીક ભાષાઓમા સમાન શબ્દો વપરાતા હોય છે એની વાત કોઈએ કરી તરત જવાહરલાલજીએ ધ્યાન દોર્યું પણ બને ભાષામા એ શબ્દ એક જ અર્થમાં વપરાયો છે એમ માની લેતા પહેલા જરીક તપાસ કરવી જોઈએ.

રશિયાના વડા પ્રધાન બન્યા પછી શ્રી ખ્રુશ્ચૉફ હિંદ આવ્યા ત્યારે વડા પ્રધાન તરીકે જવાહરલાલજીએ એમને બપોરનું ભોજન આપ્યું હતું નિમન્ત્રિતોમા કૅબિનેટના પ્રધાનો ત્રણ હતા, જ્યારે લેખકો પાચ હતા જવાહરલાલજીના. મૂલ્યાકન અને માપ એમના પોતાનાં હતા શ્રી ખ્રુશ્ચૉફના કુટુબજનો માટે બાગના છેડા પર મદારીનો સાપનો ખેલ રાખવામા આવ્યો હતો. તે પૂરો થતાં જવાહરલાલજી શ્રી ખ્રુશ્ચૉફને જમવાના ટેબલ તરફ લઈ જતા હતા એ વખતે બનેલો એક પ્રસંગ અહીં નોધું તો તે ક્ષમ્ય લેખાશે એવી આશા છે એ બંનેને રસ્તો કરી આપવા અમે બે-ત્રણ જણા—બે નેતાજનો અને હુ—વાતો કરતા ઊભા હતા તે બે બાજુ ખસી ગયા હતા જવાહરલાલજી ઊભા રહી ગયા, એક ડગલું પાછા આવી શ્રી ખ્રુશ્ચૉફને મારી તરફ દોરી ઓળખાણ કરાવી Meet one of our principal writers શ્રી ખ્રુશ્ચૉફે લબાવેલા હાથ સાથે હાથ મેળવતાં છેલ્લો શબ્દ writers હતો તેનો લાભ લઈ,

એના અનુસંધાનમાં, એ વખતે તાજાં જ રશિયાએ રૉકેટ છોડયાં હતાં તે સંદર્ભ સૂચવતાં મેં કહ્યું: -devising rockets to reach the heart of man. શ્રી ખ્રુશ્ચૉફ ખમચાઈને ઊભા, પાછળથી દુભાષિયાએ કાનમાં ગુજગુજ અનુવાદ કર્યો ત્યાં, એમની લાક્ષણિક હાજરજવાબી રીતે, માથું જરીક નીચું નમાવી, ચશ્માં પરથી આંખો મારી સામે તાકીને એમણે કહ્યું: It's a very difficult but noble art. મેં ઉમેર્યું: It's as old as mankind અને સૌ ભોજન માટે આગળ વધ્યા.

'એશિયાની ભીતરમાં'–એ પુસ્તકમાં જૉન ગન્થરે શ્રી નેહરુની ગણના અંગ્રેજી ગદ્યના આંગળીને વેઢે ગણાય એટલા લેખકોમાંના એક તરીકે કરી છે. સો બસો વરસ પછી અંગ્રેજી સાહિત્યના ઉત્તમ ગદ્યકારોમાં આજના કયા લેખકોની ગણના થશે તે કહેવું ઘણું મુશ્કેલ છે. પણ, આપણા સમયના જાહેર જીવન ઉપર પોતાના વ્યકિતત્વની મુદ્રા પાડનાર મહાજનોમાં ચર્ચિલ અને નેહરુ જેવાઓની વાક્‌શકિત બહુ આગળ તરી આવે એવી છે બન્નેનાં નામ અહીં સાથે લેવાનો સહેજે પ્રસંગ આવ્યો, પણ તેઓ અનેક બાબતમાં એકમેકથી તદ્દન ભિન્ન પ્રકારના પુરુષો છે. બીજા વિશ્વયુદ્ધ વખતે બ્રિટનના સરક્ષણસંગ્રામમાં યોદ્ધાક સમય માટે તો અંગ્રેજી ભાષાએ જ (ચર્ચિલ દ્વારા) મુખ્ય કામગીરી બજાવી હતી. વીર-ઉદ્‌ગાર (heroic utterance) માટે ચર્ચિલ પાસે પૂરો વાગ્વૈભવ હતો. દીપ્તિમંત વાગ્મિતા (rhetoric) હતી. જવાહરલાલજીની શકિત જુદા પ્રકારની હતી. એમના શબ્દેશબ્દમાં–અરે, અવાજના આરોહ-અવરોહમાં પણ–નરી સહૃદયતા ટપકતી. મને તો એમનું આખુંય વ્યકિતત્વ એમના અવા-





જમાં વિશેષરૂપે પ્રગટ થતું લાગતું. દસકઓ પહેલાંના પણ અનેક પ્રસંગો મને સુરેખ રીતે સાંભરે છે. જ્યારેજ્યારે એમનો સ્વર પ્રત્યક્ષ સાંભળ્યો હોય ત્યારેત્યારે એની સહૃદયતાથી—સહૃદયતાના ઊંડાણથી હું બહુ પ્રભાવિત થયો છું. કોઈ વાર પાડોશના રેડિયોમાંથી કોઈ વાગ્ધારા વહી આવતી હોય અને મારા કમરાને ભરી રહી હોય. અવાજ તરફ જ મારું ધ્યાન વિશેષ રહે છે, શબ્દોના આકાર બહુ મોડેથી પકડાય છે. રેડિયોનો એ અવાજ ચારે બાજુથી ચેતનાને ઘેરી વળે, ખબર ન પડે એમ એક ઊંડું દર્દ અંદરથી જાગે: આ એ અવાજ છે, જે સાંભળ્યા વગર માનવજાતિને શાંતિ વળતી નથી અને જેને અનુસરવાનું માનવજાતિથી બનતું નથી. દરમ્યાન તો શબ્દો સુરેખ સંભળાવા માંડ્યા હોય. જવાહરલાલજી બોલી રહ્યા હોય: હલકે હલકે હમ મંજિલ તક પહુંચ જાયેંગે ....

જવાહરલાલજી પોતાના શબ્દોથી કદી બીજાને દબાવવા કે જીતવા માગતા હોય એમ લાગતું નથી, બીજાને આંજવાનો પણ આશય વરતાતો નથી. જાણે સાંભળનારના ઉત્તમ સ્વરૂપ સાથે સંબંધમાં આવવાનો ઉપક્રમ ન હોય! એક અર્થમાં જવાહરલાલજી શિક્ષક છે, ક્યારેક કોઈક પળોએ માનવજાતિના શિક્ષકોની કોટિના પણ લાગે. પાકિસ્તાન સ્થપાયું ન હતું ત્યાં સુધી કાયદે આઝમ ઝીણા શબ્દશક્તિથી બરોબર લડ્યા, પણ પછીથી બોલવાનું ઓછું થયું. વડા પ્રધાન થયા પછી જવાહરલાલજી શા માટે આટલું બોલતા હશે એમ કેટલાકને થતું. પણ વડા પ્રધાન નેહરુ કરતાં લોકોના હૃદય સાથે વાત કરનાર જવાહરલાલજી પ્રવચનો કરતા—એ રીતે એ વસ્તુ આપણે જોવી જોઈએ. ૧૯૩૭ની ચૂંટણીઝુંબેશમાં તેઓ વંટોળિયાની પેઠે દેશને ખૂણેખૂણે ઘૂમી વળ્યા તેમાં

કરોડ જેટલા દેશવાસીઓને એમનો અવાજ પહોંચ્યો હશે. ચૂંટણી તો નિમિત્ત હતી જવાહરલાલજીની ખોજ ઊંડી હતી ભારતના આત્મા માટેની ખોજ તેઓ ઊંડાણથી કરી રહ્યા હતા અને એમાં પોતાના અંગૂઠા જેવા લાગતા અણુપઢ દેશબંધુઓને તેઓ ભાગીદાર બનાવતા સભાનો આરંભ થતા સામજેનું 'ભારતમાતા કી જય' – એ સૂત્ર ઉપાડી લઈ એક જોરાવર જાટ ખેડૂત સાથે તેઓ 'ભારત માતા એટલે કોણ?' – એની ચર્ચામા ગૂથાય છે અને દેશના પર્વતો, નદીઓ, ભૂમિભાગો એ જ ભારતમાતા નથી પણ તમારા મારા જેવા કોટિકોટિ દેશજનો મળીને ભારત માતા બને છે, ભારતમાતાની જય એટલે ભારતના એ કોટિકોટિ લોકોની જય એમ એને સમજાવે છે "મે એમને કહ્યુ કે તમે ભારતમાતાના અંશ છો, એક અર્થમા તમે જ ભારતમાતા છો અને જેવો આ ખ્યાલ ધીમેધીમે એમના મગજમા ઊતરતો, તેવી જ એમની આંખો ચમકી ઊઠતી, જાણે એમણે પોતે કોઈ મોટી ખોજ કરી ન હોય" આ વરસે છેલ્લા અમદાવાદ આવ્યા ત્યારે એક પદવીદાન સમારંભમા, તબિયત જરીકે સારી ન હોવા છતા, ઊભા ઊભા, બે કલાક સુધી વિદ્યા, વિજ્ઞાન, સંસ્કૃતિ – એ વિષય ઉપર એ બોલ્યા બીજા કોઈ રાજપુરુષ વિશે આ જાતની કામગીરીની કલ્પના કરી શકતી નથી



સહૃદયતાની સાથેસાથે શ્રી નેહરુની શૈલીમા બીજી કોઈ મહત્ત્વની વસ્તુ જોવા મળતી હોય તો તે છે બૃહત્ ઇતિહાસસદર્ભમા વસ્તુઓને જોવાની અને બતાવવાની એમની રીત સહૃદયતા એ અંગત વસ્તુ છે, ઇતિહાસ સદર્ભમા જોવુ એ બિન-અંગત દૃષ્ટિકોણ છે આ બનેના સંમિશ્રણમાથી શ્રી નેહરુની શૈલીની આગવી મોહિની નીપજે છે



એમનાં 'આત્મકથા' અને 'હિંદના આત્માની ખોજ' એ બે પુસ્તકો, પોતાના દેશકાલમાં કાર્ય કરતાં કરતાં પોતાનાં કાર્યોનું સમગ્ર સમાજના કાર્યપ્રવાહ સાથેનું અનુસંધાન જોવાના એમણે કરેલા પ્રયત્નના પરિણામરૂપ છે. પોતાને વિષય તરીકે એ લે છે પણ એમાં એ પુરાઈ રહી શકતા નથી. એમની 'આત્મકથા' એ સમકાલીન ભારતનો ઇતિહાસ બની જાય છે. 'ભારતના આત્માની ખોજ' પણ એમની પોતાની વાતથી શરૂ થાય છે અને પૂર્ણાહુતિ વખતે પણ પોતાની વાત ઉપર તે આવી પહોંચે છે. પણ અવાન્તર ક્ષણોમાં ભારતની પાંચેક હજાર વરસની આયુષ્યયાત્રાનો સારોયે પટ લહેરાઈ ઊઠે છે.

પોતાને—મનુષ્યને—ઇતિહાસસંદર્ભમાં જોવાની વૃત્તિમાંથી જ એમનાં પુસ્તકો જન્મ્યાં લાગે છે. ઉપરનાં બે સિવાયનાં એમનાં બીજાં બે પુસ્તકો પૃથ્વીની ઉત્પત્તિ આદિ અંગે અને જગતના ઇતિહાસ અંગે પોતાની પુત્રીને લખેલા પત્રોરૂપે છે. 'મૉડર્ન રિવ્યૂ'માં 'ચાણક્ય'ના ઉપનામથી પોતાની આંતરવૃત્તિઓની સંભવિત ભાવી દિશા અને ગતિ વિશે આત્મચિકિત્સા કરતો લેખ એમણે લખ્યો હતો તેમાં પણ એમણે રોમના ઇતિહાસના જુલિયસ સીઝરના અનુલક્ષમાં જાતતપાસ કરી હતી.

સહૃદયતા અને ઇતિહાસને લીધે જવાહરલાલજીમાં પોતાની વાત કરવાના પ્રસંગોએ પણ એક જાતની તટસ્થતા જોવા મળે છે. જાણે પોતાને દૂરથી જોવા એ ટેવાયેલા ન હોય! જેલમાં લખાયેલા 'ભારતના આત્માની ખોજ' એ પુસ્તકના આમુખમાં એ કહે છે:

"બીજા ગ્રન્થકર્તાઓને તેમનાં લખાણો વિશે કેવું લાગતું હશે તે હું જાણતો નથી, પણ હમેશાં હું તો જ્યારે થોડાક સમય પૂર્વે મેં લખેલું કંઈક વાંચું છું ત્યારે એક

વિચિત્ર સંવેદન અનુભવું છું.....હું એને ઓળખી શકું છું પણ પૂરી રીતે નહિ; લગભગ એવુ લાગે છે કે હું કોઈ મારી નજીકની પણ મારાથી ભિન્ન એવી બીજી વ્યક્તિએ લખેલ પરિચિત વસ્તુ વાંચી રહ્યો છું.

"એવું જ મને આ પુસ્તક વિશે પણ લાગ્યુ છે. એ મારું છે અને પૂરેપૂરું મારું નથી—આજે હુ જેવા ઘડતરવાળો છુ તેનુ એ સુચક નથી, બલકે મારી કોઈ ભૂતકાળની જાતને એ રજૂ કરે છે, જે થોડી ક્ષણો અસ્તિત્વ ભોગવતી અને પછી વિલય પામતી—પાછળ માત્ર સ્મૃતિ મૂકી જતી—મારી બીજી અનેક જાતોની લાંબી હારમાળામા ક્યારની ભળી ચૂકી છે."



બાહ્ય ઘટનાઓ—ભલે ગમે તેવી મોટી ઘટનાઓ—ને નિરૂપતા ચર્ચિલ જેવા લેખકોમાં અને પોતાના વ્યક્તિત્વના તારેતારને ઇતિહાસ સાથે આત્મીયતાથી સાંકળતા છતાં ન્યારા ને ન્યારા રહેવા મથતા જવાહરલાલ જેવા લેખકોમાં જે ફેર છે તે અછનો રહે એવો નથી. વિષય તરીકે પોતે હોય કે ઇતિહાસ હોય કે બંને હોય, વિષયની મદદથી જવાહરલાલમાંનો ચિંતક બહાર આવે છે, કવિ બહાર આવે છે. દસ વરસ પહેલાં લખેલા પોતાના વસિયતનામામાં પોતાની ભસ્મમાથી મૂઠીક પોતાના ઘર પાસેની ગંગામાં ભેળવવા વિશે લખતાં તેઓ ધાર્મિક દૃષ્ટિબિંદુથી પ્રેરાઈને પોતે લખી રહ્યા નથી એ સ્પષ્ટ સૂચવે છે; પણ યુગયુગમાં ગંગાને ધાર્મિકતાથી રંગવા પાછળ રહેલી, એ પ્રક્રિયાના પાયામાં રહેલી, કવિદૃષ્ટિ અને ઇતિહાસ-દૃષ્ટિની પ્રેરણાનો સ્પંદ જવાહરલાલના શબ્દેશબ્દમાં વરતાય છે. એ વસિયતનામામાં તેઓ બસ એટલું ઇચ્છે છે કે પોતાને ભારતમાં જિવાતા આવતા જીવનમાં એક કડી



રૂપે (ગમે તેવો મોટો માણસ પણ એથી વિશેષ શું હોઈ શકે?) જોવામાં આવે.

જવાહરલાલજીને મન ઇતિહાસ એટલે માનવનો જ ઇતિહાસ નથી; વિશ્વમાં પૃથ્વી ઉપર જિવાતા જીવનનો આખો ચરખો એમની નજર સમક્ષ છે. તેઓ માનવીના પૃથ્વી પરનાં આગમન અને પ્રવૃત્તિને વધુ બૃહત્ સંદર્ભમાં જુએ છે. છેલ્લા દિવસોમાં લખેલી અને મરણોત્તર પ્રકાશન પામેલી 'હિંદનાં વન્ય પ્રાણીઓ' – એ પુસ્તકની એમની પ્રસ્તાવનામાં તેઓ કહે છે :

"વન્ય પ્રાણીઓ? એ આપણી રીત છે, આપણા જીવનને ઉજમાળું બનાવતાં આપણાં જંગલોનાં ભવ્ય પ્રાણીઓનો અને સુંદર પંખીઓનો ઉલ્લેખ કરવાની. કેટલીક વાર હું આશ્ચર્યભાવે વિચારું છું કે આ પ્રાણીઓ અને પંખીઓ માણસ વિશે શું વિચારતાં હશે, અને તેમનામાં જો વર્ણન કરવાની શક્તિ હોય તો તેઓ માણસનું કેવુંક વર્ણન કરે. બલકે, એમણે કરેલું વર્ણન માણસ માટે બહુ પ્રશંસાભર્યું હોય એ અંગે મારા મનમાં સંદેહ છે. આપણે સંસ્કૃતિ અને સભ્યતા ખીલવ્યાં હોવા છતાં, ઘણી બાબતોમાં માણસ હજી વન્ય રહ્યો છે એટલું જ નહિ, પણ કોઈ પણ કહેવાતા 'વન્ય' પ્રાણી કરતાં વધુ ભયંકર છે."

ગાંધીજીને આરંભમાં મળવા ગયેલા તેને અંગે તેઓ લખે છે કે પોતે પાછા વળ્યા ત્યારે એમના શબ્દોના રણકાર રહીરહીને સંભળાયા કરતા હતા. શ્રી નેહરુથી પણ ક્યારેક એવી શબ્દાવલિ યોજાઈ જતી – ખાસ તો એમનાં તત્ક્ષણ પ્રેરણાના દબાણ નીચે કરાયેલાં પ્રવચનોમાં. ગાંધીજીની હત્યા વખતે બોલાયેલા શબ્દો 'પ્રકાશ બુઝાઈ ગયો છે' – એ અવિસ્મરણીય બન્યા છે. સ્વાતંત્ર્યપ્રાપ્તિ વખતે કરેલું વ્યાખ્યાન 'વિધિ સાથે મિલનસંકેત' અને

દિલ્હી યુનિવર્સિટીમાં ગાંધીભવનની સ્થાપના વખતે કરેલું પ્રવચન–એવાં થોડાંક સંભાષણો હરકોઈની સ્મૃતિમાં સદા માટે અંકિત થયાં હશે.

શબ્દના આવા ઉપાસક છતાં, શબ્દની મર્યાદા પણ તેઓ જાણતા હતા. સાહિત્ય અકાદેમીના વાર્ષિક સંમેલનમાં રાષ્ટ્રીય પારિતોષિકોનું વિતરણ છેલ્લું એમના હાથે થયું તે પ્રસંગે એમણે સાહિત્યકારોનું એક વસ્તુ તરફ ધ્યાન દોર્યું હતું. હવેના જગતમાં, ખાસ કરીને વિજ્ઞાનના ક્ષેત્રમાં, ગણિતની મદદથી, શબ્દ સિવાયના સંકેત પણ વિચાર-સંક્રાન્તિમાં મહત્ત્વનો ફાળો આપી રહ્યા છે.

શ્રી નેહરુને શબ્દના ઉપાસક તરીકે જોવા કરીએ છીએ ત્યારે એમની સહૃદયતા, ઈતિહાસદષ્ટિ અને તટસ્થતામાંથી નીપજતું યથાસ્થાનદર્શન (perspective) એ એમનાં લખાણો તેમ જ સંભાષણોમાં આસ્વાદ્ય વસ્તુ તરીકે આગળ તરી આવે છે



# ભક્તહૃદયની તીર્થયાત્રા

જયન્તિ દલાલ

**AN AUTOBIOGRAPHY** Jawaharlal Nehru (Allied, 1962)

કોઈની પણ આત્મકથા વિષે લખતાં ઘણી જાતની મુશ્કેલી ઊભી થાય છે

પહેલી અને મોટી મુશ્કેલી તો આત્મકથા ક્યાં લઈ આવે છે, અને ક્યાં કારણસર ક્યાં અટકે છે એમાંથી ઊભી થાય છે મારી જાણમાં તો એક જ દાખલો ઑસ્ટ્રીઅન લેખક સ્ટીફન ઝ્વાઈગનો છે, જેણે સત્તારના અને સમાજના અનેકવિધ સતાપને કારણે યુવાન પત્ની સહિત આત્મહત્યા કરી હતી એણે પોતાની 'ધ વર્ડ ઑફ યસ્ટરડે' નામની આત્મકથામાં પોતે અને પત્ની આત્મહત્યા કરવાનો પાકો નિર્ધાર કરી બેસે છે ત્યાં લગીની ઘડીને આવરી લીધી. દુનિયાને વધુ જાણીતી આત્મકથા 'સત્યના પ્રયોગો'ને મહાત્માજીએ 'હવે મારુ જીવન એટલુ બધું જાહેર થઈ ગયુ છે' એમ કહી અટકાવી મોટે ભાગે આત્મકથાનુ લેખન એટલે લખનારના જીવનનો એક તબક્કો પૂરો થતો લાગે ત્યાં લગી આવીને અટકી જતો પ્રવાહ લખનારને પોતાને આ કાળમાં કશુ વિશેષ વરતાયું હોય એવું બને અને એવું ન પણ બને એનો કશો નિયમ નથી લખનારની પોતાની મનમોજ કે સાધનસંજોગ પ્રમાણે એ ક્યાંક અટકે છે. પણ વિધિની ગતિ એવી હોય છે કે ઘણી વાર લખનારનું સાચુ જીવન એ લખાવટ પાસેની કોક ઘડીથી વિશેષ તીવ્ર રીતે, વિશેષ પ્રભાવશાળી રીતે વીતવા માડે છે એટલી પહેલી, લખાયેલી આત્મકથાને જોવાનું, અને બીજી ન લખાયેલી છતાં જિવાયેલી જીવનકથાને ન જોવાનુ, શક્ય નથી એમ નહીં, પણ એમ થતા ક્યારેક આત્મકથા લખ





નારના જીવન વિષેના, આ અવલોકન કરનારના ખ્યાલ અને રુચિની આકરી કસોટી થઈ જાય છે ક્યારેક એ ખ્યાલ નદ તર ખોટા પણ હોય પણ નાના હોય તોય એ વ્યક્ત કરવાની આ ઘડી નથી હોતી એમાય કાગ જો આપણી પાસેથી આત્મકથાના લખનારને ઝૂટવી ગયો હોય તો આ મુશ્કેલી અનેકગણી બની જાય છે

આ સંદર્ભમા પડિત જવાહરલાલે એમની આત્મકથામા લખેલું એક વાક્ય યાદ રાખવા જેવુ છે But the future has to be lived before it can be written about" (Epilogue, pp 595)

. ભાવિ વિષે લખીએ એ પહેલા ભાવિ જીવવુ પડે, પણ એ ભાવિને જિવાતુ જોયા પછી પણ લખાયેલા ભૂતકાળ વિષે કશું કહેવુ – કદાચ એ જ કારણસર – ઘણુ અઘરુ અને મુશ્કેલ કામ બને છે

બીજી મુશ્કેલી આત્મકથા કોને ઉદ્દેશીને લખાઈ હોય છે એમાથી ઊભી થાય છે 'સત્યના પ્રયોગો' લખતા તો ગાધીજીએ "મારા બધા પ્રયોગોનો સમુદાય પ્રજાની પાસે હોય તો તે લાભદાયી થઈ પડે એમ હુ માનુ છુ – અથવા કહો કે એવો મને મોહ છે" એમ કહીને પોતે જેને 'સત્યના પ્રયોગો'[1] ગણાવ્યા છે, તે આમસમુદાય આગળ જાય, પ્રજા એને વાચે વિચારે (અને ઓરવેલે કહ્યું તેમ સતને નિર્દોષ જાહેર કરે, એવુ કહી શકાય?) એ હેતુથી લખેલી છે આવા હેતુની આત્મકથાની લખાવટ પર કેવી અસર

[1] જ્યૉર્જ ઑરવેલે 'સત્યના પ્રયોગો' ની સમીક્ષા કરતા એક બારે વિલક્ષણ વિધાન કર્યું છે Saints should always be judged guilty till they are proved innocent સતો જ્યા લગી નિર્દોષ સાબિત ન થાય ત્યા લગી તો એમને ગુનેગાર જ ગણવા

પડે છે? લખનાર પોતાને પ્રકાશના વર્તુલની બહાર રાખીને બનાવને જ આગળ ધરે છે. જે મહદ્ અંશે આત્મલક્ષી સ્વરૂપનું છે એવા લક્ષણને એ યત્નપૂર્વક પાછળ રાખીને બનાવને જ બહાર પાડે છે. નિષ્ઠાની આ મોટામાં મોટી કસોટી છે. કારણ કે આ રીતનાં પ્રલોભન ઓછાં નથી અને એક યા બીજા કારણસર પોતાને આત્મકથા લખવાનો અધિકાર મળી ચૂક્યો છે એમ માનનાર ઘણા આવી લાલચ અને પ્રતારણામાં ફસાય છે. પરલક્ષીનો ડોળ ઘાલી ઘણા, બની ચૂકેલા બનાવને પણ ઢોળ ચઢાવે છે.

પંડિત જવાહરલાલે આત્મકથાની પ્રસ્તાવનામાં જ લખ્યું છે: "કોઈ વાચકને બહુ ધ્યાનપૂર્વક નજર સામે રાખીને મેં આ નથી લખ્યું. પણ જો મારી નજર સામે કોઈ પણ વાચક હોત તો તે મારાં દેશવાસી નર અને નાર હોત." વતન માટે, હમવતનીઓ માટે પંડિત નેહરુને અપાર પ્રેમ અને મમતા છે. પણ એટલા જ ખાતર એ આત્મકથા લખે એમ માની ન શકાય કરું કે ન કરું, એવો પ્રશ્ન સદૈવ – ચોવીસે કલાક – પોતાની જાતને પૂછનાર જાગ્રત માણસે આત્મકથા કેવી રીતે લખી એવો સવાલ પૂછવામાં આવે તો એનો યોગ્ય, મુદ્દાસર અને સાવ સાચો જવાબ આટલો હોઈ શકે: એક તો ચેતનાના સ્ફુલ્લિંગ શા પંડિતજીને બ્રિટિશ હકૂમતે પ્રવૃત્તિ વિનાના બનાવીને 'તનાહીના પહાડ'ના ભાર નીચે મૂક્યા હતા; બીજું સૉવિયેતની મુલાકાત પછી એમના મનમાં જે મંથન ચાલતુ હતું એની એમને, પોતાને માટે પણ, બિનઅંગત એવી ચકાસણી કરવી હતી; અને ત્રીજું તો જેને પાસ્તરનાક જેવાએ ડૉ. ઝિવાગોના સંદર્ભમાં preparing for life કહ્યું છે, જીવન માટેની તૈયારી કહ્યું છે તે. આ ત્રીજું કારણ પણ, અવ્યક્ત અને અભાન રીતે પણ, હોઈ શકે એટલું જ





કહી શકાય. પણ એમ હોય તો તેમાં કશું ગેરવાજબી કે અજુગતું નથી, હીણું નથી. ભલે પાસ્તરનાકે સૉવિયેન વર્ષોના અનુભવ પછી "માણસ જીવવા માટે જન્મ્યો છે, જીવન માટે તૈયારી કરવા નહીં" (Man is born to live, not to prepare for life) એમ કહ્યું હોય. પણ જીવવા સાથે જ માણસને પોતાની જાતને સજ્જ કરવાની રહે છે. એ નજરે 'આત્મકથા' એ સાજસજાવટનો રિયાઝ છે.

આ મુદ્દાને જરા વધારે વીગતે ચર્ચવો જોઈએ.

વ્યક્તિ ઘણાંબધાં કારણોસર પોતે આત્મકથા લખી શકે એવા નિર્ણય પર આવે છે. આખી દુનિયાનો એકેએક માણસ આમાં—આત્મકથા લખવાના અધિકાર બાબતમાં—સહમત થાય જ એવું ન માની શકાય, ન માની લેવાય. પણ બધી રીતે વિચારતાં વ્યક્તિ પોતે કાંક કર્યું છે, પોતે કાંક કરી શકશે, પોતે કાંક કરવું જોઈએ એવા નિરધાર પર આવે છે. કાં તો પોતાના અનુભવ પરથી આવું તારણ તારવ્યું હોય કે પછી આજુબાજુનું જોઈને પોતાના સંવેદનશીલ ચિત્તમાં જે વિચારનું ઘર્ષણ જાગ્યું હોય તેમાંથી માર્ગ શોધવા અને પોતાને સૂઝેલો રસ્તો અન્ય સહુને દેખાડવા એ આત્મકથા લખવાનું સાહસ કરે છે. અનુભવ પરથી તારણ કાઢનાર પાસે અને વિચારોના ઘર્ષણમાંથી સ્વસ્થ વિચારણા તારવવાનો ઉદ્યમ કરનાર પાસે પણ એક હૈયાઉકલત સિવાયનો બીજો માર્ગ જ નથી. એટલે આ બીજા પ્રકારની આત્મકથા રૂપે અને લક્ષણે જનાન્તિકેનું રૂપ ધારણ કરે છે. જ્યાં એ કશા નતીજે પહોંચે છે ત્યાં એ આત્માની અદાલત આગળ બની શકે એવી નિખાલસ રીતે બન્ને પક્ષની રજૂઆત કરે છે અને ક્યારેક નિર્ણય લે છે. પણ ઘણી વાર તો રજૂઆત પછી પણ આવી વ્યક્તિ નિર્ણય નથી લેતી. ઘણાં કારણોસર લઈ શકતી નથી. અર્જુનના વિષાદયોગને અમુક

અંશે મળતી આવે એવી આ વાત છે. એમાં બહાદુરીની કમી નથી તેમ જ સગાંવહાલાંવડીલોસ્નેહીઓ માટે વધારે માનઆદર છે એવું નથી. આવી વ્યક્તિ ભયને જાણતી જ ન હોય એવું બને ત્યારે સાચી સમજ માટેના બીજાના બધા યત્નને સંપૂર્ણપણે નાકામયાબી જ કબૂલ કરવી પડે.

પણ આ બધું છતાં વ્યક્તિ પોતાના અંતર આગળ સ્પષ્ટતા કરવા ઝંખે એ નિષ્ઠાનો વિજય છે. હૃદય, લાગણી અને ક્ષુરધાર જેવી બુદ્ધિ એ બન્ને વચ્ચેનો માર્ગ કાઢવા જતાં વ્યક્તિ સાચે રહેંસાય છે. આર્દ્ર હૈયાને શતધા વ્યથા અનુભવવાનું જ રહે છે. છતાં નિષ્ઠા એટલી પ્રબળ છે કે આવી વ્યક્તિ વારેવારે એ જ માર્ગે જાય છે. કરુણ વાત ત્યારે બને છે જ્યારે નિષ્ઠા જ વ્યક્તિને કશો જ નિર્ણય ન કરી શકે એવી હાલતમાં મૂકી દે છે.

પંડિત જવાહરલાલની આત્મકથા આવા વિચારો જગાડે છે. પંડિતજીએ જ આને personal account કહ્યો છે. સીમાડા લગી આવી પહોંચેલા પ્રવાહને એમણે જાણીજોઈને વર્તમાનમાં નથી દાખલ થવા દીધા. પંડિતજી પણ જાણે છે કે આવું મિલન નથી થયું. એમણે જ કબૂલ કર્યું છે એમ આ લખાણમાં આવું કશું ન થાય એની એમણે કાળજી રાખી છે: *"cautiously avoiding contact with it."*



લખ્યું ત્યારે તો એ ક્ષણ પછીનું બધું ભવિષ્ય હતું. અત્યારે એ વર્તમાન અને એ ભવિષ્ય બધાં જ ભૂતકાળ બન્યાં છે. પણ એનો શોક કર્યાથી કશું જ વળે એમ નથી. જેવું તો એ જોઈએ કે આવા personal account અંગત નોંધમાંથી આપણને પંડિતજી અમુક નતીજે કેમ પહોંચ્યા એ વિષે કશું માર્ગદર્શન મળે છે? અલબત્ત કયે નતીજે, એ પ્રશ્ન પણ સમજવો અને જવાબવો જરૂરી છે.



નારી શાળા તો અનુભવની છે પાણીનો એક છાંટો પણ ડિલ પર ન પડે છતાં તરવાની ખૂબીઓ વિષે વ્યાખ્યાન જરૂર આપી શકાય પણ દુનિયા માત્ર વ્યાખ્યાનથી સમજી જાય એમ હોત તો તો અને દુનિયા ન હોત બીજું કાંક કહેત પણ જીવનમાં જવાની તો ખુદ પંડિતજીએ તક આપી નથી પણ એક વાત બેધડક કહી શકાય માનવીએ રૂઢિ, સત્તા, ધર્મ અને એવી બધી વસ્તુઓના આધારે બીજા માનવીની દુર્દશા કરી છે એનાથી સંવેદનશીલ અને આર્દ્ર હૈયું દ્રવે છે ગરીબી અને કંગાલિયતના જાતઅનુભવથી વિધિએ એમને આઘ છેટા રાખ્યા છે પણ સાધનસંપત્તિ આપવા સાથે અત્યંત કુણું અને અનુકંપાર્દ્ર હૈયું પણ આપ્યું છે જ્યાં જ્યાં જુએ ત્યાં એને રોષ ચઢે છે ક્યારેક રોષની માત્રા એટલી વિશેષ હોય છે કે આવી નિર્મળ અને સાત્ત્વિક રોષ અનુભવતી વ્યકિત શું નું શું કરી નાખશે એવી અપેક્ષા અને દહેશત સાથોસાથ જ જન્મે છે

પણ આટલી તીવ્ર ખેંચતાણ છતાં એ કયા નતીજે પહોંચ્યા હોય એમ આ આત્મસંભાષણ જેવી આત્મકથા પરથી લાગતું નથી અને આ લેખ પૂરતું તો આ આત્મકથા એ જ આધાર છે

અને તો આપણા મૂળ સવાલનો જવાબ મેળવવાનો રહે છે આવે નતીજે કેમ કરીને પહોંચ્યા?

આનો જવાબ મેળવવા માટે પંડિતજી જાહેર જીવનમાં એટલે કે આ દેશની પરદેશી ધૂસરીમાંથી મુકિત મેળવવાના કાર્યમાં શી રીતે આવ્યા એ સમજવું જરૂરી છે ગાંધીજીને માટે એમ કહી શકાય કે ભારતની પરદેશી તંત્રથી મુકિત એ તો વિશાળ પ્રયોગની નાનકડી છતાં અત્યંત મહત્ત્વની ભૂમિકા હતી. બુદ્ધિ, ઊર્મિ અને આર્દ્રતા બધું જ ભેગું થઈને જવાહરલાલને આ રાષ્ટ્રીય ઉત્થાનના જંગમાં લાવી મૂકે છે.

મોતીલાલજીના જાહેર જીવનમાના અપ્રતિમ સ્થાનને કારણે આવા જ ભાવનાશીલ જુવાનોમા જવાહરલાલને અગ્રણીપદ મળે છે અને રોપે ભરાયેલા જુવાનને નિષ્ફળ રોષની ઉંધા મણમાથી ઊગરી જવાય એવી જડીબુટ્ટી મળી ગાંધીજીનો અક્રિયતાનો માર્ગ અત્યત હોશપૂર્વક, કહી શકાય કે વૃત્તિવશ થઈને, impulsively, આ માર્ગ સ્વીકાર્યો બીજાઓને માટે પણ આ પગલું સહેલું કે સરળ ન હતું જવાહરલાલ માટે તો બીજી અનેક રીતે પણ અઘરૂં, અસરળ અને મુશ્કેલ હતું એમા ઊર્મિ અને બુદ્ધિનો ભેદ જાગતા એની મુશ્કેલી વધી.

જવાહરલાલે અત્યત નિખાલસ રીતે, સચ્ચાઈપૂર્વક પોતાની આ મોટી મૂંઝવણની વાત આત્મકથામા કહી છે આટલું કહેવા જ જો એમણે આત્મકથા લખી હોત તોપણ એ લખવું યોગ્ય, યથાર્થ અને વાજબી ગણાત આટલુ જ હોત તોપણ આત્મકથાની ગણતરી દુનિયાનાં ઉત્તમ પુસ્તકોમા થાત પણ જેવા જવાહરલાલ નેકદિલ છે એવા જ એ ભાષા અને રુચિકર અભિવ્યક્તિના સ્વામી છે ઋજુતા અને પ્રસાદ એ એમની શૈલીના મધુર ગુણ આત્મકથામા વિશેષે મહોર્યા છે



નાનામાં નાના અદનામા અદના માણસ વિષે પણ દુનિયા હમેશા myth and mystique દંતકથા અને રહસ્યભર્યું કશુંક રચે છે તો જવાહરલાલ જેવા માણસ તો એમાંથી શી રીતે બાકાત રહી શકે? પણ કશી હૈયા ઉકલતથી, આવી વાતો પ્રચાર પામે (પારિસમા કપડા ધોવ રાવવાની વાતથી માંડીને '૩૧માં કૉંગ્રેસ પાસે સમાજવાદનો સ્વીકાર કરાવ્યાની વાત લગી) એ પહેલાં જ એમણે ભકત હૃદયની તીર્થયાત્રા જેવી આત્મકથા આપી છે.

સાથે એમણે ફોડ પાડીને નથી લખ્યુ, પણ આત્મકથા લખાઈ અને પ્રગટ થઈ તે પછીના કાળના ભાવપ્રતિભાવના

ભારણ વિના પણ જોઈએ તો, બહુ પછીના કાળમાં એમણે પોતે જ પાડેલો એક ભેદ – prophet and leader પયગંબર, આદેશક અને નેતા વચ્ચેનો ભેદ – આત્મકથામાં પણ દેખાય છે. અને પોતે આદેશક નહીં, પયગંબર નહીં પણ માત્ર નેતા થવાનું પસંદ કરે, એવી પસંદગી તરફ પોતાનું મન ઢળતું જાય છે એવો ઈશારો આત્મકથામાં કર્યો છે એમ મને લાગ્યું છે. આ વિધાન બધા જ સ્વીકારશે એમ માની નથી લેતો.

આત્મકથા પહેલી વાંચી હતી ૧૯૩૬માં. ત્યારે પ્રથમ વાચને ભવભૂતિના ઉત્તરરામચરિતનો એક શ્લોક યાદ આવેલો:

> जीवत्सु तातपादेषु नूतने दारसंग्रहे ।
> मातृभिश्चिन्त्यमानानां ते हि नो दिवसा गताः ।।

આજે ફરીથી વાંચી ત્યારે એ જ શ્લોક થોડા nostalgia મીઠી મધુર યાદ અને શું ગુમાવ્યું, શું વીત્યુંના આકારરહિત ભાર સાથે યાદ આવ્યો: ते हि नो दिवसा गताः ।



# પંડિતજીનો વિચાર-વારસો

મહેન્દ્ર વા. દેસાઈ

JAWAHARLAL NEHRU'S SPEECHES
1946-49 (Publications Division)
JAWAHARLAL NEHRU'S SPEECHES.
1949-53, (Publications Division)
JAWAHARLAL NEHRU'S SPEECHES
1953-57, (Publications Division)

જવાહરલાલ નેહરુનાં ભાષણો અને લખાણો એમના વ્યક્તિત્વ અને વિચારને સમજવામાં અમૂલ્ય છે તે તો સૌ કોઈ સ્વીકારશે. પણ આપણા દેશને, આજના યુગ પ્રવાહોને અને જગતનાં ઐતિહાસિક બળોને ઓળખવામાં પણ એના જેવું સ્પષ્ટ માર્ગદર્શન આપણને બહુ ઓછે ઠેકાણેથી મળે તેમ છે. બીજા કોઈ એકમાત્ર લેખક વિચારક પાસેથી તો મળવું જ અશક્ય છે. સ્વાતંત્ર્ય અને આંતર રાષ્ટ્રીય મૈત્રી, સમાજવાદ લોકતંત્ર અને ધર્મનિરપેક્ષ રાજ્યતંત્ર વિષેના એમના વિચારો આપણા રાજકારભાર ને સમાજરચનાનો પાયો બની શકે તેમ છે. આ દૃષ્ટિએ એમના ભાષણોનું મહત્ત્વ દિવસ જતાં વધતું જશે.

લખાણની શૈલી ને વિષય એ બંને ઉપરથી માણસનું ચિત્ર ઊભું કરી શકાય છે. છેલ્લાં છ વર્ષમાં લખવાનો તો જવાહરલાલજીને વખત બહુ ઓછો મળ્યો હતો, પણ તેઓ બોલતા ખૂબ જ. એ ભાષણોમાંથી એમનું વ્યક્તિત્વ ખીલી ઊઠે છે. છતાંય એમના ભાષણો આત્મકથા જેવા નથી. કારણ, એનો ઉદ્દેશ પોતાના સિદ્ધાંતોનો પ્રચાર કરવા કરતાં ઐતિહાસિક બળો તરફ દેશબાંધવોની નજર ખેંચવાનો વધુ હતો. તે છતાં પણ, શબ્દપ્રેરણા પાછળ લોકોનાં મન અને હૃદયને હલાવતા એ નેતાની પ્રતિમા દેખાઈ આવે છે.





એમનાં ભાષણો વાંચતાં નીચી પહેલી છાપ તો શારીરિક શક્તિ ને માનસિક પ્રસન્નતાની પડે છે વિજ્ઞાનનો એમને મોહ હતો, પણ એ કલાવિમુખ ન હતા ઔદાર્ય સાથે એમનામાં માનવતા હતી અને અશોકથી મહાત્મા ગાંધી સુધીના આપણા ઇતિહાસના તત્ત્વ સાથે અદ્યતન અને આધુનિકનો એમણે મેળ સાધવાનો પ્રયત્ન કર્યો હતો પોતાના ઉછેરને કારણે ઘણી બાબતોમા એ વિલાયતી દેખાઈ આવે છે, પણ ભારતની પરંપરાથી એમની દેશસેવા જુદી પડતી નથી ભારતના મહાપુરુષોને જે ગજાએ ટકાવ્યા છે એ એમનામા ન હોત તો એમના ભાષણોમાં દેખાઈ આવે છે એટલી હિંમત અને ખાતરીથી અને ઇતિહાસના બળો સમજતી સ્પષ્ટ દૃષ્ટિથી એ આપણા દેશને દોરી ન શક્યા હોત

રાષ્ટ્રનુ હિત ને આંતરરાષ્ટ્રીય મૈત્રી, લોકતંત્ર ને આયોજન, સમાજસુધારો ને આર્થિક પ્રગતિ—આ ધ્યેયોનો સુમેળ સાધી એમણે દેશને જે દિશામા વાળ્યો છે તેમાં હવે પાછુ પગલુ ભરાય તેવુ રહ્યું નથી આ રીતે તેઓ પોતે જ ઐતિહાસિક બળ બની ગયા તાર, ટપાલ, છાપા, રેડિયો એ બધાનો એમણે ઉપયોગ કર્યો, પણ એમની શક્તિ એવી હતી કે પોતે જ દેશભરમા ફેલાયેલા ને પરદેશોમા પણ અસર કરતા હોય એવા એક વ્યક્તિગત mass communication medium (વિશાળ વિચાર પ્રસરણનુ સાધન) બની ગયા હતા આવી સફળતાની ખૂબી કદાચ એ હતી કે એમના તાજગી, નવુ જાણવા અપનાવવાની વૃત્તિ અને દૂરદેશી છેવટ સુધી થાકયાં ન હતા એટલે બાળકોમાં કે વૃદ્ધો અને વિદ્વાનો વચ્ચે, રશિયનોના સમાગમમા કે લડવાસી સાથે એ સહેલાઈથી ભળી જતા આજે જવાહરલાલજી નથી, પણ એમના ભાષણોમાંથી આપણા દેશની આત્મશ્રદ્ધા ને અંતઃશક્તિ

વધારવામાં એમનો ફાળો કેવો છે તે જોઈ શકાય છે એનો અભ્યાસ એટલે દેશના વિકાસનો અભ્યાસ એમ કહી શકાય

દેશના વિકાસમાં એમનો ફાળો સૌ સ્વીકારે છે પણ એ ફાળાનાં મહત્ત્વનાં અંગ ક્યાં? ક્યાંક (એમના આપ ક્ષીમાંથી કહીએ તો) જવાહરલાલજી સમાજવાદને આગળ મૂકે ઇતિહાસ અને વિજ્ઞાનનો અભ્યાસ કરતા કરતા તેઓ માર્ક્સવાદ તરફ ખેંચાયા રશિયાની ક્રાંતિની એમના ઉપર ખૂબ જ અસર થઈ, ને દુનિયામાં ઠંડું ગરમ યુદ્ધ થયે કે વિખવાદ થતા એમની સહાનુભૂતિ રશિયા તરફ રહેતી કમ્યુનિઝમની હિંસા એમને નાપસંદ લાગી, મૂડીવાદની નના તન. એથી એમણે લખ્યું છે

"રશિયાની વાત બાજુએ મૂકીએ તોપણ, માર્ક્સવાદના સિદ્ધાંત અને ફિલસૂફીએ મારા મનના ઘણા ગોખલાઓમાં પ્રકાશ નાખ્યો ઇતિહાસનો નવો અર્થ જણાયો માર્ક્સવાદી અર્થઘટન (ઇન્ટરપ્રિટેશન) સમજ્યો એટલે ઇતિહાસ પણ વધુ સ્પષ્ટ સમજ્યો ને એમાં મેળ (ઑર્ડર) અને હેતુ છે તેનો અણસાર આવ્યો રૂઢ વિચારથી વિરુદ્ધ જતી આ મને મુક્ત વિચારધારા દેખાઈ, ને માર્ક્સવાદ-લેનિનવાદની વૈજ્ઞાનિક દૃષ્ટિની મારા ઉપર અસર થઈ "



પણ પરદેશમાં વાંચેલું ને નજરે જોયેલું તે ખેતીપ્રધાન ઉદ્યોગાભિમુખ ભારતમાં કેટલું બંધ બેસે છે તેનો વિચાર કરવાનો તરત જ પ્રસંગ આવ્યો એમાંથી જમીનદારી, ખેડૂતો પૂરતી સમાજવ્યવસ્થા વગેરે વિષયો ઉપર દેશની સ્થિતિને અનુરૂપ એમના વિચારો ઘડાયા. અકસ્માત કહીએ કે ગમે તેમ, પણ કૉંગ્રેસના પ્રમુખ થયા એ અરસામાં જવાહરલાલજી ઑલ ઇન્ડિયા ટ્રેડ યુનિયન કૉંગ્રેસના પણ પ્રમુખ બનેલ, અને ૧૯૩૧માં મૂળભૂત હક્ક અને આર્થિક નીતિ ઉપરનો ઠરાવ કરાચીમાં પસાર થયો ત્યારે



કૉંગ્રેસે નક્કી કર્યું કે "પાયાના ઉદ્યોગો ને લોકોપયોગી સેવાઓ, ખનિજસંપત્તિ, અને જળવ્યવહારના નાયનો વહાણો ને જાહેર વાહનવ્યવહાર આ બધું જ રાજની માલિકી અથવા વ્યવસ્થામાં રહેશે

આમ છતાં પણ જવાહરલાલજી કૉંગ્રેસ-સમાજવાદી પક્ષમાં ન જોડાયા (જો કે ૧૯૩૦માં વર્કિંગ કમિટીમાં એમણે ત્રણ કૉંગ્રેસ-સમાજવાદીઓને લીધેલા) કૉંગ્રેસ રાજ્યમાં પણ કરાચીના ઠરાવનો અમલ કરવો અશક્ય ન હતો આપણા દેશમાં જોઈએ તો વૈજ્ઞાનિક સમાજવાદ અને ગાંધીજીના નૈતિક સમાજવાદ વચ્ચે પણ ઘર્ષણ હતું માણસોનાં મન વાળીને સમાજ સુધારવો કે બાહ્ય પરિસ્થિતિ બદલીને? આ પ્રશ્નનો જવાબ જવાહરલાલજીએ રાષ્ટ્રીય યોજના સમિતિના પ્રમુખ બનીને આપ્યો કહેવાય આયોજન માટે તો એમને ખાસ મોહ હતો

આમ છતાં, માર્ક્સવાદથી એમને પૂરો સંતોષ મળ્યો નહિ ને ભારતીય પરિસ્થિતિને અનુકૂળ સમાજવાદની શોધ એમણે ચાલુ રાખી વિજ્ઞાનની ઉદાર બુદ્ધિ અને માર્ક્સવાદની ઇતિહાસની સમજથી એમને તરત ખ્યાલ આવ્યો કે જીવતી ફિલસૂફી તો એ જ કહેવાય કે જે રોજના પ્રશ્નોનો ઉકેલ સુઝાડે આ એમને ગાંધીજીના વિચારોમાં જડ્યું આવી, જયપુર ને ભુવનેશ્વરમાં કૉંગ્રેસે સમાજવાદ તરફ પ્રયાણ ચાલુ રાખ્યું, પણ એ ભારતીય પરંપરાને અનુરૂપ બનવા લાગ્યું આપણી સામે પ્રશ્ન વિત્ત વિભાજનનો નથી, જેટલો ઉત્પાદનનો છે ઉદ્યોગો વગર ઉત્પાદન વધે નહિ નવા પ્રોજેક્ટ સ્થાપવા હોય ત્યારે જૂનાના રાષ્ટ્રીયકરણમાં દેશના ધન અને શક્તિ વેડફી નાખવાનો અર્થ નથી સમાજવાદ લોકસત્તા પર નિર્ભર થવો જોઈએ, ને તે ઠોકી બેસાડીને નહિ, પણ લોકોને સમજાવી,

સાથે લઈને સ્થાપવો જોઈએ સાધ્ય ઉપર નજર રાખવી ખરી, પણ સાધન પણ સારાં જ વાપરવા મુશ્કેલીભર્યા વર્તમાનમાથી ગારા ભવિષ્ય તરફ જવુ હોય તો દેશમા મેળ હોવો જોઈએ તેમ પરદેશ સાથે શાતિના સબધ જોઈએ

અહિસાના તર્કવિતર્કમા પોતે પડ્યા ન હતા, પણ અહિસાના નૈતિક બળનો જવાહરલાલજીને અનુભવ હતો રાજ્યો વચ્ચેના સબધમા આ વિચારને વિકસાવ્યો એટલે વિશ્વશાતિ એમને માટે અનિવાર્ય બની ગઈ યુદ્ધના સહાર વિશે એમણે ઇતિહાસમા વાચ્યુ હતું – અશોક કલિગ ગયા તે ફાસિઝમે સ્પેઈન અને એબિસીનિયામા કતલ શરુ કરી તે તો જાણે એમણે નજરે જોયેલુ સંસ્કૃતિ અને સદાચારનો *જડમૂળથી નાશ કરવો હોય તો જ લડાઈ કરવી એવુ* એમના મનમા ઠસી ગયું એટલે બીજા રાજ્યો જ્યારે શાતિ જાળ વવાની શરતોનો વિચાર કરતા ત્યારે જવાહરલાલજી ગમે તે સ્થિતિમા પણ શાંતિને વળગી રહેવાનો વિચાર અને પ્રયત્ન કરતા એટલે ચીન સાથેની મૈત્રી, એટલે શસ્ત્રોનો ત્યાગ. ભૂખ, ગરીબાઈ, અજ્ઞાન, પામરતા – આ બધાનો ઉપાય વિજ્ઞાન અને આર્થિક સામાજિક પરિવર્તન છે, પણ વર્ગવિગ્રહ કે વિશ્વયુદ્ધ ચાલ્યા તો આ પરિવર્તનને અવકાશ નહિ રહે – આ વિચાર ભારતના ગૌરવને વધારે એવો જવાહરલાલજીને લાગ્યો, તથા સમ્રાટ અશોક ને મહાત્મા ગાધીના અનુયાયીઓને શોભે તેવા લાગ્યો વિગ્ર હથી સહાર થાય તો પછી કોઈ રાષ્ટ્ર બીજાના વિકાસ માટે ફાળો આપી ન શકે અને લશ્કરી બળને જોરે જ જો આ ફાળો આપવાનો હોય કે અમુક સસ્કૃતિ ફેલાવવાની હોય તો નાના, નિર્બળ દેશો પાસેથી દુનિયાને શીખવાનું કાઈ રહે નહિ. એમનો ફાળો મળે તે ખાતર હિન્દ નિર્બળ ને નાનું ન હોવા છતા એણે હિંસાનો ત્યાગ કર્યો હિન્દનુ





વજન તે ત્યા ક્રોડ લોકોનુ નૈતિક બળ ને એ જો ગાંધીજીના શિક્ષણ પ્રમાણે વિકસ્યુ હોય તો કાશ્મીર કે ગોવાની લડાઈથી ત કુઠિત ન થાય એમ જવાહરલાલજી માનતા કલહ વધે તેવા વિકારોનો – રાગદ્વેષ, સકુચિતતા અને ક્રોધનો – ત્યાગ કરવા જોઈએ આમ જોઈએ તો જવાહરલાલજી શાતિમય સહઅસ્તિત્વમા માનતા તેટલુ જ નમ્રતા, સહનશીલતા, ઉદારતા, ભલમનસાઈ, સમાનતા ને વિશ્વબધુત્વમા માનતા

વડા પ્રધાન પોત વિદેશમત્રી રહ્યા એટલે ભારતની પરદેશનીતિ જવાહરલાલજીએ ઘડી એ તો સાદુસીધુ લાગે છે, પણ ખિલાફતના દિવસોથી આ નીતિમા ગાધીજીના વિચારોએ ફાળો આપેલો ૧૯૨૦મા કૉંગ્રેસે એક ઠરાવ પસાર કરી જાહેર કર્યું હતુ કે ભારતીય લોકોની ઇચ્છા બીજા દેશોના લોકો સાથે સહકારથી રહેવાની છે, ને ખાસ કરીને આડોશીપાડોશી દેશો સાથે મૈત્રી સાધવાની છે ૧૯૩૯મા વિશ્વયુદ્ધ શરૂ થયુ તે પહેલા બાર વર્ષે એણે આવા પ્રસગ પર હિન્દની કઈ નીતિ રહેશે તે જાહેર કર્યું હતુ સામ્રાજ્યવાદી લડાઈમા પરાણે ભાગ પોતે નહિ લે એ ૧૯૨૭થી સ્પષ્ટ હતુ

મહાત્મા ગાધીનો રાષ્ટ્રવાદ એટલે માનવતા પ્રત્યેનો પ્રેમ "રાષ્ટ્રવાદ વિશે મારી કલ્પના એ છે કે ભારત સ્વતંત્ર બને, પણ જો જરૂર પડે તો હુ ઇચ્છુ કે માનવજાતના ઉદ્ધાર માટે મારો આખો દેશ મરી ખપે" એટલે જ જવાહરલાલજીને લાગ્યુ કે ભારતનું સ્વાતત્ર્યયુદ્ધ સ્પેઈન એબિસીનિયા ચીનના સમરાગણમાં લડાઈ રહ્યું છે દેશ સ્વતંત્ર ન હોય તો આતરરાષ્ટ્રીય મૈત્રીને અવકાશ રહેતો નથી કારણ, સ્વાતંત્ર્યસગ્રામમાં જ બધી શકિત વપરાઈ જાય છે એટલે આપણે ત્યા એશિયન રિલેશન્સ કૉન્ફ

રન્ન ભરાઈ, લશ્કરી જૂથોથી અળગા રહેવાની નીતિ સર્જાઈ, નિઃશસ્ત્રીકરણ ઉપર ભાર મુકાયો ને અનેક દેશો સાથે આર્થિક ને સાંસ્કૃતિક સંબંધો વધારાયા. કોરિયા, ઇજિપ્ત, ઇન્ડોનેશિયા, હિન્દી ચીન જેવા દેશોમાં સ્વતંત્રતા ને શાંતિનો સંદેશ ભારતે પહોંચાડ્યો તેનો યશ જવાહરલાલજીને છે. બાન્ડુંગ બેલગ્રેડમાં અને સંયુક્ત રાષ્ટ્રસંઘમાં એમણે કરેલા ભાષણો સહકાર અને સહ અસ્તિત્વનો પાઠ આપે છે. ભારત બીજા દેશોથી અળગું ન રહ્યું તેને લીધે આફ્રિકાનો ઉદય વહેલો થયો, પણ એ જ્યારે એશિયા કે આફ્રિકાનો વિચાર કરતા ત્યારે મોટા ખંડ તરીકે નહિ પણ દુનિયાના શાંતિપ્રેમી અંગો તરીકે એ રીતે એમના પરરાષ્ટ્રનીતિ ઉપરના ભાષણો ભારતની શાંતિગાથા છે.

આફ્રિકા અને લૅટિન અમેરિકા સિવાય જવાહરલાલજી લગભગ બધે જ ફરી વળેલા, પણ આર્થિક પ્રગતિ, સમાજસુધારો કે શાંતિની સ્થાપના એ દરેક પર મૌલિક વિચારો એમણે આપણી પાર્લામેન્ટમાં સૌથી વધુ વખત મૂક્યા હતા. દેશમાં લોકતંત્ર અને સંસદીય લોકશાહી આવી તે પહેલાં લોકશાહી વિષેના વિચાર જવાહરલાલજીએ જાહેર કરેલા. વ્યક્તિસ્વાતંત્ર્ય અને વાણીસ્વાતંત્ર્ય વિના લોકશાહીમાં કંઈ ન રહે, એટલે એમણે ભારત સ્વતંત્ર થતાં જ બળવાખોર સિપાઈ મટી મોટા સંસદસભ્યનો તાજ સજ્યો. ગંભીરતા ને ગૌરવનો પ્રસંગ હોય – બંધારણમાંના હેતુઓ ઉપરના ઠરાવ વિશે બોલતા, ૧૯૪૭ની ૧૪મી ૧૫મી ઑગસ્ટે બોલતા, મહાત્મા ગાંધીને અંજલિ આપતા – તો તે મહાન બની શકતા, પણ સાથેસાથે રમૂજી પણ બની શકતા, ટીખળ કરી શકતા. કોઈ વાર પ્રૉફેસરની જેમ તો કોઈ વાર સાદી ચીજો લંબાણથી સમ





જાવતા હોય તેમ બોલતા, પણ એમા ક્યાગેય એક મહત્ત્વની ચીજની ખામી ન જણાતી — અને તે સસદ માટે અખૂટ માન ને સદ્ભાવ સામાનું સાભળવા તૈયાર, એના વિચારને સમજવા ઉત્સુક ને પોતાની ભૂલ સ્વીકારવા માટે પૂરતા નમ્ર આ કારણસર સસદગૃહમા તેઓ નિયમિત આવતા ને સામાન્ય રીતે પાછળ બેસનાર સભ્યોના પ્રશ્નોનો પણ અદબથી જવાબ આપતા સસદમા વિરોધપક્ષ ભલે હોય, પણ એમના વિરોધને કારણે પોતાના મનના બારણા બધ ન રહતા સામેવાળાની સાથે વિચારોની આપ લે કરવાથી જ સુદૃઢ નીતિ આકારી શકાય, એટલે બને ત્યા સુધી એમની સમ્મતિ મેળવવા આગ્રહ રાખતા ચર્ચા વગર આવી આપ લે થાય નહિ, એટલે શાતિથી ને સહનશીલતાથી એ ચર્ચામા ભાગ લેતા આ ગુણો જવાહરલાલજીના લોકસભા-રાજ્યસભામાના ભાષણો પ્રશ્નોત્તરોમા તરી આવે છે

આટલું બોલવા લખવાનો અર્થ શો? "હમારા દેશ બનાના હૈ" કેવો દેશ? ફક્ત સ્વતત્ર? એ સ્વતત્રતામા આર્થિક અને સામાજિક બાબતો શી જોઈએ? દેશ જો હિન્દ છે તો હિન્દીઓ કયા છે? જો એ આદિવાસી, કપોળ, શિયા, બૌદ્ધ કે એવા વાડામા સમાયેલા જ રહ્યા તો ભારતી કોને કહીશુ? ને ભારતી તરીકે વર્તશે કોણ? ભાષાવાર પ્રાત, લઘુમતીઓ, વહીવટી સુધારા, ચૂટણી, પચાયત, વિરોધપક્ષો — આવા અનેક વિષયો ને બનાવો ઉપર જવાહરલાલજીએ જે કહ્યુ છે તે વાંચીએ તો સ્વતંત્ર, સ્વાભિમાની, શાતિપ્રિય ભારતી ઊભો થાય, તે નાગરિક બને અને વસુધાને કુટુબ ગણે તેવો હેતુ ઊપજી આવે છે આવા નાગરિકો દેશની રાજ્યવ્યવસ્થામાં આગળ આવી શકે તેવી સ્થિતિ અને તંત્ર જવાહરલાલજી માગતા હતા એવા રાષ્ટ્રના નિર્માણમાં એમનો ફાળો ઘણો છે અને એનુ

પુણ્ય એમના વિચારોથી જે કોઈ પરિચિત હશે તેને પણ મળશે

ગંગામા ને ભારતના ડુંગર ખેતરોમા એમની ભસ્મ વિલીન થઈ ગઈ છે, પણ વિચાર વિલીન થયા નથી કારણ, એમના વિચાર મહાન હતા એમની મહત્તા ભારત જેટલી જ છે કારણ, ભારતનો પ્રાણ એમનો પ્રાણ હતો એ પ્રાણમા આપણે જે શકિત ત્રણ હજાર વર્ષથી જોતા આવ્યા છીએ તે જ જવાહરલાલજીના વાણી અને વિચારમા દેખાય છે એમનાં ભાષણો અને લખાણોમાં આ ધરતી ઉપર છેલ્લાં ૪૦ વર્ષમાં જે વીત્યું છે તેનું ચિત્ર છે, ને આપણે સેવીએ છીએ તે ભવિષ્યનું સ્વપ્ન પણ એમાં જ છે





# જીવનની સ્મૃતિ અને સમીક્ષા

## પંડિત સુખલાલજી

મારી જીવનકથા જવાહરલાલ નેહરુ અનુ મહાદેવ હરિભાઈ દેસાઈ (નવજીવન, ૧૯૪૭)

**મા**નવજીવન એ એક વૃક્ષ છે વટવૃક્ષ સાથે એની સરખામણી કરીએ તો કાઈક અંશે એનો સ્થૂલ ભાવ સમજાય વડનુ બીજ રાઈના દાણાથી પણ નાનુ હોય છે પણ એમા અકલ્પ્ય શક્તિ રહેલી હોય છે, જેને ચેતના અથવા વધારે સારી રીતે કહેવુ હોય તો સુષુપ્ત ચેતના કહી શકાય ઉપનિષદમા એક પ્રસગ આવે છે, જેમા ગુરુ શિષ્યને બ્રહ્મતત્ત્વનો વિવિધ રીતે પરિચય કરાવતા કહે છે કે તું વડનું બીજ લાવ. શિષ્ય બીજ લાવે છે ગુરુ કહે છે કે એને ફોડ. તે ફોડે છે ગુરુ પૂછે છે એમા કાઈ જોયુ? શિષ્ય ના પાડે છે આ પ્રસંગ તો ત્યા જ અટકે છે, પણ ગુરુના કહેવાનો ભાવ એ લાગે છે કે જે બીજમાથી મોટામા મોટુ વિશાળ અનેક વડવાઈઓવાળુ અને કેટલીક વાર એકાદ માઈલ જેટલા ઘેરાવામા વિસ્તરતું વટવૃક્ષ વિકસે છે તે બીજમાં એ વૃક્ષને ઉગાડવાની અદશ્ય શક્તિ રહેલી છે એ શક્તિ નજરે ન પડે તોપણ એનુ અસ્તિત્વ એમા છે જ

એ ખરુ કે માટી, પાણી, તાપ, હવા, આકાશ આદિ ભૌતિક તત્ત્વો ઉપરાંત વૃક્ષને પોષનાર, સભાળનાર કોઈ માળીની જરૂર પણ રહે છે તેમ છતા એ વૃક્ષને બીજમાંથી ફૂટવાની અને ક્રમશ. વધવા તેમજ વિકસવાની અને અનેક ઝઝાવાતો સામે ટકવાની અમાપ શક્તિ તો એ સૂક્ષ્મ બીજમાં પડેલી જ હતી, અને તેથી જ તે વૃક્ષ વિકાસ પામતા અનેક પશુ, પક્ષી, મનુષ્ય આદિનું વિશ્રામધામ પણ બને છે

માનવજીવનનું બીજ પણ અતિ સૂક્ષ્મ હોય છે કોઈ વૈજ્ઞાનિક પહેલેથી એ બીજનું પૃથક્કરણ કરી એમ ન કહી

શકે કે આ બીજમાથી કોઈ અનામાન્ય માનવજીવન પ્રગટવાનું અને વિકસવાનુ છે છતા, હકીકત તો એ છે કે એ સૂક્ષ્મ બીજ જ કોઈ એવા મહામાનવજીવનના વૃક્ષને ઉગાડે છે જે ક્યારેક ક્યારેક વિશ્વને શાતિ અને શાતા આપનાર એક મહાવટરૂપે ઓળખાય છે

માનવજીવન ગર્ભરૂપે હસ્તીમા આવે છે અને જન્મ લે છે ત્યાર બાદ એના ઉછેર, સંવર્ધન, શિક્ષણ આદિ સસ્કારોનો ભાર એના વડીલો ઉપર રહે છે, પણ વખત જતા એ સ્વતત્ર પણ થાય છે જ્યારે સ્વતત્ર થાય છે ત્યારે એ માનવ પોતાની સમગ્ર જીવનચર્યાનો સુકાની બને છે અને બીજાઓને પણ દોરે છે માનવજીવનની ચેતના વડની ચેતના જેવી સુષુપ્ત નથી હોતી એ ચેતના જાગરિત અને એટલી બધી વિકસિત હોય છે અને વધારે વિકાસની શકયતા ધરાવે છે કે તે પોતાના તમામ બાહ્ય વ્યવહારોને જાણે છે અને માનસિક તેમ જ આધ્યાત્મિક સૂક્ષ્મ પ્રવાહોને જાણવા સમજવા પણ સમર્થ થાય છે

આવા મહામાનવના જીવનની નાનીમોટી ઘટનાઓ અને વ્યવહારોનું આકલન બીજા માણસો પણ કરી શકે, છતા તે આકલન ગમે તેવું ઊંડુ હોય તોપણ એક રીતે તે આકલન અધૂર જ રહેવાનુ એનું ખરુ અને પૂરુ આકલન તો એ જીવન જીવનાર જ કરી શકે, કેમ કે તે પોતાના જીવનને અદર અને બહારથી પૂરી રીતે સમજવાની શકિત ધરાવતો હોય છે આવા મહામાનવના જીવનની કથા બીજો કોઈ વર્ણવે ત્યારે તે સત્ય હોય તોપણ ઉપરછલ્લી જ રહેવાની, જ્યારે એ જીવન જીવનાર પોતે એનું વર્ણન કરે ત્યારે તેમા સત્ય અને યથાર્થના ઉપરાંત વધારે ચોકકસાઈ અને સ્પષ્ટતા આવવાનાં



મહામાનવરૂપે મનાતા અને પૂજાતા બુદ્ધ, મહાવીર,



રામ, કૃષ્ણ અને જીસસ આદિની જીવનકથાઓ લભ્ય છે, લો વાંચે અને સાંભળે છે, પણ એ જીવનકથાઓનો પ્રકાર સાવ જુદો છે. તે તે મહાપુરુષે પોતાના આંતરિક અને બાહ્ય જીવનની કથા પોતે આલેખી નથી અને કોઈ ભક્ત-શિષ્યોને કહી હોય તોપણ તે મળી આવે છે એવી તો નહીં જ કહેલી; તેમ છતાં તેમની જીવનકથાઓ મળે છે અને તે પણ અતિવિસ્તૃત. આ જીવનકથાઓ તે તે મહાપુરુષના સમકાલીન ભક્ત અનુગામીઓએ જ લખી છે તેમ પણ નથી; તેમ છતાં તે મહાપુરુષોનાં કાર્ય અને સામર્થ્ય એવાં હતાં કે જેને લીધે થોડાંક સમકાલીન અને વધારે ઉત્તરકાલીન શ્રદ્ધાળુ અનુગામીઓએ તે તે જીવનકથાને બહેલાવી અને દેશકાળની રુચિ અને પરિસ્થિતિ પ્રમાણે ઉત્તરોત્તર એમાં વધારે ને વધારે લોકોત્તરતા અથવા દિવ્યતાનું તત્ત્વ ઉમેરાયું. એ તત્ત્વના ઉમેરણમાં કવિઓની કાવ્યશક્તિએ સાથ આપ્યો અને એ દિવ્યતા અનેક રોમાંચક ચમત્કારોથી વિભૂષિત બની. અતિશ્રદ્ધાળુ, સાંપ્રદાયિક લોકોને એમાં શંકા કે વિમાસણ જેવું કાંઈ ન લાગે તે સ્વાભાવિક છે, પણ તર્ક અને બુદ્ધિશક્તિ ધરાવનાર અનુયાયીઓને એવી જીવનકથાઓ અક્ષરશઃ સંમત થઈ શકે એવું નથી. એમાંથી સારગ્રાહી બુદ્ધિમાન જિજ્ઞાસુ સત્યનો અમુક અંશ અવશ્ય તારવી શકે, પણ સાધારણ ભક્તવર્ગ માટે એ કામ દોહ્યલું અને ઘણી વાર અસંભવ જેવું થઈ પડે છે. તેથી, આવા મહાપુરુષોની જીવનકથાઓ સમાજમાં વંચાવા અને સંભળાવા છતાં વાંચનાર અને સાંભળનારને છેવટે મનમાં એમ તો થાય જ છે કે આવા મહાપુરુષોની વાત જુદી છે, આપણે તેને પગલે તો શું પણ તેની દિશાએ ચાલવા અશક્ત છીએ. ભક્તોની આ વિચારણામાં કાંઈ દોષ હોય એમ મને નથી લાગતું, પણ દોષ હોય તો એ જીવનકથાના સ્વરૂપનો છે.

નવા યુગની આત્મકથાનો પ્રકાર એ કથાઓથી જુદો પડે છે એના મુખ્યપણે ત્રણ કારણો છે એક તો એ કે પોતાનુ જીવન આલેખનાર પોતે જ અક્ષરશ લખે છે અને તે જવાબદારી તેમ જ વિચારપૂર્વક બીજુ, આવો જવાબદાર લેખક પોતાની જીવનકથામા દિવ્યતા કે લોકોત્તરતાનુ કોઈ પણ તત્ત્વ ન પેસે એની ભારે કાળજી સેવતો હોય છે અને તેથી તે જીવન ગમે તેટનું અસાધારણ હોવા છતા તેમા માત્ર શ્રદ્ધાગમ્ય એવા લોકોત્તર તત્ત્વને સ્થાન મળતુ જ નથી અને જે કાઈ કહેવાયું હોય તે બુદ્ધિગમ્ય હોય છે ત્રીજુ અને અતિમ પ્રબળ કારણ એ છે કે આ મુદ્રણયુગમા જે લખાય તે સર્વસાધારણ સપત્તિ બને છે એટલે આત્મ કથા લખનાર પોતા વિશે જે કાઈ લખે તેના સાક્ષીઓ અનેક હોય છે તે જીવનના વિકાસ અને ઘડતરમાં ભાગીદાર એવા પણ ઘણા હોય છે અને એ બધા આલેખાયેલ જીવનની યથાર્થતાનાં સાક્ષી બની રહે છે

અહીં સ્વર્ગવાસી મહામાત્ય શ્રી જવાહરલાલજીની આત્મકથા પ્રસ્તુત છે એમ તો આ દેશમા અને ઇતર દેશોમા લખાયેલી અનેક આ મકથાઓ છે, પણ શ્રી નેહરુની આત્મકથા સાથે ગાધીજીની આત્મકથાની આંશિક તુલના કરીએ તે અનેક રીતે બધબેસતુ લાગે છે



તુલના કરવા પાછળ મુખ્ય દષ્ટિ એ છે કે ગાધીજી અને નેહરુ બનેએ દેશની સ્વતત્રતા મેળવવામા સાથે રહીને બહુ લાબા વખત સુધી બહુ મોટો ભાગ ભજવ્યો છે અને ગાધીજીના વિચાર અને વર્તનથી સાવ જુદા પડતા દેખાતા નેહરુ ઉપર ગાધીજીની આતરિક છાપ અનન્ય છે બીજી બાજુ ગાધીજીની દષ્ટિ અને વિચારસરણી ઉપર પણ નેહરુની દષ્ટિની કેટલીક વાર ઊંડી છાપ પડેલી દેખાય છે તેથી જ બને પોતપોતાની રીતે વિચારતા અને વિચરતા છતા, બને



એકબીજા સાથે જાણે અવિભાજ્ય રીતે સંકળાયેલા હોય એમ જણાય છે ગાધીજીની આત્મકથા તો ૧૯૨૧ પહેલા જ પૂરી થાય છે, જ્યાર નેહરુની આત્મકથા ૧૯૩૫ સુધી ચાલે છે વળી, સ્વરાજની સમર્થ લડાઈનો પ્રારભ તો એક રીતે ૧૯૨૧થી ગણાય તે વખતથી માડી ચૌદ કે પદર વર્ષ સુધીના ગાળામા નેહરુ ગાધીજી એકબીજાનો ખભે ખભો પકડીને ચાલ્યા છે, જેને લીધે નેહરુજીએ પોતાની આત્મકથામા ગાધીજીના વિચાર, વર્તન આદિ અનેક મુદ્દાઓ પરત્વે પોતાની દૃષ્ટિથી લાબીલાબી અને કેટલીક વાર તીખી લાગે એવી પણ ચર્ચા કરી છે એટલુ જ નહીં પણ એવી તીખી લાગતી ચર્ચા પાછળ પણ અને નેહરુજીનુ હૃદય ગાધીજીના વ્યક્તિત્વ પ્રત્યે જ સપૂર્ણપણે ઢળતુ દેખાય છે માટે નેહરુની આત્મકથાના વાચકે ગાધીજીની પ્રાપ્ત છે એટલી પણ આત્મકથાનું પરિશીલન કર્યું હોય તો તે બનેને સમજવામા પૂરતુ સહાયક નીવડે એવી મારી સમજણ છે

ગાધીજી અને નેહરુ બને પોતાની આત્મકથાનો પ્રારભ પોતાના પૂર્વજો અને પોતાના વશથી કરે છે ગાધીજી સૌરાષ્ટ્રમા પોરબંદરના, પણ છેવટે રાજકોટ આવી રહેલા, જ્યારે નેહરુકુટુબ મૂળ તો કાશમીરી હોવા છતા ક્રમેક્રમે દિલ્હી, આગ્રા આદિમાથી પસાર થઈ અલાહાબાદમા આવી વસ્યુ અને શ્રી જવાહરલાલજીનો જન્મ પણ ત્યા જ

ગાધીજીના પિતા કબા ગાધી નામનુ જ ભણેલા, પણ અણનમ વૃત્તિના, હૈયાઉકલતવાળા અને ધાર્મિક, જ્યારે મોતીલાલ નેહરુ અણનમ વૃત્તિના ખરા, પણ આધુનિક કેળવણીથી પૂરી રીતે રગાયેલા અને ધાર્મિકતાથી તદ્દન વેગળા ગાધીજીનુ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ એક રીતે જોઈએ તો અધકચરુ, જ્યારે જવાહરલાલજીનુ શિક્ષણ

નવયુગની તૈયારી કરાવે એવું સંપૂર્ણપણે સાધનસંપન્ન. ગાંધીજી છેક નાની ઉંમરથી જ માતાપિતા પાસેથી ધાર્મિકતાનાં બીજ પામેલાં. એમને પૂર્વસંસ્કારથી કહો કે આકસ્મિક કહો, પણ જીવનના ધાર્મિક પાયા જેવા ત્રણ સદ્ગુણો — સત્ય, અહિંસા દયા અને અવગુણ ઉપર પણ ગુણ કરવાની સેવા યા પરોપકારવૃત્તિ — વર્યા હતા. આગળ જતાં ગાંધીજીએ એ જ સદ્ગુણોનો વ્યાપક અને ઊંડો વિસ્તાર કર્યો. નેહરુજીને નાની ઉંમરથી એવા કોઈ ધાર્મિક સંસ્કાર આપવાનો પ્રયત્ન થયો જ નથી. એમના થિયૉસૉફિસ્ટ શિક્ષકે થિયૉસૉફી તરફ એમને વાળ્યા ખરા, પણ એ વલણ તો નવાં પીછાં આવતાં જૂનાં ખરી પડે તેમ થોડા જ વખતમાં ઓસરી ગયું. એટલે એમ કહી શકાય કે નેહરુજીનું શિક્ષણ અનેક વિષયોની દૃષ્ટિએ વિશાળ અને વ્યાપક ખરું, પણ તે બુદ્ધિ, વિજ્ઞાન અને તર્કપ્રધાન જ.

ગાંધીજી અને નેહરુજીનાં જીવનમાં અનેક પ્રશ્નો અને પ્રવૃત્તિ પરત્વે અજબ સામ્ય છતાં મૂળગત જે ભેદ દેખાય છે તે ધાર્મિકતાના સાહજિક ઘડતર અને બુદ્ધિ, વિજ્ઞાન તેમ જ તર્કના સાહજિક ઘડતરની પ્રધાનતા અને અપ્રધાનતાને લીધે છે એમ બંને જીવનકથાઓ ધ્યાનથી વાંચનાર સહેજે સમજી શકશે. એ જ વસ્તુને દાર્શનિકની દૃષ્ટિએ કહેવી હોય તો એમ કહી શકાય કે એકનો સમગ્ર વિકાસ આત્મદૃષ્ટિની મૌલિક કેળવણીના પાયા ઉપર થયેલો હોઈ તે અંદરનાં મૂળિયાંમાંથી બહાર આવેલો છે અર્થાત્ ભાવ (અદૃશ્ય)માંથી દ્રવ્ય (દૃશ્ય) તરફ પ્રસર્યો છે, ભલે એ વિકાસમાં બાહ્ય પરિસ્થિતિએ મોટો ભાગ ભજવ્યો હોય; જ્યારે બીજાનો સમગ્ર વિકાસ દુન્યવી અનેક વિષયોની જ્ઞાનવિજ્ઞાનસંપત્તિમાંથી થયેલો હોઈ તે બહારથી અંદર મૂળિયાં નાખે છે એટલે કે બહિર્દૃષ્ટિમાંથી અંતર્દૃષ્ટિ તરફ વળે છે, ભલે એમાં





અવારનવાર આધ્યાત્મિક ચિંતને પણ ભાગ ભજવ્યો હોય.

ગાંધીજીને પહેલવહેલા પરદેશ જતાં જ્ઞાતિ બહિષ્કારની ધમકી મળી, પણ એ તો તેમણે અવગણી, જ્યારે નેહરુજી બ્રાહ્મણ છતાં પરદેશ ગયા ત્યારે તેમને આવી કોઈ ધમકી મળવાનો સવાલ જ ન હતો, કેમ કે તેમના પિતા મોતીલાલ નેહરુ આવી કોઈ મર્યાદામાં લેશ પણ માનતા ન હતા. ગાંધીજીને ભણતી વખતે એટલી બધી આર્થિક છૂટ ન હતી જેવી નેહરુને હતી. બૅરિસ્ટર થઈ આવ્યા પછી ગાંધીજીને ધંધાના પ્રશ્ને બહુ મૂંઝવ્યા હતા, જ્યારે નેહરુજીને તો બૅરિસ્ટર થઈ આવ્યા પછી ઘરની તૈયાર વકીલાતની ગાદીએ જ બેસવાનું હતું. ગાંધીજીએ છેવટે કમાણીનો માર્ગ શોધ્યો, કમાણી પણ ધીકતી ચાલી, પણ એ જ ધીકતી કમાણીના માર્ગને એમની પેલી જન્મસિદ્ધ ધાર્મિક વૃત્તિએ છોડાવ્યો અને તેમને સાર્વજનિક હિતની દૃષ્ટિએ ફકીરી તરફ વાળ્યા; જ્યારે નેહરુ બધી રીતે સંપન્ન હોવા છતાં સાર્વજનિક હિત અને દેશની સ્વતંત્રતા તરફ વળ્યા ત્યારે એમણે પોતાની જન્મસિદ્ધ અને વારસાગત સંપત્તિનો વૈભવ છોડી રાષ્ટ્ર સેવકની ફકીરી દીક્ષા લીધી.

ભારતમાં કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ એ ત્રણ યોગની ત્રિવેણીનો મહિમા જમાનાજૂનો છે, પરંતુ એના હાર્દને સમજી વૈયક્તિક અને સામાજિક જીવનમાં દેશ કાળની દૃષ્ટિએ એને ઉતારવાનો ભગીરથ પ્રયત્ન આપણી સામે જ ગાંધીજીએ કર્યો છે એ તો ભારતનો અભણ ગામડીઓ પણ જાણે છે. પરંતુ શ્રી નેહરુએ એ ત્રિવેણી પોતાના જીવનમાં કેવી રીતે સાકાર કરી એ વસ્તુ બહુ ઓછા જ માણસો સમજી શકે. છતાં એમની અધૂરી પણ આત્મકથા વાંચનારને એવી દૃઢ પ્રતીતિ થયા વિના નહીં જ રહે કે શ્રી નેહરુજીએ પોતાની ઢબે એ ત્રિવેણીમાં ગળાબૂડ

સ્નાન કર્યું છે. જ્યારથી નેહરુજીએ રાષ્ટ્રકાર્યમાં ઝંપલાવ્યું ત્યારથી આપણે એમને રાષ્ટ્રકાર્ય માટે દેશ અને વિદેશમાં ચોમેર ફરતા તો જોઇએ જ છીએ, પણ અસહકાર અને નાકરની હિલચાલ વખતે તેઓ કેટલાં દૂરદૂરનાં ગામડાંમાં તદ્દન નાગાભૂખ્યા ખેડૂતો, મજૂરો અને એવા દલિત જનો વચ્ચે પહોંચી જાય છે અને તે પણ ઘણી વાર પગપાળા અને વિસામો લીધા વિના—એની ઝાંખી તો એમની આત્મકથામાંની ટૂંકી નોંધ જ કરાવે છે. શક્તિશાળી બ્રિટિશ સરકાર સામે ઝૂઝૂમવુ એટલે જેલને મહેલ માનવો. તેઓ વારંવાર જેલમાં જાય છે અને પાછા છૂટે છે ત્યારે જરા પણ થાક અનુભવ્યા સિવાય જુવાનની પૂરી તાજગીથી પાછા દેશની સ્વતંત્રતાના કોઈ ને કોઈ કામમાં જ જોડાઈ જાય છે, અને કેટલીક વાર તો કુટુંબ સુદ્ધાંને પણ વીસરી જતા હોય એમ લાગે છે. એમની સામે ધ્યેય છે પૂર્ણ સ્વરાજ્ય અને સમાજવાદનું. એ ધ્યેય એમને એક ક્ષણ માટે પણ વિરામ લેવા નથી દેતું. એ એમનો કર્મયોગ. અભ્યાસ કાળથી જ તેઓ જ્ઞાનયોગી રહ્યા છે. આર્થિક, સામાજિક, રાજકીય, વૈજ્ઞાનિક અને ધાર્મિક આદિ વૈયક્તિક તેમ જ સમાજજીવનને સ્પર્શતા ભાગ્યે જ કોઈ એવા વિષયો હશે જેમાં નેહરુજીએ બ્રહ્મવિહાર કર્યો ન હોય. આની પ્રતીતિ એમનાં બધાં જ પુસ્તકો કરાવે છે. પણ તેઓ પોતે જ આત્મકથામાં કહે છે કે જેલના શુષ્ક, નીરસ અને એકલવાયા જીવનમાં વિવિધ વિષયોના સાહિત્યવાચનથી જ રસ માણવા મળે છે. એમના જેટલું વિવિધ, વિશાળ અને ત્વરિત વાચન ભાગ્યે જ બીજા કોઈએ કર્યું હશે. તેથી જ એમની દૃષ્ટિ અનેક પ્રશ્નો પરત્વે વિશાળ અને સર્વગ્રાહી ઘડાઈ હતી. એમની ભક્તિ એ કોઈ મંદિરમાં મૂર્તિ સામે બેસી આંસુ સારવાની, નૈવેદ્ય ધરાવવાની કે





વેવલાપણાની ન હતી; પણ એમની આત્મકથા કહે છે તેમ વિશ્વમાનવતાના અને વિશ્વશાંતિના મહાન ધ્યેયના સંદર્ભમાં ભારતની સ્વતંત્રતા અને તેમાં લોકશાહી સમાજવાદની સ્થાપના એમાં જ તેમની અનન્ય નિષ્ઠા છે.

નેહરુજીની આત્મકથાનાં વિશિષ્ટ લક્ષણો એ છે કે તે વાચકની જિજ્ઞાસાને તૃપ્ત કરવા ઉપરાંત એને વધારે ને વધારે ઉદ્દીપ્ત કરે છે. એમનો કર્મયોગ આળસી અને એદી બિનજવાબદાર જનતાને પાનો ચઢાવે તેવો છે. એમનો બૌદ્ધિક સ્તર અને તર્કવાદ વાચકની બૌદ્ધિક જડતાને તેમ જ અંધશ્રદ્ધાના પડળને ભેદે એવો છે. એમની મહામાનવતા પ્રત્યેની તેમ જ ભારતના અભ્યુદય પ્રત્યેની અભંગ નિષ્ઠા સગવડિયા ભક્તિની પોલ સૂચિત કરે એવી છે.

એમ તો શ્રી નેહરુની આત્મકથા વિશે ઘણું વિવરણ અને મહાભાષ્ય કરી શકાય એવી તે વિચાર, પુરુષાર્થ તથા સાધનાથી સમૃદ્ધ છે. પણ બે-ચાર એવા મુદ્દા તો આ સંક્ષિપ્ત લેખમાં પણ સૂચવવા જોઈએ કે જેને આધારે આ આત્મકથા શાશ્વત મૂલ્ય ધરાવે છે.

નેહરુજી મધ્યમમાર્ગીઓની અને સોફાશાહી દીવાનખાનાની ચર્ચાઓ પ્રત્યે કેટલો બધો પુણ્યપ્રકોપ ઠાલવે છે તે વસ્તુ તેઓ પૂનામાં ગાંધીજીને મળવા ગયા અને ગાંધીજી સાથે ભારત સેવક સમાજમાં ગયા તે વખતની પ્રશ્નોત્તરી પરત્વે પોતાનું દૃષ્ટિબિંદુ ચર્ચે છે ત્યારે સ્પષ્ટપણે જણાઈ આવે છે. એ જ રીતે રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સમાં સરકાર પક્ષના જનેયાઓ—સરકારી ખર્ચે અને સરકારી સગવડે મોટા ભા બની વિલાયત જનાર વ્યક્તિઓ—પ્રત્યે પોતાનું દૃષ્ટિબિંદુ ચર્ચે છે ત્યારે પણ તેઓ માનપૂર્વક સૌની ખબર લઈ નાખે છે અને જેલનું કષ્ટ સહનાર આમવર્ગના તપનું વગર

મહેનતે ફળ ભોગવવા ઈચ્છનાર તરીકે એવા વર્ગનું પોત ઉઘાડું પાડે છે

અસહકાર અને સવિનય ભંગની લડાઈ પૂરજોશમાં ચાલતી હોય ત્યારે કેટલીક વાર ગાંધીજી એ લડાઈ થોભાવતા અને એના ઉપર અમુક બંધનો કે મર્યાદાઓ મૂકતા. એવે પ્રસગે નેહરુજીનો વીર આત્મા ખળભળી ઊઠતો. તેઓ જેલમા પડયા પડયા પણ ગાંધીજીની આવી પદ્ધતિ સામે ઊકળી ઊઠતા. પણ પાછા સૂક્ષ્મ નિરીક્ષણથી સમજી જતા કે આવી સત્યાગ્રહી લડાઈનું શાસ્ત્ર તો ગાધીજી જ જાણે છે અને તેઓ જ એ લડાઈના મુખ્ય સૂત્રધાર છે. તેઓ જે કરે તે દેખીતી રીતે ઠીક ન લાગતુ હોવા છતાં એમના અંતરાત્માનો અવાજ એવો છે કે જે કદી આડે રસ્તે દોરે જ નહીં.



એ જ રીતે ગાંધીજીની ધાર્મિકતા વિષે પણ તેઓ અનેક તર્કવિતર્કો કરે છે અને લાંબી કહી શકાય તેવી ધર્મમીમાંસા પણ કરે છે; (જુઓ પૃષ્ઠ ૩૯૫થી આગળ. ગુજરાતી આવૃત્તિ બીજી) અને છેવટે તો તેઓ એક અથવા બીજી રીતે ગાંધીજીના મૂળગત દૃષ્ટિબિંદુની નજીક આવીને ઊભા રહે છે. એમની આત્મકથામાં અહિંસા વિષેની પણ સૂક્ષ્મ ચર્ચા છે. (જુઓ પૃ. ૫૬૭થી આગળ) નેહરુને અહિંસા વિશે પાકી શ્રદ્ધા છે. તેઓ કહે છે: "હું માનું છું કે અહિંસાત્મક પ્રતિકાર અને અહિંસાત્મક યુદ્ધનીતિના વિચારો હિંદુસ્તાન માટે જ નહિ પણ આખી દુનિયા માટે અત્યંત કીમતી છે; અને ગાધીજીએ વર્તમાન વિચારકોને બંનેનો વિચાર કરવાની ફરજ પાડીને બહુ ભારે સેવા બજાવી છે." (જુઓ પૃષ્ઠ ૫૭૯થી.) એથી જ તેઓ સ્વતંત્રતાની પ્રાપ્તિ અને તેને સાચવવાની પદ્ધતિમાં અહિંસાનું બળ જુએ છે અને એ જ દૃષ્ટિએ તેઓ સામ્યવાદથી જુદા પણ પડે છે



એમની અહિંસા વિષેની ચર્ચા બોધપ્રદ છે અને રસપ્રદ છે

આ ટૂંકા લેખનો મુખ્ય ઉદ્દેશ તો એ જ છે કે જેઓએ નેહરુની આત્મકથા ન વાંચી હોય તે વાંચવા પ્રેરાય અને જેઓએ વાંચી હોય તેઓ એમાંના કેટલાક અગત્યના તથા મર્મસ્પર્શી પ્રકરણો ફરી વાંચી તે ઉપર મનન કરે અને નેહરુજીના વિચારથી સ્વતંત્ર વિચાર પણ કરી શકે

કોઈક સ્થળે શ્રી મહાદેવભાઈએ લખેલુ છે કે વિનોબા અને નેહરુ બન્ને એમને સતત વિકસતા દેખાયા છે નેહરુ પોતે તો જીવનકથામાં અનેક પ્રસંગે કહે છે કે હુ મારા જીવનને વિકસતુ અનુભવુ છુ અને તેથી જ મને એમા રસ છે

નેહરુની આત્મકથા વિશે ઉપર થોડીક વાતો થઈ, પણ સાથે સાથે મે તેમને વિશે અન્યત્ર (સંસ્કૃતિ, જુલાઈ ૧૯૫૪) લખ્યુ છે તે તેમના વિશેનું મારુ એક દૃષ્ટિ બિંદુ પણ સૂચવી લઉં તો તે અપ્રસ્તુત નથી હુ નેહરુજીને પોતાના મહાધ્યેયના બ્રહ્મચારી લેખું છુ રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય અને વિશ્વમાનવની શાંતિ એ બે તેમના મુખ્ય ધ્યેયો છે આ ધ્યેય એ જ સર્વસુખસ્પર્શી બ્રહ્મ છે ઉપનિષદોમાં ભૂમાને બ્રહ્મ કહ્યું છે ઉક્ત ધ્યેય એ ભૂમા છે જે વ્યક્તિ આવા ધ્યેયમા સર્વથા ઓતપ્રોત હોય એ જ બ્રહ્મચારી દુન્યવી દૃષ્ટિએ ઘર ન બાંધનાર બાવા, ફકીર આદિ બ્રહ્મચારી કહેવાય છે, પણ હુ માત્ર લગ્નમાં ન બંધાનારને બ્રહ્મચારી સાચા અર્થમા નથી માનતો એવા ભિક્ષુકો, ફકીરો આદિની મોટી ફોજ હોવા છતા તેમનાથી માનવહિતનું કામ કેટલું થાય છે તે કોઈથી અજાણ્યુ નથી જ્યારે મારી વ્યાખ્યાનો એક પણ બ્રહ્મચારી હોય તો તે દુનિયાનો માન્ય બને છે અને માનવહિતનું અસાધારણ કામ કરી જાય છે આવી વ્યક્તિનું મન પોતાના ધ્યેય સિવાય બીજે રસ લેતું જ નથી તેથી જ આપણે નેહરુજીને

જીવનની છેલ્લી ક્ષણ લગી પોતાના ધ્યેયની સિદ્ધિમાં જ રસ લેતા જોઈએ છીએ.

હું નેહરુજીને ધાર્મિક પુરુષ તરીકે જ સત્કારું છું. ધાર્મિકતા એ અંતઃકરણની શુદ્ધિ અને નિર્દંભતામાં છે. બહાર દેખાતાં ચિહ્નો કે ક્રિયાકાંડોમાં તે નથી. નેહરુજીની નિર્ભયતા અને નિખાલસતા વિષે તેમના વિરોધીઓને પણ શંકા ભાગ્યે જ હશે.





# એક અગોચર બિરાદરી

## ચુનીલાલ મડિયા

કેટલાક જૂના પત્રો જવાહરલાલ નેહરુ અનુ મણિભાઈ ભ દસાઈ (નવજીવન, ૧૯૬૨)

જવાહરલાલની આત્મકથા વાંચીને જર્મન સાહિત્યકાર અર્ન્સ્ટ ટૉલરે એક પત્રમાં 'હૃદયની વધારે વ્યાપક કલ્પનાના પાયા પર રચાયેલી એક અગોચર બિરાદરી'નો અનુભવ નોંધ્યો છે (કેટલાક જૂના પત્રો,' પૃષ્ઠ ૨૨૭) નેહરુએ લખેલા તેમ જ નેહરુ ઉપર લખાયેલા ૩૬૮ પત્રોનું આ જબરુ 'ઝૂમખું' (મૂળ અંગ્રેજીમા bunch નામ છે) વાચ્યા પછી એમની અત્યત વ્યાપક એવી અગોચર બિરાદરીનો જ અનુભવ થાય છે દેશ તેમ જ દુનિયાની અગ્રીમ વ્યકિતઓ સાથેની આ વૈચારિક બિરાદરી નેહરુના વ્યકિતત્વની એક નિરાળી જ છબી ઉપસાવી આપે છે

એ છબી છે જાગરુક વિશ્વનાગરિકની આ પત્ર ગુચ્છમા ભારતીય અગ્રણીઓ સાથેનો પત્રવ્યવહાર તો સારી એવી પૃષ્ઠસખ્યા રોકે એ સમજી શકાય. ભારતના લોકનાયક તરીકેની પડિતજીની પ્રવાહપ્રાપ્ત કામગીરીની એ નીપજ હતી એમાં ગાંધીજીથી માંડીને ગંગાધર અધિકારી સુધીના રાજપુરુષોનાં નામ ચમકે, રવીન્દ્રનાથ અને ઈકબાલ જેવા કવિઓના પત્રો આવે, એમાં પત્રકાર હૉર્નિમૅનની કલમ જોવા મળે, તો સાથે દેહરાદૂન જેલના સુપરિન્ટેન્ડન્ટ ઉપર પંડિતજીએ લખેલો કડક ફરિયાદપત્ર પણ વાંચવા મળે પણ ૧૯૧૭થી ૧૯૪૮ સુધીના ત્રણ દાયકા દરમિયાન પડિતજીને દુનિયાભરમાં તરેહતરેહના માનવીઓ જોડે જે માનસિક સપર્ક થયો છે, જે વિચાર વિનિમય થયો છે, એ ઉપરથી એમની વિશ્વાભિમુખતા પણ જણાઈ આવે છે એમની ચેતનાના તાર કેટલા દૂર દૂર કેવાંકેવાં ચેતનબિંદુઓએ જોડાયેલા છે એ જોઈને આપ

લુને અચરજ થાય બર્ટ્રાંડ રસેલ ને બર્નાર્ડ શૉ, રોમાં રોલાં ને પૉલ રૉબ્સન, હૅરોલ્ડ લાસ્કી, સ્ટૅફર્ડ ક્રિપ્સ, એડવર્ડ ટૉમ્સન, કર્લૅર બૂથ લ્યુસ, ફ્રૅન્કલીન રૂઝવેલ્ટ, ચ્યાગ દંપતી, લુઈ જૉન્સન, માદામ સુન યાટ સેન, માઓ ત્સે તુંગ, મુસ્તફા અલ-નહાસ, ચુ તેહ, અમૃત શેરગીલ, સરોજિની નાયડુ, સામ્પ્રત જગતની ઉત્તમોત્તમ ધી અને શ્રી સાથે પંડિતજીને લેવડદેવડનો નાતો છે અમેરિકી હબસીઓની સમસ્યા અંગે સમજદારી કેળવવાના કામમાં શ્રીમતી રૉબ્સન નેહરુ ઉપર નજર માંડે છે, તો વિશ્વશાંતિ પરિષદમાં શામિલ થવા માટે રોમાં રોલાં પણ એમને વિનંતિ કરે છે હૅરોની શાળાના સહાધ્યાયી મોટી ઉંમરે નેહરુની આત્મકથા વાંચીને લખે છે

'તમારું પુસ્તક હું વાંચી ગયો એ જેનું ચિત્ર ખડું કરે છે એ પુરુષને મારે જોવા છે આપણે બંનેએ હૅરોની શાળામાં અભ્યાસ કર્યો હતો ત્યાં આપણને દલિત લોકોના ભેરુ થવાનું શીખવવામાં નહોતું આવ્યું, પરંતુ તમારી પ્રજાના દમન તથા ગરીબાઈએ તમને, અને યુદ્ધ તથા ગરીબોના ધોલકાએ મને એ વસ્તુ શીખવી આપણે લગભગ એકસરખી રીતે વિચારીએ છીએ '



ટૉલરે જેને અગોચર બિરાદરી કહી છે તે આ જ 'આપણે લગભગ એકસરખી રીતે વિચારીએ છીએ' એવું જાહેર કરનારા સહપાન્થો. હિંદ હજી તો પરતંત્ર હતું ત્યારથી જ દુનિયાભરના સ્વાતન્ત્ર્યવાચ્છુઓ હિંદ ભણી ને ખસૂસ તો નેહરુ ભણી આશાભરી મીટ માંડી રહ્યા હતા જપાનની પેશકદમીથી ત્રાહિમામ્ પોકારી ગયેલ ચીનના 'એઈથ રૂટ આર્મી (લાલ લશ્કર) ને વડે મથકેથી મિસ એગ્નસ સ્મેડલી, 'એક તાકીદની બાબત' અંગે નેહરુને લખે છે 'સુયુઆન, ચહર અને હોપી પ્રાંતો જોવા ખરેખાત જપાની કબજા હેઠળના પ્રદેશોમાં હજારોની સંખ્યામાં ચીની વિદ્યાર્થીઓ,



કામદારો તથા ખેડૂતો જાપાનીઓ સામે ઊઠ્યા છે, તેમણે પોતાના સ્વયંસેવકજૂથો રચ્યા છે અને તેઓ જાપાનીઓ સામે લડી રહ્યા છે એમની પાસે શસ્ત્રો તો છે, પણ શિયાળા માટેના કપડાં નથી, જોડા નથી, અને દિવસો સુધી તેમને ખોરાક પણ મળતો નથી અહીંનું અમારુ લશ્કર ઘણુ જ ગરીબ છે સ્વયંસેવકો માટે તેની પાસે નાણાં નથી હિંદી રાષ્ટ્રીય કૉંગ્રેસ ચીની સ્વયંસેવકો માટે નાણા આપી શકે એમ છે?' (પૃ ૨૯૦) એવી જ રીતે, ચીનના એ લાલ લશ્કરના સરસેનાપતિ ચુ તેહનો તા ૨૬ ૧૧ '૩૭નો એક આભારપત્ર આજના સજોગોમા વાચકને જરા કઢંગી લાગણી પ્રેરી જાય છે 'અમારા મુક્તિસગ્રામના ટેકામા તમે હિંદના અનેક શહેરોમાં મોટીમોટી સભાઓ ભર્યાની ખબરો અહીં ચીનમા અમને મળી છે ચીની પ્રજાને અને ખાસ કરીને એઈથ રૂટ આર્મી (ધ ચાઈનીઝ રેડ આર્મી) ના નામે એ માટે હુ તમારો આભાર માનું છુ' (પૃ ૨૯૧) અર્ન્સ્ટ ટૉલર ૧૯૩૭મા નેહરુને પત્ર લખીને ફરિયાદ કરે છે. '૧૯૧૪માં શરૂ થયેલુ વિશ્વયુદ્ધ સાચું પૂછતા પૂરુ થયું જ નથી અને કેટલા વખત સુધી તે ચાલ્યા કરશે એ આપણે જાણતા નથી આપણે એટલી જ આશા રાખીએ કે અવશ્ય બનનારી વસ્તુઓ દુનિયાના મહત્ત્વના ભાગોને ખેદાનમેદાન ન કરી મૂકે ' (પૃ ૨૭૯)

નાટકના સંવાદોમાં એક પાત્રની ઉક્તિઓ ઉપરથી સામા પાત્રની અબોલ ઉક્તિઓનો આપોઆપ ખ્યાલ આવી જાય એમ પંડિતજી પર લખાયેલા આવા કુટીબંધ પત્રો પરથી એમના વ્યક્તિત્વની રેખાઓ ઊપસી આવે છે. પુસ્તકમાં ટૂંકામા ટૂંકા ને મિતભાષી પત્રો ગાંધીજીના છે, સાવ કામકાજ પૂરતા અને મુદ્દાસર. પંડિતજીનાં પ્રવચનોની જેમ એમના લેખનમાં પણ થોડી આસ્વાદ્ય શબ્દાળુતા આવી જાય છે ખરી સુભાષ ચંદ્ર બોઝ એક પત્રમાં ફરિયાદ

કરે છે એમ, નેહરુના ઘડેલા ઠરાવો પણ લાંબાલચ ને જરા પ્રસ્તારવાળા હોય છે. એને પછી ગાંધીજી બાઈબલ-શાઈ – લગભગ તારશૈલીના – ટેલિગ્રાફિક પત્રો જ લખે છે. એનો એક ઐતિહાસિક બની ગયેલો નમૂનો જાણીતો છે: ૧૯૪૮ના જાન્યુઆરીની ૧૮મીએ લખાયેલો એ પત્ર રોકડા ત્રણ જ પરિચ્છેદ ધરાવે છે. પહેલો પરિચ્છેદ બે શબ્દોનો છે:

'ઉપવાસ છોડો.'

છેલ્લો પરિચ્છેદ આઠ શબ્દોમાં આશીર્વચન અને આગાહી પણ સમાવી લે છે:

'બહુત વર્ષ જીઓ ઔર હિંદ કે જવાહર બને રહો.'

(પૃ. ૫૮૧)

ગાંધીજીની જેમ રવીન્દ્રનાથ જોડે પણ જવાહરને મળેલા જીવ જેવી પ્રેમસગાઈ હતી. પંડિતજીની આત્મકથા વાંચીને ટાગોર લખે છે:

પ્રિય જવાહરલાલ,

તમારું મહાન પુસ્તક હમણાં જ વાંચી રહ્યો. તમારી સિદ્ધિથી હું ઘણો જ પ્રભાવિત થયો છું અને તેને માટે હું ગૌરવ અનુભવું છુ. તેની સઘળી વિગતોમા થઈને માનવતાનો ઊંડો પ્રવાહ વહી રહ્યો છે. તે હકીકતોની ગૂંચોની ઉપર થઈને વહે છે અને પોતાના કાર્યો કરતાં જે મહાન છે અને પોતાની આસપાસની વસ્તુસ્થિતિ કરતાં જે વધારે સાચો છે એવા પુરુષ પાસે અમને લઈ જાય છે.

તમારો,

રવીન્દ્રનાથ ટાગોર



અહીં ઉથારતની એક આડવાત સાંભરી આવે છે. પંડિતજીની આત્મકથાએ એક સમર્થ વાગીશ્વર પાસેથી આવો પ્રશસ્ત્યાત્મક ઉદ્ગાર કઢાવ્યો, ત્યારે એ જ ગ્રંથના પ્રકાશન પછી શ્રી કનૈયાલાલ મુનશીએ એને વિષે મદ્રાસના 'હિંદુ' પત્રમાં જે અવલોકન લખેલું એમાં એની લગભગ



debunkingની હદે અટકણી કાઢેલી એ હકીકતને રુચિભેદ જ ગણવો રહ્યો ને? પંડિતજીનાં પુસ્તકોની ટીકા ન જ થાય કે નથી જ થઈ એમ નહિ કહી શકાય. 'જગતના ઇતિહાસનું રેખાદર્શન'ની કડકમાં કડક ને એટલી જ નક્કર ટીકા તો નેહરુના જ દિલોજાન દોસ્ત એડવર્ડ ટૉમ્સને કરી છે, અને એ પત્ર સદ્‌ભાગ્યે આ પત્રગુચ્છમાં જ શામિલ થયો છે. એમા એ ભારતપ્રેમી ને નેહરુપ્રેમી અંગ્રેજ લખે છે:

'તમે જે સ્થિતિમાં છો એ જોતાં, તમે આખો વખત અંગ્રેજોના દોષો જ જોયા કરો છો એવી છાપ તમારે વિષે પેદા થાય એ તમને પાલવી શકે એમ નથી. તમારી જગ્યાએ હું હોત તો તેમને વિષેના સઘળા ફકરાઓ ઝીણવટપૂર્વક તપાસી જાત. વિચિત્ર વાત તો એ છે કે હિંદની ગંભીર ફરિયાદો અંગે તમે ચર્ચા કરો છો તે ફકરાઓમાં તમારું પુસ્તક ઉમદા અને અજાયબ કરી મૂકે એટલું ઉદાર હોવાની અને જ્યાં હિંદનો સવાલ સંડોવાતો નથી અને જ્યાં ઘણાખરા ઇતિહાસકારોના અભિપ્રાય પ્રમાણે ઇંગ્લૅન્ડનો કેસ ઘણો સબળ છે ત્યાં તે ઉદાર ન હોવાની મારા મન પર છાપ પડી છે.

'નેપોલિયનના વર્ણનવાળો તેનો ભાગ સૌથી ખરાબ છે એમ હું ખાતરીપૂર્વક માનું છું. મારે કબૂલ કરવું જોઈએ કે તમારી નેપોલિયનભક્તિ હું બિલકુલ સમજી જ શકતો નથી પુસ્તકનાં એ પાનાં મને તો કેવળ ઢોળ ચડાવવા સમાન જ લાગે છે. તેમાં ડયૂક દ'ઍંગિયનની અથવા ન્યૂરેમ્બર્ગમાં કરાયેલી બુકસેલર પામની અતિશય કારમી કતલનો ઉલ્લેખ સરખો પણ નથી અને 'નીચતા' માટે અંગ્રેજોને વખોડી કાઢવામાં ખસૂસ સપ્રમાણતાનો અભાવ રહેલો છે, કેમ કે, ૧૮૧૪ની સાલમાં નેપોલિયન પ્રત્યે અસાધારણ સારો વર્તાવ દાખવવામાં આવ્યો ત્યાર બાદ તે પાછો ભાગી આવ્યો અને યુરોપને ફરીથી તેણે લોહીમાં ડુબાડી દીધું. તે પછી તેના

પોતાના જ બુર્બોવંશીઓએ અથવા પ્રશિયનોએ બહારવટિયા તરીકે તેને ગોળીએ દીધો હોત...' (પૃ. ૨૬૧)

બીજાઓએ લખેલા પત્રોમાંથી નેહરુના વ્યક્તિત્વ-પુષ્પની નવીનવી પાંદડીઓ ઊઘડતી હોય એવો અનુભવ સરોજિની નાયડુના પત્રોમાંથી થાય છે. આ પુસ્તકમાં આરંભિક પત્ર જ એ કવયિત્રીનો છે. પ્રસંગ છે ઇન્દિરાના જન્મનો. પોતાના 'પ્રિય જવાહર' તરફથી 'શુભ સમાચાર' સાંભળ્યા પછી 'તમને અને કમલાને અભિનંદનના અથવા મારી નવજાત ભત્રીજીને આશીર્વાદના બે શબ્દો લખી મોકલવાનો મને એક ક્ષણ જેટલો પણ વખત મળ્યો નથી' એવી ક્ષમાયાચના સાથે તેઓ 'સૌને પ્રેમસ્મરણ અને હિંદના નવજાત આત્માને ચૂમી' પાઠવે છે.

ખૂબી તો જુઓ કે આપણે મામૂલી માણસો જિંદગીનાં પચાસ વર્ષ પૂરાં કરીએ ત્યારે વનપ્રવેશ આદિ ધાંધલધમાલ વડે મોટો મલાવો કરી બેસીએ છીએ, ત્યારે પંડિતજી પચાસ વર્ષના થયા એ પ્રસંગ જ આખો, આખું કોળું શાકમાં જાય એવી જ અજાણતાથી પસાર થઈ ગયેલો. ૧૯૩૯ના નવેમ્બરની એ ૧૪મી તારીખે ગાંધીજીએ તો ચાલુ કામકાજનો એક પત્ર પંડિતજી માટે લખેલો, એમાં પત્રને અંતે રાબેતા મુજબના 'બાપુના આશીર્વાદ' પણ સહી કરીને લખી નાખ્યા પછી તેઓ કેવળ તાજા કલમની રાહે રોકડી ત્રણ લીટી ઉમેરે છે:



'મહાદેવ મને હમણાં જ યાદ કરાવે છે કે આજે તમે અર્ધી સદી પૂરી કરો છો. હું આશા રાખું છું કે તમારો જુસ્સો, તમારી નિખાલસતા તથા તમારી અડગ પ્રામાણિકતા એવાં ને એવાં જાળવી રાખીને તમે બાકીની અર્ધી સદી પૂરી કરશો.' (પૃ. ૪૫૭)

ગાંધીજી કે જવાહર જેવા સેવાકાર્યમાં ગળાબૂડ રહેતા કર્મયોગીઓને વનપ્રવેશની કવિતા કરવા જેટલી તો નવરાશ



શાની હોય? સદ્ભાગ્યે એ કામ કવયિત્રી સરોજિનીએ કરી આપેલું ૧૯૩૯ની એ દિવાળીએ લખાયેલ એમના પત્રમાંની આ આકાંક્ષાઓ અને અપેક્ષાઓ પંડિતજીના અવસાન પછી આજે કેવી સાચી પડી લાગે છે!—

'તમારી પહેલી અર્ધી સદીનું જીવન ક્યારનુંયે ઇતિહાસ, લોકગીતો તથા લોકકથાનો વિષય બની ચૂક્યું છે હવે પછીની અર્ધી સદીના આરંભના વર્ષો તમારા સ્વપ્નો તથા તમારી કલ્પનાઓને ફળીભૂત કરનારા નીવડો તથા માનવપ્રગતિના ઇતિહાસમાં તમને એક સર્વોત્કૃષ્ટ મુક્તિદાતા તરીકે અમરત્વ આપનારા થાઓ

'હું તમને રૂઢિગત 'સારી ભેટો'થી નથી નવાજી શકતી. દુઃખ, યાતનાઓ, બલિદાન, ગમગીની, ઘર્ષણ ... લા, આ બધી તમારે માટે વિધિનિર્મિત ભેટો છે પરંતુ તમે કોઈ ને કોઈ રીતે તેમને રામહર્ષણ આનંદ, વિજય, સ્વતંત્રતામાં પલટી નાખશો તમે વિધિના સંતાન છો તમારો ખોજની યાત્રાએ નીકળેલો આત્મા તેના લક્ષ્યને પામો તથા સચ્ચિદાનંદનો સાક્ષાત્કાર કરો' (પૃ ૭૧૮)

આ ગુચ્છમાં એક રસિક પત્રવ્યવહાર નેહરુ અને સુભાષ વચ્ચેનો છે એમાનો એક, 'ટાઈપ કરેલાં સત્તાવીસ પાનાં'નો સુભાષનો પત્ર જવાહર પર બુલંદ આક્ષેપપત્ર છે, અને જવાહરનો એનો જવાબ પણ એટલો જ બુલંદ બચાવ પત્ર જેવો લાગે છે એમાં એમનું ઝીણવટભર્યું આત્મનિરીક્ષણ જોવા મળે છે આજે એ વાંચતા એમ થાય છે કે ભારતના ગગનમંડળમાં સૂર્ય ને ચંદ્ર સમા શોભતા એ બે મહામાનવો વચ્ચે કેટલીક બુનિયાદી બાબતોમાં એકરાગ રહી શક્યો હોત તો? તો સ્વતંત્ર ભારતની શિકલ કાંઈક જુદી જ હોત

ટાગોરના એક પત્રમાંથી આપણા સંસ્કારજીવનની કારમી વાસ્તવિકતા છતી થઈ જાય છે પોતાના 'પ્રિય જવાહર'ને તેઓ લખે છે

'વિશ્વભારતી પ્રત્યેક વિભાગમા તેના સાધનો બહુ જ જૂજ હોવા વિષે મને કઠોરતાપૂર્વક યાદ આવે છે, કેમ કે એ ઋતુમા જ ફંડ એકઠું કરવા માટે મારે જાતે બહાર નીકળવું પડે છે કા તો લોકોનું મનોરંજન કરવાના રૂપમાં અથવા જેઓ જરાયે ઉદાર નથી તેમની ઉદારતાને અપીલ કરવાના રૂપમા ભીખ માગવાનું કામ મારે માટે અતિશય ધૃણાજનક કસોટીરૂપ છે હુ શહીદીનો આનંદ માણવાનો પ્રયત્ન કરુ છુ અને કશી પણ ફરિયાદ કર્યા વિના માનભંગ નામોશી ને વ્યર્થતાનો કાંટાળો તાજ પહેરી લઉં છુ '

(પૃ ૧૪૦)

ગાધીજી મનુષ્યોને પારખી મઢવાની, માપી લેવાની કેવી 'છઠ્ઠી ઇન્દ્રિય' ધરાવતા હતા એનો એક નમૂનો આ પત્રગુચ્છમાથી મળી આવે છે શેખ કાશ્મીર આજકાલ આપણા મોવડીઓને અકળાવનારા ને આકરા લાગે છે, પણ ગાધીજીએ તો છેક ૧૯૩૯માં નેહરુ સમક્ષ ફરિયાદ કરેલી

'મારે કબૂલ કરવું જોઈએ કે શેખ તથા તેમના મિત્રો સાથેના સંપર્કથી મને આનદ નહોતો થયો અમને સૌને તેઓ ઘણા જ અનાડી લાગ્યા' (પૃ ૪૩૫)



આ ગુચ્છમા નેહરુના પોતાના પત્રો પુષ્કળ છે, પણ એ ઘણાખરા કામકાજના પત્રો છે પત્રલેખનની લલિતકલા દાખવવા જેટલો એમને અવકાશ જ મળ્યો નથા આ અસંતોષ એમણે છેક ૧૯૨૩માં મહાદેવ દેસાઈ પરના પત્રમા વ્યક્ત કરેલો

'જે પત્રો લખવાની આપણને તીવ્ર ઇચ્છા હોય છે તે લખવામા ઘણીવાર વિલંબ થાય છે એ ખરેખર વિચિત્ર છે સામાન્ય પત્રો, રોજિંદા વહેવારના પત્રો રીતસર લખાય છે, અને તેમ છતા, જે લખવા આપણે ખૂબ જ વિચારતા હોઈએ તે અણલખ્યો જ રહે છે ' (પૃ ૨૯)

પંડિતજીના પ્રબળ કાર્યરત જીવનમાં આવા અસંખ્ય



મનગમતા પત્રો તો અણલખ્યા જ રહ્યા હશે. છતાં એ અણલખ્યા પત્રોથી પણ પ્રેરાઈને દુનિયાને દૂરદૂરને ખૂણેથી એમના જેવા સમાનધર્મીઓએ હૃદયના હોંકારા ભણીને જે અગોચર બિરાદરી દાખવી છે એનાં દૃષ્ટાંતો આ ગ્રંથમાં ઠેરઠેર મળે છે. ચિત્રલેખા અમૃત શેરગીલ લખે, "તમારો ચહેરો મને ગમે છે, તે એકીસાથે લાગણીભર્યો અને અનાસક્ત છે,' ત્યારે આપણને જાણ થાય કે એક ચેતન-મૂર્તિની ચેતનાનો સંસ્પર્શ કેવાંકેવાં અણધાર્યાં બિંદુઓએ થઈ શકે છે. એવી સ્પર્શક્ષમતા વિના તો, 'આત્મકથા'નો એક સાવ અજાણ્યો વાચક ન્યુ યૉર્કથી આમ શાનો લખે?—

'તમારાથી સંપૂર્ણપણે અપરિચિત એવા મારા જેવા માણસે તમારા ઉપર પત્ર લખવા બેસવું એ ખરેખર ધૃષ્ટતા જ કહેવાય. પણ દિલના કંઈક ભારે દબાણને લઈને હું એમ કરવા પ્રેરાયો છું.... તમારી આત્મકથા હું વાંચી રહ્યો છું. એ મારું મનગમતું પુસ્તક બની રહ્યું છે. એણે મને પોતાને ચરમમાં ડુબાડી દીધો છે. ભૂતકાળમાં નાસીપાસી તથા ભ્રમનાશના કીચડમાં આળોટવામાં મેં મારો ઘણો સમય બરબાદ કર્યો છે...' 'આત્મકથા' વાંચીને પોતાનું જીવનવહેણ જ પલટાઈ ગયું એનો ઉલ્લેખ કરીને એ પત્રલેખક કહે છે: 'મારે પક્ષે થયેલા વલણના આ ફેરફાર માટે મારે ખસૂસ તમારો આભાર માનવો રહ્યો. આ દુનિયાને જીવવા માટે ઉચિત સ્થાન બનાવવા માટે મારાથી થઈ શકે તે હું કરી છૂટવા માગું છું. દૂરદૂર, અંધકારમાં પણ સ્થિરતાથી, અતિશય સ્થિરતાથી અને પવન, વરસાદ કે માનવજાતના દંભથી ચલિત થયા વિના બળતી જ્યોતને વેરાન સ્થાનમાંથી નિહાળીને આ જંતુ પોકારે છે તમારો આભાર માનું છું...'

(પૃ. ૫૧૫)

જેમની સુસ્થિર જીવનજ્યોત આ રીતે થાક્યાંપાક્યાંઓને નવું આશાકિરણ આપી શકે એવા આત્માઓ ધન્ય છે.

# વિવિધરંગી વ્યક્તિત્વનો ઝળહળાટ

ઉષા મહેતા

NEHRU: A POLITICAL BIOGRAPHY. Michael Breacher. (Oxford, 1959)

જવાહરલાલની જીવનકથા એટલે સ્વાતંત્ર્યપ્રાપ્તિ અને ભારતના નવનિર્માણની અમર ગાથા. મહામાનવ નેહરુના જીવનનાં વિવિધ પાસાંઓ અંગે અનેક પુસ્તકો લખાયાં છે. દ્વિવેદી અને ઝકરિયા જેવા લેખકોએ પંડિતજી અંગેનાં પુસ્તકોનું સંપાદન કર્યું છે, તો નૉર્મન કઝિન્સ અને ટીબોર મેન્ડે જેવા લેખકોએ એમની સાથે થયેલા વાર્તાલાપનું સંકલન. કૃષ્ણમૂર્તિએ, એમ. એન. રૉયે અને અનુપસિંહે વર્ષો પહેલાં પંડિતજીના જીવનનો સંક્ષિપ્ત પરિચય કરાવ્યો હતો. ૧૯૪૮માં કોર્નેલિયા સ્પેન્સરે 'ભારતના નેહરુ' વિષે લખ્યું હતું. તાજેતરમાં લખાયેલાં પુસ્તકોમાં અબ્દુલ મજીદ ખાનનું, ફ્રૅન્ક મૉરાઇસનું અને એમના રાજકીય વિચારોની ચર્ચા કરતું ડોનાલ્ડ સ્મિથનું ઉલ્લેખનીય છે. આ બધાં પુસ્તકોમાં ડૉ. બ્રેચરનું પુસ્તક નવી જ ભાત પાડે છે. કારણ એમાં નેહરુના જીવનના વિકાસની સાથે સાથે સ્વાતંત્ર્યસંગ્રામનો અને કૉંગ્રેસ પક્ષનો ઇતિહાસ પણ આલેખવામાં આવ્યો છે—બનેને તાણાવાણાની માફક વણી લેવામાં આવ્યાં છે. આથી જ કદાચ લેખકે પુસ્તકને નેહરુની 'રાજકીય જીવનકથા' તરીકે ઓળખાવવાનું યોગ્ય ધાર્યું હશે.

નેહરુનું વ્યક્તિત્વ બહુરૂપી હતું, અને એમની પ્રતિભા અપ્રતિમ. એમનામાં લાગણીની કોમળતા, અને સંવેદનશીલતાની સાથે અગ્રનમ યોદ્ધાનું અડગ મનોબળ, સ્વાતંત્ર્યવીરનું ખમીર અને સ્વયંસેવકની શિસ્ત પણ જોવા મળતાં. લેખકે સાચું જ કહ્યું છે કે એ અપૂર્ણ માનવીઓની વચ્ચે રહેતા હોવા છતાં પૂર્ણત્વને ઝંખતા જાજ્વલ્યમાન નરવીર હતા; સંસારી અને સત્તાધારી હોવા છતાં સંન્યાસી સમા

સત્પુરુષ હતા, જ્ઞાનની અણબુઝ પિપાસા ધરાવતા હોવા છતાં લોકકલ્યાણની કામના સેવતા કર્મયોગી હતા

૧૯૫૪મા કૉંગ્રેસનું પ્રમુખપદ છોડતા કૉંગ્રેસ પ્રત્યેના પોતાના ઋણનો એકરાર કરતાં નેહરુએ કહ્યુ "૫૦ વર્ષ પહેલા મે એક નવજવાન તરીકે કૉંગ્રેસ અધિવેશનમા હાજરી આપી ૪૩ વર્ષ પહેલા હું કૉંગ્રેસમા પ્રતિનિધિ તરીકે ગયો ૧૯૨૩મા મે મહાસભાનું મંત્રીપદ સભાળ્યુ આમ હુ કૉંગ્રેસ સાથે જ મોટો થયો છુ અને અસંખ્ય લોકો સાથેની એની ભાગીદારીમા હિસ્સેદાર છુ કૉંગ્રેસનુ કરજ હુ કદીયે ચૂકવી શકુ એમ નથી કારણ હુ જે છુ એમાટે કૉંગ્રેસનો જ આભારી છુ કૉંગ્રેસ સાથેના મારા સબંધ અંગે હુ ગૌરવ અને કૃતજ્ઞતાની લાગણી અનુભવુ છુ"

કૉંગ્રેસનાં બધાયે જૂથોનો વિશ્વાસ સપાદન કરનાર જવાહરલાલે કટોકટીના અનેક પ્રસગોએ એને ઉગારી લીધી ૧૯૨૩મા મવાળો અને ઉદ્દામવાદીઓના મતભેદને એમણે હળવા કર્યા, તો ૧૯૩૦, ૩૫ આદિ અનેક પ્રસગોએ જૂની પેઢીની રૂઢિચુસ્તતા અને નવી પેઢીના ઉદ્દામવાદ વચ્ચે એ સાકળસમા બની રહ્યા આ સમન્વય સાધવા માટેનું એમનું અમોઘ શસ્ત્ર હતું અનહદ સ્વાતન્ત્ર્યપ્રેમ એ પોતે પણ સમજતા અને બીજાઓને પણ સમજાવતા કે "ભારતમાતાની આઝાદી માટે આપણે આતરિક વિખવાદો ભૂલવા જ રહ્યા" આ મન્ત્રની જાદુઈ અસરથી મહાસભાના મતમતાતરો મટતા અને ભીડભંજન નેહરુ એના ભાગલા પડતા અટકાવી શકતા



ગુલામીની જજીરા તોડવાના કોડે જવાહરને હિંદના જ નહિ, આખાયે એશિયાના અજોડ ક્રાતિવીર બનાવ્યા હતા લાહોર કૉંગ્રેસને પ્રમુખપદેથી પડિતજીએ લોકોને પડકાર કર્યો હતો, "બાયલા બનીને બેસી રહેવાથી નહિ પણ બહાદુર બનીને બ્રિટિશ હકૂમત સામે લડવાનું બીડુ



ઝડપીને જ આપણે ભારતમાતાને મુક્ત કરી શકીશું." ૧૯૪૦ના વ્યક્તિગત સત્યાગ્રહ વખતે અદાલતમાં અત્યાચારો સામે અવાજ ઉઠાવતાં એમણે કહ્યું કે "આજે મુકદ્દમો મારી સામે નહિ અંગ્રેજી સલ્તનત સામે ચાલે છે. ન્યાય મારી સામે નહિ હિંદની અર્ધનગ્ન જનતા સામે તોળાય છે. આપણી – મારી તેમ જ તમારી (ન્યાયાધીશની) – સમક્ષ એક જ પ્રશ્ન છે હિંદના ભાવિનો." હિંદમાં, હિંદની જનતામાં અને હિંદના ભાવિમાં એમને પૂરો ભરોસો હતો. બંધારણ-સભામાં એમણે અંગ્રેજોને સાફસાફ સુણાવી દીધું કે "હિંદને કોઇની શિખામણની જરૂર નથી. કોઈને ગમે કે નહિ, હિંદની બંધારણસભા મંજૂર કરે એ જ બંધારણ સ્વીકારવામાં આવશે."

જલિયાનવાલા બાગના અત્યાચારોથી જવાહરનું હૃદય જલી ઊઠ્યું અને અંગ્રેજોના અન્યાય સામે ઝૂઝવાની એમણે પ્રતિજ્ઞા લીધી. ૧૯૨૦માં પ્રતાપગઢના કિસાનોની દર્દભરી કહાણી સાંભળી ત્યારથી જ દેશના દીનહીન લોકો પ્રત્યે એમને દિલે દાઝ જાગી. એમના મનમાં પ્રશ્ન ઊઠયો કે ભારતમાતાનું આ દૈન્ય શા માટે, દુઃખ શા માટે, એનાં નયન શુષ્ક શા કારણે, એનો વેશ મલિન શા કારણે? અને એ દુઃખ દૂર કરવાનો એમણે સુદૃઢ સંકલ્પ કર્યો.

લોકલાડીલા જવાહરલાલનો લોકો સાથેનો સંપર્ક એવો અનોખો હતો કે લાખોની માનવમેદનીમાં પણ દરેકને એમ લાગે કે એના વહાલા નેતાએ એની સાથે વ્યક્તિગત રીતે વાત કરી. એમની જાહેર સભાઓમાંથી જવાહર સંજીવની મેળવતા અને જનતા, નવું જોમ. કારણ એ સભાઓમાં જોવા મળતાં અનેક દિલોનું મિલન અને આશાભર્યાં અનેક હૈયાંઓનો નૂતન ભારતમાં સ્વપ્નવિહાર. જીવનમાં એકાકી બનેલા જવાહર લોકો આગળ દિલ ખોલીને વાત કરતા. અનેક ચૂંટણીજંગોમાં નેહરુ દેશના

ચોકેચોકે અને ચૌટેચૌટે ફરી કૉંગ્રેસનો સંદેશો પહોંચાડતા. લેખકે સાચું જ કહ્યું છે કે જવાહરનો ચૂંટણીજંગ પ્રવાસ, પ્રવૃત્તિ અને પ્રવચનોના અવિરત પ્રપાતસમ હતો. પ્રથમ ચૂંટણી અને એના પ્રચાર માટે લેખક કહે છે કે કૉંગ્રેસની ચૂંટણીઝુંબેશ એટલે નેહરુ, નેહરુ અને નેહરુ. સરસેનાપતિ ગણો કે સૈનિક ગણો, પક્ષનો પ્રવક્તા ગણો કે એની નીતિનો ઘડવૈયો ગણો, કૉંગ્રેસ-ઉમેદવારોનો ઉદ્ધારક ગણો કે ભૂખ અને ઊંઘને ઉડાડી સતત કામ કરતો સ્વયંસેવક ગણો – બધું નેહરુ પોતે જ હતા.

નેહરુ લોકો સાથે નિખાલસ થઈ વાતો કરતા. ૧૯૫૨માં લોકસભાના કૉંગ્રેસી સભ્યોને સંબોધીને એમણે કહ્યું હતું કે *"લોકો આગળ કંઈ છુપાવશો નહિ. આપણે જે કંઈ કર્યું છે એની સાથે જ જે કંઈ કરવું જોઈતું હતું છતાંયે કર્યું નથી એ પણ કહેજો... મતો મેળવવા ખાતર આપણે આપણા આત્માને ન વેચીએ એની તકેદારી રાખજો."* ચૂંટણીજંગ જીતવો એ સાધ્ય નથી પણ લોકકલ્યાણ માટેનું સાધન માત્ર છે એ સમજાવવાનો, રાજનીતિ નીતિને રંગે રંગાયેલી હોવી જોઈએ એ સિદ્ધાન્ત લોકોને ગળે ઉતારવાનો આથી વધુ સારો ઉપાય શો હોઈ શકે?



ચૂંટણીઓની માફક સત્તાને પણ જવાહરે કદીયે સાધ્ય તરીકે નથી સ્વીકારી. સત્તાલોલુપતાનો એ સખત વિરોધ કરતા. ૧૯૩૭માં કૉંગ્રેસી પ્રધાનોને ધ્યેયમાં ઢીલા થતા જોયા ત્યારે એમનું હૃદય કકળી ઊઠ્યું અને એમણે સૂચના કરી કે પ્રધાનપદે રહી માભોમની મુક્તિને જો આપણે વિસારી મૂકવાના હોઈએ તો એના કરતાં બહેતર છે કે આપણે એ પદને તિલાંજલિ આપીએ.

સત્તાધારી પક્ષ અને સરકાર વચ્ચેના સંબંધોનો પ્રશ્ન અન્ય દેશોની માફક આપણે ત્યાં પણ સમસ્યાસમો બની



ગયો હતો. આ કારણે પંડિતજી અને કૉંગ્રેસપ્રમુખ કૃપાલાણીજી અને ટંડનબાબુ વચ્ચે અનેક મતભેદો જાગ્યા હતા. ટંડનજીના જતાં પંડિતજીએ પંત પ્રધાનની સાથે કૉંગ્રેસના પ્રમુખનું પદ પણ સ્વીકાર્યું પણ એ ગમે એમ કરી સત્તાસ્થાને ટકી રહેવા ખાતર નહિ, પક્ષ અને સરકારના સંબંધને વધુ સ્થિર અને સમજપૂર્વકનો બનાવવા ખાતર. લેખકે સાચું જ કહ્યું છે કે આ મહત્ત્વના પ્રશ્ન અંગેના પંડિતજીના વિચારો મનનીય છે. એમના મત પ્રમાણે પક્ષે સરકારના સતત ટીકાકાર પણ ન બનવું જોઈએ તેમ જ તદ્દન મૂંગા પણ ન રહેવું જોઈએ. બન્નેની વચ્ચેનો સંબંધ એકબીજાને મૂંઝવણમાં મૂકે એવો નહિ પણ મિત્રતાભર્યો હોવો જોઈએ.

કૉંગ્રેસ પ્રત્યેની જવાહરલાલજીની કર્તવ્યનિષ્ઠા ઘણી વખત કમળા પ્રત્યેના અને કુટુંબ પ્રત્યેના એમના કર્તવ્યની આડે આવતી. ૧૮ વર્ષના પરિણીત જીવનમાં કમલાને સંયોગ કરતાં વિયોગનાં વર્ષો જ વધુ વિતાવવાં પડ્યાં. ઘણી વખત કૉંગ્રેસની અવનવી સમસ્યાઓ આગળ, મજૂર કિસાનોનાં દુ:ખ આગળ કમલા અને એની નાજુક તબિયતનો વિચાર કરવાનો સુદ્ધાં નેહરુને અવકાશ મળતો નહિ. કમલા માંદાં હોય અને જવાહરલાલ જેલમાં હોય. સરકાર શરતી છૂટકારો કરે. પંડિતજીને મન દ્વિધા જાગે. પણ શરતો મંજૂર કરે તો સ્વાતંત્ર્યનો સૈનિક શાનો? કમલા અને લેખક બન્ને એમની આ દ્વિધાને સમજે છે, એમના અંતિમ નિર્ણયને અનુમોદન આપે છે. કમલા અને મા સ્વરૂપરાણી બન્ને જવાહર પાસે હોય ત્યારે એને સાચવે, સંભાળે, એ રિસાય તો એને રીઝવે અને જ્યારે જેલમાં હોય ત્યારે એણે ચીંધેલાં કામ કરે, ચળવળમાં જોડાય, મારપીટ સહન કરે અને એના તથા કૉંગ્રે-

સના હાથ મજબૂત બનાવે આર્ય કુળના આદર્શ સમી આ બન્ને નારીઓની દિવ્ય સહિષ્ણુતા, ઊંડી સમજ અને અનુપમ ત્યાગ આગળ શિર સહેજે નમી જાય છે

જવાહરનો ત્યાગ પણ એટલો જ ભવ્ય હતો જીવનનાં અને જુવાનીના અનેક વર્ષો એમણે કારાવાસની કાળી દીવાલો પાછળ ગાળ્યા, પણ એમના વિચારોના ઉડ્ડયનને, અન્યાય સામે મરી મિટવાની તમન્નાને, વિશ્વના દેશદેશમાં વિહરવાની એમની વાછનાને કોણ બાધી શકે? કારાવાસમાં રહ્યા રહ્યા પુત્રી ઇન્દિરા પ્રત્યેનુ પોતાનું કરજ અદા કરવાની એમણે કોશિશ કરી, એને અને લોકોને વિશ્વના ઇતિહાસની ઝાખી કરાવીને લેખક કહે છે તેમ આ ઇતિહાસમાં અનેક ઊણપો હશે છતાયે એમા અનેક ગુણો છે એ દુનિયાના દેશોના સાસ્કૃતિક વિકાસ ઉપર પ્રકાશ પાડે છે

૧૯૪૭મા આઝાદી અગે અનેક યાતનાઓ સહન કરનાર નેહરુ અને હિદવાસીઓ માટે વિજયની વરમાળા સમું સ્વાતન્ત્ર્ય આવ્યુ તો ખરુ પણ વિજયના ઉન્માદને અકરો બનાવી દે એવી દેશના ભાગલાની ભીંસો સાથે, એક મોટા ભૂખડના ખડનથી ઉદ્ભવતી યાતનાઓ સાથે આ સુખ અને શોક, દુખ અને આનદ, આશા અને નિરાશાનુ લેખક ૧૩મા અને ૧૪મા પ્રકરણમાં હૃદયદ્રાવક અને સચોટ વર્ણન આપે છે



સત્તાપ્રમત્ત અને સખત હાથે કામ લેનારી અંગ્રેજી સ'તનતને હિદના સ્વાતન્ત્ર્યનો સ્વીકાર કેમ કર્યો અને હિદની અખડિતતાને અને હિદુ મુસ્લિમ એકતાને વરેલી, બે રાષ્ટ્રના સિદ્ધાતનો સતત વિરોધ કરતી કૉંગ્રેસે ભગ્ન હૃદયે ભાગલા કેમ સ્વીકાર્યા એનું સુંદર વિશ્લેષણ કરતાં લેખક કહે છે કે હિદીઓની જાગૃતિ અને કૉંગ્રેસના અણનમ વચણ ઉપરાત યુદ્ધને લીધે ઇંગ્લૅન્ડની નબળી પડેલી



સ્થિતિ, આંતરરાષ્ટ્રીય સમાજનું દબાણ, સામ્યવાદની સફળતાનો ડર, કેટલાક સ્વાતંત્ર્યપ્રિય અને ન્યાયી અંગ્રેજોનો આગ્રહ પણ અંગ્રેજોના મનપરિવર્તન માટે કારણભૂત છે. તે જ રીતે લેખકના મતે નેહરુની અને કૉંગ્રેસની હિમાલય જેવડી ભૂલ—દેશનું વિભાજીકરણ સ્વીકાર્ય બન્યું એ—માટે આંતરિક યુદ્ધનો ડર, આઝાદી મેળવવાની ઉતાવળ, અનિચ્છાએ લાદેલી એકતાનાં અનિષ્ટ પરિણામો, હિંદુઓ અને શીખોનો પાકિસ્તાન સ્વીકારવાનો આગ્રહ એ કારણો જવાબદાર હતાં. આમ પાકિસ્તાન અને પરાધીનતા એ બેમાં પંડિતજીએ પાકિસ્તાનને જરા વધુ હળવા અનિષ્ટ તરીકે પસંદ કર્યું. "નેહરુના જીવનની સૌથી મોટી જીત એ એમની સૌથી મોટી હાર હતી" એમ કહી લેખકે આ ઘટનાની નેહરુના તેમ જ રાષ્ટ્રના જીવન પર પડેલી અસરનો સચોટ ખ્યાલ આપ્યો છે.

આ નિર્ણય લોકો સમક્ષ રજૂ કરતાં નેહરુએ કહ્યું: "આપણે મહાન ધ્યેયોની સિદ્ધિ અર્થે ઝઝૂમનારા નાના માણસો છીએ." આ નિવેદન નેહરુની નિસ્પૃહતા અને વિનમ્રતાના નમૂનાસમ છે.

૧૫મી ઑગસ્ટને પંડિતજીના જીવનનું અગત્યનું સીમાચિહ્ન લેખાવતાં લેખક લખે છે: "ભૂતકાળ વિદેશી હકૂમત સામેના ત્રણ-ત્રણ દાયકાના વિરોધ અને સામાજિક પરિવર્તન, આર્થિક પ્રગતિ અને લોકશાહીના આદર્શોને સિદ્ધ કરવાની નેમથી ભરેલો હતો. જ્યારે ભાવિના ગર્ભમાં શું ભર્યું છે એની એમને ખબર નહોતી. એ એમની રાજકીય પરિપક્વતા માટે પડકાર સમું હતું, ભયસ્થાનોથી ભરપૂર હતું, એમના આદર્શોને સિદ્ધ કરી બતાવવા માટે સોનેરી તક આપનારું હતું."

મુક્તિ પછીના મહાભારતને લીધે દેશમાં થોડા કાળ

માટે તો કાળો કેર વર્તી ગયો. હેવાનિયતનુ નગ્ન પ્રદર્શન ભલાભલાના હાંજા ગગડાવી નાંખવા માટે પૂરતુ હતું પણ માનવીની માનવતામાં કે કોમી એકતામા પંડિતજીનો વિશ્વાસ લેશમાત્ર ડગ્યો નહિ આ કઠણ કાળમા એમણે સમતુલા અને સહિષ્ણુતા જાળવી જીવના જોખમે કંઈક દાઝેલાં હૈયાંને સાંત્વન આપ્યુ, સખત હાથે કામ લીધુ અને માણસાઈના દીવા બુઝાતા અટકાવ્યા.

નેહરુના નેતૃત્વ નીચે ભારતે મેળવેલી અનેક સિદ્ધિઓમાં ઉલ્લેખનીય છે લોકશાહી અને બિનસાંપ્રદાયિક રાજ્યનો સ્વીકાર અને અમલ, યોજના અને ઉદ્યોગીકરણનો આરંભ અને તટસ્થ પર દેશનીતિ પ્રત્યેનો સર્વપક્ષનો એકરાગ.



સરમુખત્યારનાં સર્વ લક્ષણો હોવા છતા નેહરુએ ક્ષણ માટે પણ સરમુખત્યાર બનવાના કોડ નથી સેવ્યા એ લોકશાહીનાં મૂળ ઊંડા નાખવા માટે સતત પ્રયત્નશીલ રહ્યા છે. લેખકના મતે કેટલીક વખત તો એ આત લોકશાહીના પૂરમાં, સર્વસમ્મતિથી કામ લેવાના નિર્ધારમાં, એવા તણાઈ જતા કે દેશ અને લોકો વિકટ પરિસ્થિતિમા મુકાઈ જાય.' આમ ભાષાવાર પ્રાન્તરચનામા એમણે અતિલોકશાહીનો આગ્રહ ન રાખ્યો હોત તો હિંદનો નકશો આજે જુદો જ હોત. પણ આ સાથે એ પણ એટલું જ સાચું છે કે, નેહરુના નેતૃત્વને પરિણામે હિંદની લોકસભા કાર્યક્ષમ અને લોકશાહીના સાધન અને પ્રતીકસમી બની.

• સ્વાતંત્ર્યની ચળવળ દરમ્યાન પંડિતજીએ સ્વાતંત્ર્યનો જ નહિ પણ એના સામાજિક અને આર્થિક આધારનો પણ વિચાર કર્યો હતો. તે વખતે પણ કૉંગ્રેસ પાસે આયોજનસમિતિ નિમાવી પોતે એનુ માર્ગદર્શન કર્યું હતું. સ્વાતંત્ર્ય પછીની યોજનાના સૂત્રધાર પણ પોતે જ રહ્યા. એ ઉદ્યોગોના રાષ્ટ્રીયકરણમાં માનતા પણ ફેબિયન સમાજ

લોકલાગણીના પ્રતીકસમી હતી. નેહરુએ ભજવેલા ભાગનું મૂલ્યાંકન કરતાં લેખક લખે છે કે એમની મોટામાં મોટી સિદ્ધિ એ હતી કે એમણે એક બાજુ હિંદને દુનિયા અને આંતરરાષ્ટ્રીય રાજકારણના પ્રવાહથી પરિચિત કર્યું તો બીજી બાજુ દુનિયા પાસે હિંદનો – એના સ્વતંત્ર અસ્તિત્વનો – સ્વીકાર કરાવ્યો.

તાત્કાલિક નિર્ણય લેવાની અનિચ્છા કે અશક્તિ, વિશ્વાસ ન કરવા જેવા સાથીઓમાં પણ અનહદ વિશ્વાસ, વ્યવહારમાં ધ્યેયો પ્રત્યેની ધીમી ગતિ, કૉંગ્રેસ પક્ષને થયેલા પક્ષાઘાતથી પરિચિત હોવા છતાં એ પર સખ્ત પ્રહાર કરવાની આનાકાની આદિ થોડીક ક્ષતિઓ છતાં, પંડિતજીની ચાર ઉલ્લેખનીય સિદ્ધિઓ એટલે હિંદને અર્પેલી એક્તા અને સ્થિરતા, લોકશાહી પ્રત્યે આગેકદમ, રાજ્યની બીન-સાંપ્રદાયિકતા અને સામાજિક પરિવર્તન માટે તૈયાર કરેલી પશ્ચાદ્ભૂમિકા.

જવાહરલાલના જીવનઘડતરમાં અનેક વ્યક્તિઓ અને વિચારસરણીઓએ ભાગ ભજવ્યો છે. વિચારસરણીઓમાં ફેબિયન સમાજવાદ, સામ્યવાદ, સ્વાતંત્ર્યવાદ અને આયર્લૅંડ જેવા દેશોના સ્વાતંત્ર્ય માટેનાં આંદોલનો, વેદાન્ત-દર્શન અને બૌદ્ધધર્મના ઉપદેશોનો ઉલ્લેખ કરી શકાય અને વ્યક્તિઓમાં બે મુખ્ય ગણાવી શકાય: પિતા મોતીલાલ અને પિતાતુલ્ય રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધી.



મોતીલાલ-જવાહરલાલ જેવી પિતાપુત્રની બેલડી જવલ્લે જ દુનિયાના કોઈ પણ દેશમાં જોવા મળે. મોતીલાલજીની મોહક પ્રતિભા અને અસાધારણ વ્યક્તિત્વ, એમનું ખમીર અને ખાનદાની, એમની બુદ્ધિપ્રતિભા અને બહાદુરી આ બધું જવાહરલાલજીને વારસામાં મળ્યું હતું. છતાંયે બન્નેના મતોનો મેળ ખાતો નહોતો. મોતીલાલજીને



લાડીલા જવાહરને રાજશાહી ઠાઠમાં મોટો કરવાની ઈચ્છા હતી જ્યારે જવાહરના દિલમાં દેશના ભૂખ્યા નાગા લોકોની સાથે આત્મસાત્ થવાની ભાવના હતી. એક વખત કિસાનનાં જેવાં કપડાં પહેરી ગાડામાં બેસી જવાહર આનંદ ભવન આવી દાદરો ચડવા લાગ્યા. આ જોઈ પિતા ધૂરકયા અને કહ્યું : 'એ બધું જંગલીપણું દરવાજા બહાર મૂકીને જ અંદર પ્રવેશ કરજે.' પણ જવાહરની નેમ અફર હતી. એમને આનંદ ભવનના એશઆરામને બદલે કારાવાસની યાતનાઓ વધુ મીઠી લાગતી હતી. આથી મોતીલાલજીને અત્યંત દુઃખ થતું, છતાંયે એની પીડાનો અનુભવ લેવા પોતે પણ સુખશય્યા તજીને ભૂમિશય્યા પર સૂવાનો પ્રયોગ આદર્યો. રાજકારણના ક્ષેત્રે પણ બન્ને વચ્ચે ખૂબ અંતર હતું. મોતીલાલજીને બંધારણીય માર્ગ ગમતો, જવાહરને ક્રાંતિકારી. મોતીલાલજી જૂની પેઢીના રૂઢિચુસ્તોના પ્રતિનિધિ હતા, સાંસ્થાનિક સ્વરાજના પક્ષકાર હતા. જવાહરલાલજી નવી પેઢીના ક્રાંતિકારીઓના પ્રતિનિધિ હતા અને સંપૂર્ણ આઝાદીને વરેલા હતા. આમ છતાંય બન્નેનાં અંતઃકરણ એકબીજાની અતિ નજીક હતાં, એકબીજા માટે તલસતાં હતાં. મોતીલાલજી પુત્રને જોઈ આનંદવિભોર બનતા, જવાહરલાલજી પિતાને જેલમાં આવેલા જોઈ, એમની સેવાશુશ્રૂષા કરી પોતાને કૃતાર્થ માનતા. ૧૯૨૯માં લાહોરમાં કૉંગ્રેસ-પ્રમુખપદનો તાજ પોતાના શિરેથી ઉતારી વહાલસોયા પુત્રને શિરે પહેરાવતાં એમણે અચળ વિશ્વાસ વ્યક્ત કર્યો હતો કે જવાહર જરૂર મારાં આદર્શો અધૂરાં પૂરાં કરશે.

પશ્ચિમના વિચારોથી પ્રભાવિત અને અશ્રદ્ધાળુ એવા પંડિત નેહરુ અને ભારતીય સંસ્કૃતિ અને દર્શનના પ્રતીકસમ, ઈશ્વરમાં અનન્ય શ્રદ્ધા ધરાવનાર, આધ્યાત્મિકતાને ઓવારે

ઊભેલા ગાધીજીને બાંધતી દિલની અતૂટ ગાંઠનું લેખકે ઘણી જગ્યાએ ઊંડી સમજ અને સહાનુભૂતિથી વિવરણ કર્યું છે

ગાધીજી માટે સાધન અને સાધ્યમા કોઈ તફાવત નહોતો નેહરુએ પણ અહિંસા અપનાવી હતી પણ અહિંસા પરની એમની શ્રદ્ધા શરૂઆતમાં ગાધીજી જેટલી અડગ નહોતી મા સ્વરૂપરાણી પર અમાનુષી પ્રહાર થતા અને આસામ પર પરદેશી આક્રમણ થતા એમની એ શ્રદ્ધા હચમચી ગઈ ૧૯૩૩મા તો એમને એટલી અકળામણ થઈ કે એમણે અહિંસાને અપનાવીને ગુલામીમાં સબડવા કરતા હિંસા દ્વારા હાસલ કરેલી આઝાદીને વધુ સારી લેખાવી

ગાધીજી ચળવળ શરૂ કરવામા ઢીલ કરે અથવા કોઈક જગ્યાએ થોડી મારામારી થાય કે કોઈક કેદી જેલના નિયમોનુ કડક પાલન ન કરે એવા નજીવા કારણને લઈને ચળવળ સ્થગિત કરે એ પણ જવાહર માટે અસહ્ય બનતું હમેશ નેહરુ અકર્મણ્યતાથી અકળાતા, ગમે તેમ કરી આઝાદી મેળવવા ઉતાવળા બનતા ૧૯૪૨મા એથી ઊંધું બન્યું શરૂઆતમા 'હિંદ છોડો'ના મોટા પાયા પરના આદોલન અગે જવાહરને અનુકૂળ બનાવતા ગાધીજીને થોડી મુશ્કેલી પડી



આ ઉપરાત ગાધીજીના ઉપવાસથી પણ જવાહર ખૂબ અશાત બનતા શત્રુઓને સમજાવવાનો આ કીમિયો એમને સમજાતો નહિ, પણ બાપુની જીવનદોરી ક્યાક તૂટી ન જાય એની જવાહર ખૂબ તકેદારી રાખતા ૧૯૩૩મા જ્યારે એમણે ગાધીજીના યરવડાના ઉપવાસની વાત જાણી ત્યારે એમના દિલના ઊંડાણમાથી સહજ શબ્દો સરી પડ્યા, "જો એમને કંઈક થશે તો મારી નાની દુનિયા—જેમા કેન્દ્રસ્થાને બાપુ બિરાજે છે તે—ભાંગીને ભુક્કો થઈ જશે." આ હતો બન્નેનો એક બીજા માટેનો અતૂટ પ્રેમ અને ઊંડો અનુરાગ બન્નેને એકબીજા પર અનહદ વિશ્વાસ



હતો, અખૂટ શ્રદ્ધા હતી. આથી જ અનેક વખત બાપુએ જવાહરની અનિચ્છાએ પણ તેમને કૉંગ્રેસનું પ્રમુખપદ સંભાળવાની ફરજ પાડી. ૧૯૨૯માં ગાંધીજીએ ભવિષ્ય ભાખ્યું હતું કે "જવાહરમાં સૈનિકનું સાહસ અને રાજનીતિજ્ઞના શાણપણનો સમન્વય સધાયો છે. એ સ્ફટિક જેવા પવિત્ર છે, રાષ્ટ્રનું ભાવિ એના હાથમાં સુરક્ષિત છે." ૧૯૩૨ની ઐતિહાસિક દાંડીકૂચ વખતે પંડિતજીએ પણ પ્યારા બાપુ અંગે કંઈક આવી જ ભાવના અભિવ્યક્ત કરતાં કહ્યું કે "દૃઢ સંકલ્પનું ભાથું ભરી, દુઃખી દેશબંધુઓની દાઝ હૈયે લઈ અનંત પથનો યાત્રાળુ આગેકૂચ કર્યે જાય છે."

આમ અનેક મતભેદો છતાં અનેક પ્રસંગોએ એક-બીજાથી અળગા થવાની અણી સુધી આવ્યા છતાં બન્નેની અનન્ય દેશભક્તિ, લોકશાહી માટેનો પ્રેમ, લોકોનાં દુઃખ નિવારવાની નેમ, અન્યાય અને અત્યાચાર સામે ઝઝૂમવાની હામ અને કથની અને કરણી વચ્ચેનું સુંદર સામંજસ્ય જેવાં અનેક સમાન તત્ત્વોને લીધે બન્નેના પ્રેમનાં બંધન અતૂટ રહ્યાં. મળેલા જીવની જેમ જીવનાર અને મરનાર આ બે મહાન વિભૂતિઓના પારસ્પરિક સંબંધને લેખકે યોગ્ય રીતે જ મધ્યયુગના રાજા અને સંતના સંબંધ સાથે સરખાવ્યો છે.

ગાંધીજીના બીજા પટ્ટશિષ્ય સરદાર પટેલ અને નેહરુના સ્વભાવમાં અને સંસ્કારમાં, નીતિ-રીતિમાં અને વિચાર-સરણીમાં મોટો તફાવત હતો એ વાત જાણીતી છે. પુસ્તકના પંદરમા પ્રકરણમાં લેખકે આની વિશદ ચર્ચા કરી છે. ૧૯૨૯, ૩૭, ૪૬ એમ અનેક વેળા ગાંધીજીની ઇચ્છાને માન આપી સરદારે પ્રમુખપદ માટેનો પોતાનો હક્ક જતો કર્યો હતો. સ્વતંત્રતા પછી, હિંદુ-મુસલમાનની સમસ્યા, આર્થિક આયોજનનો પ્રશ્ન વગેરે બાબતો પર બન્ને ચડ-



ભરી ઊઠતા ત્યારે ગુરુ ગાંધી જ આ ચેલાઓને પાછા ચીલે ચડાવી દેતા સરદાર અને જવાહર એકબીજાના પૂરક હતા, બન્ને ગાંધીભક્ત હતા, દેશભક્ત હતા, બન્નેમાંથી એકેને સત્તા માટેની લાલસા નહોતી, બન્નેએ કામની વહેંચણી કરી લીધી હતી સરદારે પક્ષનું સંગઠન મજબૂત બનાવવાનું હતું, દેશની આંતરિક પરિસ્થિતિ અંગે વધુ જવાબદારી લેવાની હતી, જ્યારે જવાહરે લોકોને કૉંગ્રેસ સાથે રાખવાના હતા, અને વિદેશનીતિ અંગેની જવાબદારી ઉપાડવાની હતી બન્ને એકબીજાના નેતૃત્વની અનિવાર્યતા સમજતા હતા આથી જ બન્નેના મન ઊંચા થયાં પણ એ બન્ને અળગા ન થયા નેહરુના નેતૃત્વને સરદારના નેતૃત્વ કરતા કંઈક ઊંચી કક્ષાનું ગણાવવા છતા પણ લેખકે લોખંડી સેનેટર સમા સરદારને ભારતના બિસ્માર્ક કહીને બિરદાવ્યા છે આ ઉપરાંત નેતાજી બોઝ, મૌલાના આઝાદ, રફી અહમદ કિદવાઈ વગેરે નેહરુના જૂના સાથીદારો સાથેના સંબંધ પર પણ બ્રેચરે પ્રકાશ ફેંક્યો છે

હિંદુસ્તાનના બંધારણીય વિકાસમાં ઝીણા અને મુસ્લિમ લીગે ભજવેલા ભાગ અંગે બ્રેચરે નિષ્પક્ષ રહીને ચર્ચા કરી છે ૧૯૩૭મા નેહરુએ જાહેર એલાન કર્યું કે હિંદુસ્તાનમાં બે જ પક્ષો છે બ્રિટિશ શાહીવાદ અને હિંદી રાષ્ટ્રવાદ ત્યારે ઝીણા તાડૂકી ઊઠયા "એક ત્રીજો પક્ષ પણ છે–હિંદના મુસલમાનોનો" આ સમયે લીગ લોકોનું પ્રતિનિધિત્વ ધરાવતો પક્ષ નહોતો, માત્ર મધ્યમ વર્ગના થોડા કુટુંબોની જમાત હતી એવું લેખકનું મંતવ્ય સાચું છે ૧૯૩૯માં ઝીણાએ બંધારણસભા અંગે વિચાર કરવાનું કબૂલ કર્યા પછી થોડા જ દિવસમાં એ ફરી ગયા ત્યારે અને તે પછી પણ નેહરુએ કેટલી શાંતિ રાખી– અનેકોના વિરોધ છતાં ધ્યેયોના પ્રસ્તાવમાં સમાજવાદનો





ઉલ્લેખ સુદ્ધાં ન કર્યો એ અંગે પણ લેખકે અણસારો કર્યો છે. કૉંગ્રેસ સાથે સહકાર સાધવાને બદલે જ્યારે ઝીણાએ લીગને મુક્તિ દિન ઊજવવા સૂચના આપી—મુક્તિ વર્ષો જૂની પરાધીનતામાંથી નહિ—વર્ષો સુધી સ્વાતંત્ર્ય માટે લડેલી કૉંગ્રેસના રાજ્યમાંથી, ત્યારે નેહરુની ધીરજ અને સહિષ્ણુતાની પણ હદ આવે અને એ ઝીણાને મળવાનું નિરર્થક સમજે એમાં શી નવાઈ? ૧૯૪૬માં શિખર પરિષદ પછી ઝીણાએ હિંદુસ્તાનમાં હિંદીઓ નહિ પણ હિંદુઓ અને મુસલમાનો જ રહે છે એવી ઘોષણા કરી એ અંગે લેખકે એક વાક્ય લખ્યું છે કે "એ એક વાક્યમાં ઝીણાએ હિંદુસ્તાનના ૪૦૦૦ વર્ષ જૂના ઇતિહાસને ભૂંસી નાંખ્યો છે." ઝીણા અને મુસ્લિમ લીગને પોતાના સ્વાર્થ ખાતર અંગ્રેજોએ કેટલો સાથ આપ્યો, કૉંગ્રેસના માર્ગમાં વિઘ્નો ઊભાં કરવા માટે કેમ પ્રોત્સાહન આપ્યું એ બધું બ્રેચરે ગોળમેજી પરિષદ, ક્રિપ્સ મિશન, વેવલ પ્લાન, બંધારણસભા અંગેની ચર્ચાઓ, હિંદુઓ સામે જાતજાતનાં તહોમત મૂકતો પીરપુર અહેવાલ વગેરેની ચર્ચા દ્વારા સચોટ રીતે બતાવ્યું છે.

અંગ્રેજોનાં ૨ા વર્ષને વખોડવા છતાં પણ માઉંટ બેટન જેવા અંગ્રેજ વાઇસરૉયે હિંદ માટે કેટલી સમજ અને સહાનુભૂતિ બતાવી અને હિંદની જનતા અને એના નેતા જવાહરનાં દિલ કેમ જીતી લીધાં એ બતાવવાનું પણ બ્રેચર ચૂક્યા નથી. હિંદના પ્રથમ ગવર્નર જનરલ તરીકે તથા ઇમરજન્સી કમિટીના પ્રમુખ તરીકે પાકિસ્તાન અને મુસલમાનોનો રોષ અને વિરોધ વહોરીને પણ એમણે બજાવેલી સુંદર કામગીરીનો લેખકે સારો ચિતાર આપ્યો છે. માઉંટબેટને પાકિસ્તાનના નિર્માણથી પીડાયેલા નેહરુને એ અનિવાર્ય અનિષ્ટ હતું એ સમજાવીને સાંત્વન આપ્યું એટલું જ

નહિ પણ હિંદુસ્તાનની વિદેશનીતિ પર પણ સારી એવી અસર કરી. લેખક માને છે કે નેહરુના હિંદને રાષ્ટ્રસમૂહ (કૉમનવેલ્થ)માં રાખવાના તેમ જ કાશ્મીર પ્રશ્ન સંયુક્ત રાષ્ટ્રસંઘ સમક્ષ લઈ જવાના નિર્ણય માટે મહદંશે માઉંટ-બેટન જવાબદાર છે.

આમ લેખકે નેહરુના અનેકરંગી વ્યક્તિત્વનું સુંદર અને સમજપૂર્વકનું નિરૂપણ કર્યું છે; એમના વ્યક્તિગત તેમ જ જાહેર જીવનનાં વિવિધ પાસાંઓની વિવેકપૂર્ણ અને ન્યાયપૂર્ણ છણાવટ કરી છે. નેહરુ માટે એમના દિલમાં આદર છે, હિંદ માટે, એની ઊગતી લોકશાહી માટે સહાનુભૂતિ છે. ચીની આક્રમણ પહેલાં ઘણાં વર્ષે લખાયેલા આ પુસ્તકમાં પણ એમણે નેહરુની ચીન વિષેની નીતિ અંગે જણાવ્યું છે કે ચીનની આજે ધમવાની નીતિથી નેહરુ ચિંતિત છે સામ્યવાદી ચીન અને લોકશાહી હિંદ વચ્ચેની સ્પર્ધાથી એ સુપરિચિત છે. નેહરુના વ્યક્તિગત ગુણદોષોની ચર્ચા કરતાં એમનો ગરમ સ્વભાવ, ઝટ નિર્ણય લેવાની શક્તિનો અભાવ આદિ દોષો આલેખ્યા પછી તેઓ લખે છે કે એમનો ગુસ્સો ક્ષણજીવી હતો, હિંદની જનતાના પ્રેમીનો, આઝાદી અને આબાદીના આશિકનો ગુસ્સો હતો, એમની અનિશ્ચયાત્મકતા એમની અસાધારણ બુદ્ધિપ્રતિભા, ભાવાત્મકતા અને લોકશાહીના અતિપ્રેમમાંથી ઉદ્‌ભવતી.



શાન્તિસંસ્થા અસમાનતા પર આધારિત છે, બ્રહ્મસમાજ બ્રાહ્મણોની સંસ્થા છે એવી કોઈક કોઈક ભૂલો પુસ્તકમાં જોવા મળે છે પણ આવી ભૂલો ઘણી ઓછી છે, ક્ષમ્ય છે કારણ આ પુસ્તક બીજા પરદેશી લેખકોનાં પુસ્તકોની માફક હિંદના આછડતા પરિચય કે ટૂંકા ગાળાના રહેવાસ પછી નહિ પણ અનેક પુસ્તકો, પત્રો, અહેવાલો, અખબારો અને હસ્તલિખિત લેખોના ઊંડા અભ્યાસ પછી,

નેહરુના નજદીકના સમાગમ પછી અને દેશપરદેશની મહત્ત્વની વ્યક્તિઓ સાથેની મુલાકાત પછી લખાયું છે.

પુસ્તકનાં અંતિમ પ્રકરણમાં નેહરુ પછી કોણ એ પ્રશ્નનો જવાબ આપતાં લેખકે જે અનેક નામોનો ઉલ્લેખ કર્યો છે એમાં લાલ બહાદુર શાસ્ત્રીનો પણ સમાવેશ થાય છે એ નોંધપાત્ર છે.

પંડિત નેહરુના અપ્રતિમ વ્યક્તિત્વ અને લોકમાનસ પરની પકડ અંગે અંતમાં લેખક કહે છે કે નેહરુની વાચા અગ્નિસમી હતી પણ એમનાં કાર્યોમાં એ શિસ્તબદ્ધ હતા, એ લાગણીપ્રધાન હતા છતાં કામ વિચારપૂર્વક કરતા. એમનાં ધ્યેયો ક્રાંતિકારીનાં હતાં પણ વડીલો અને સાથીઓ પ્રત્યેની વફાદારી પ્રણાલિકાવાદીની હતી. એ ગર્વિષ્ઠ પણ હતા અને વિનમ્ર પણ, જાત પ્રત્યે બેદરકાર હતા પણ દેશની જનતાના કલ્યાણ માટે ખબરદાર. આથી જ કદાચ જવાહર પોતે જ પોતાનો મૃતલેખ (epitaph) લખી ગયા છે: "આ એ માનવી હતો જેણે પૂરા દિલથી ભારતને પોતાનો પ્રેમ આપ્યો અને ભારતની જનતાનો અનહદ અને અવિરત પ્રેમ ઝીલ્યો."



# રાજકર્તા નેહરુનું સમજભર્યું ચિત્ર

દેવવ્રત પાઠક

NEHRU : THE YEARS OF POWER. Vincent Sheean. (Victor Gollancz, 1960)

ભૂલતો ન હોઉં તો ૧૯૬૧ની શરૂઆતમાં જવાહરલાલ અમદાવાદ આવેલા. રસ્તા ઉપરથી પસાર થતાં તેમને જોવાનું કોણ ચૂકે? પાએક કલાકમાં ઉઘાડી જીપમા ઊભેલા તે પસાર થયા. હમેશની ટેવ મુજબ ખુશમિજાજમાં હતા અને લોકોનાં વદન ઝીલતા ઘડીભરમાં તો તે પસાર થઈ ગયા. પાસે ઊભેલા એક જણે પૂછ્યું "જવાહરની પાસે કોણ બેઠું હતું?" તેમને મારે શું જવાબ આપવો? જવાહર સિવાય ખરેખર મેં બીજું કશું જ જોયુ નહોતું. ત્યાં ઊભેલા મોટા ભાગના લોકો માટે આ સાચું હશે એમ માનું છું. જવાહરના અપ્રતિમ વ્યક્તિત્વની આ તો એકમાત્ર બાજુ છે. હિન્દના સ્વાતંત્ર્યસગ્રામમાં પડયા પછી તેમના મૃત્યુ સુધી જવાહરની લોકપ્રિયતાને એકંદર આચ આવી નથી ઉપલી કક્ષાના પ્રજાવર્ગમાં તેમની ટીકાઓ થતી અને વિચારસરણીથી માંડીને તેમના અગન જીવન વિશે પણ તર્કવિતર્કો કરવામા આવતા પણ દેશના વિશાળ જનસમુદાયમાં તેમનું સ્થાન લગભગ અવિચળ હતું દેશના વિશાળ માનવસાગર અને તેમની વચ્ચે સ્નેહની એક અતૂટ ગાઠ બધાયેલી હતી હિંદના ઇતિહાસમાં જ નહિ, સભવ છે કે માનવ ઇતિહાસમા પ્રજા અને તેના માનીતા નેતા વચ્ચેની આટલા પ્રમાણમાં અને આટલા વર્ષો સુધીની મહોબતનો જોટો જડવો મુશ્કેલ છે.



નેહરુના સમગ્ર જીવન ઉપર નજર નાખીએ તો તેનું સૌથી પ્રબળ તત્ત્વ તે પ્રજા અને તેમની વચ્ચેનો ઉત્કટ પ્રેમ છે. આ જ એમની શક્તિનું કેન્દ્ર, એમના રાષ્ટ્રપ્રેમનું મૂળ અને એમના બલિદાન પાછળની પ્રેરણા છે. સંસદમાં



બોલતાં એક વાર તેમણે કહેલું: "હું આ દેશના વડા પ્રધાન ઉપરાંત કાંઈક વિશેષ છું." આ વિશેષત્વને કારણે જ તેમનું વડાપ્રધાનપદ શોભતું. દેશને ૧૯૪૭માં સ્વાતંત્ર્ય મળ્યું ત્યારે વડાપ્રધાનપદ નેહરુ માટે જ નિર્માયેલું હતું. ૧૯૪૬-૪૭થી ૧૯૬૦ (પુસ્તકની પ્રસિદ્ધિનું વર્ષ) સુધીનાં સત્તાનાં આ વર્ષોની સહૃદયી સમાલોચના વિન્સેન્ટ શીને આ પુસ્તકમાં કરી છે.

પુસ્તકની શરૂઆતમાં જ ગાંધીજીના નિર્વાણદિને બિરલા હાઉસના બગીચામાં વહેલી સવારે જે અનુયાયીઓ ભાવપૂર્વક આવે છે તેમાં નેહરુની નિરાડંબર હાજરી અચૂક હોય છે તેનો નિર્દેશ લેખક કરે છે. આમ કરવામાં તેમનો હેતુ ગાંધીજી અને નેહરુ વચ્ચે નેતૃત્વનું સાતત્ય બતાવવાનો અને તેમના વ્યકિતત્વ વચ્ચે અનુસંધાન સાધવાનો છે. તેમાં લેખકની કુશળતા વરતાય છે. ગાંધીજીના અનેક અનુયાયીઓમાં નેહરુ વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કરે છે તેનું રહસ્ય શોધવાનો પ્રયત્ન પણ લેખકે કર્યો છે વ્યકિતત્વમાં, કૌટુંબિક જીવનની પશ્ચાદ્‌ભૂમિકામાં, ઉછેરમાં, અંગત જીવનમાં અને વિચારસરણીમાં આ બન્ને મહાનુભાવો વચ્ચે કેટલો બધો તફાવત જણાય છે?

તેમની વચ્ચેના પ્રામાણિક મતભેદો છતાં તેમની વચ્ચેની એકરાગતા વર્ષોના સાહચર્યના પરિણામે વિકસતી જ જાય છે અને અંતે ગાંધીજીના વારસદાર તરીકે નેહરુ જ પ્રજાહૃદયમાં સર્વોચ્ચ સ્થાન પ્રાપ્ત કરે છે. આમ થવાનું એક પ્રબળ કારણ બન્નેની કૉંગ્રેસ પ્રત્યેની નીતિ છે. ગાંધીજીના આગમન પછી કૉંગ્રેસ સૌપ્રથમ લોકોનું પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થા – જનતાનું વાહન – બને છે અને તેમની આ દૃષ્ટિ સાથે નેહરુ સંપૂર્ણ સહમત છે. આ દૃષ્ટિએ વિચારીએ તો નેહરુને ગાંધીજીએ પોતાના વારસદાર બનાવ્યા

એમ કહેવામાં આપણે તે બન્નેને અન્યાય કરીએ છીએ. આપણે લોકશાહીને વરેલા નેતૃત્વનો વિચાર કરી રહ્યા છીએ. તેમાં રાજાશાહીની માફક વારસદારની વાત ઉચ્ચારવી ઠીક નથી. નેહરુની પસંદગી ગાંધીજી કરે તે પહેલાં પ્રજાએ જ નેહરુને તેના પ્રેમનું પાત્ર બનાવી મૂક્યા હતા. ગાંધીજીની હયાતીમાં જ નેહરુ લોકોના લાડીલા બની ચૂક્યા હતા. સરદાર પટેલે પણ એક વાર કહેલું: "લોકો મને નહિ જવાહરને જોવા આવે છે." ગાંધીજી જેવા વિચક્ષણ અને પારખુ માણસની આંખ જવાહર ઉપર ઠરે તેમાં શી નવાઈ? ગાંધીજી અને જવાહર બન્ને સાચા અર્થમાં લોકનાયક હતા અને તે હકીકતમાં જ તેમના નેતૃત્વના સાતત્યનું રહસ્ય સમાયેલું છે. ગાંધીજી અને નેહરુની લોકાભિમુખતા તરફ ધ્યાન દોરીને વિન્સેન્ટ શીને ગાંધીજી-નેહરુના સંબંધ ઉપર સારો પ્રકાશ નાખ્યો છે.

હિન્દના એકેએક પ્રજાજનના હૃદયને સ્પર્શે એવો જો કોઈ શબ્દ હોય તો તે ધર્મ છે. અને ધર્મના નામે જ આ દેશમાં અનેક ઊથલપાથલો થઈ છે. ગાંધીજી ધર્મ શબ્દનો જાદુ બરાબર સમજેલા. છતાં તેઓ મુખ્યત્વે તો ધર્મસુધારક જ હતા. સાચા ધર્મનું રહસ્ય શોધી તે દ્વારા તેમણે આ દેશના આત્માને જગાડ્યો. નેહરુએ કદી ધર્મનો આશરો લીધો નથી. બલ્કે, હિન્દના સમાજજીવનમાં ધર્મના ઓઠા સિવાય કામ થઈ શકે જ નહિ એ વિધાનને નેહરુએ ખોટું ઠેરવ્યું છે. ગાંધીજી અને નેહરુ વચ્ચેના આ તફાવતનો નિર્દેશ કરીને લેખક નેહરુની લોકપ્રિયતાનું અન્વેષણ કરે છે. તેમના મત પ્રમાણે નેહરુની કઠોર તપસ્યા, સ્વાર્પણ અને લાંબો જેલવાસ તેમને એક સંતપુરુષ તરીકે ગણાવવા માટે પૂરતાં છે. આથી લોકોનો નેહરુ માટેનો આદર ભક્તિભાવની હદે પહોંચે તેમાં શી નવાઈ?





વડા પ્રધાન બન્યા પછીના નેહરુના કાર્યને લેખક બે વિભાગમાં મૂલવે છે એક, હિન્દને રાજકીય, આર્થિક અને સામાજિક દૃષ્ટિએ દઢ ભૂમિકા ઉપર મૂકવાનું, અને બીજું, દુનિયામા શાંતિનું વાતાવરણ સર્જવાનું આ બન્ને કાર્યો એકમેકના પૂરક છે સત્તાવન-અઠ્ઠાવનની પાકટ વયે અને લગભગ પાત્રીસ વર્ષના જાહેર જીવન પછી નેહરુ વડા પ્રધાન બને છે પૂર્વતૈયારીનાં આ વર્ષોમા નેહરુ લાંબો સમય જેલમાં રહ્યા હોવાથી તેમને વાચવા વિચાર વાનો મોકો મળે છે અને વિન્સેન્ટ શીન કહે છે તેમ આતર રાષ્ટ્રીય રાજકારણ વિષેના તેમના વિચારો આ ગાળા દર મિયાન આકાર લે છે તેમનું નીડર, નિરપેક્ષ અને તટસ્થ વલણ આ વર્ષોને આભારી હોય તેમ લાગે છે નેહરુના હાથે ઘડાતી વિદેશનીતિમા વિન્સેન્ટ શીન મુખ્યત્વે ત્રણ શીર્ષક ગણાવે છે બિનજોડાણ, શાન્તિ અને રાષ્ટ્રીય હિતની સાધના આ મૂળભૂત સિદ્ધાન્તોને આનુષગિક અને સહાયક એવા મ્યાલોમા તે ઈંગ્લૅન્ડ સાથેના ગાઢ સબધો, અન્ય દેશો સાથે મૈત્રીભર્યું વલણ, વિરોધી વલણો વચ્ચે સામજસ્યની શોધ અને એશિયાઈ દેશોના સગઠનને ગણાવે છે

વિદેશનીતિની ચર્ચામા લેખકે એક વાતનો ખાસ નિર્દેશ કર્યો છે નેહરુ જેટલી સરળતાથી અને નજીકથી ઈંગ્લૅન્ડને પિછાને છે તેટલું અમેરિકાને પિછાની શક્યા નથી બ કે, શરૂઆતથી જ તેમને અમેરિકા વિષે અંદેશો રહ્યો છે અમેરિકાના રાજકારણ અને તેની નીતિરીતિઓથી તે કઈક અજાણ છે એ ઉપરાત તેને વિશે તેમને અગ્રેજોની માફક થોડો તિરસ્કાર પણ છે આપણા પશ્ચિમ સાથેના સંબધોમાં અમેરિકા અંગેની આ દૃષ્ટિએ ઠીકઠીક ભાગ ભજવ્યો હશે તેમાં શકા નથી અલબત્ત નેહરુની અમેરિકાની યાત્રાઓને કારણે તેમના કેટલાક પૂર્વગ્રહો

ઓછા થયા હતા. છતાં તેમનો મૂળભૂત દષ્ટિકોણ તદ્દન લુપ્ત થયો નહોતો. નેહરુના આ દષ્ટિકોણને પુષ્ટિ મળે એવી નીતિ અમેરિકાની સરકાર અનુસરતી હતી એ પણ યાદ રાખવું ઘટે. ચીનના આક્રમણ પછી આ દષ્ટિકોણમાં ફેરફાર થયો હતો. તેની નોંધ વિન્સેન્ટ શીન લઈ શકે તેમ નહોતા કારણ કે તેમનું પુસ્તક ૧૯૬૦માં લખાયું છે. છતાં એક વાત તેઓ નોંધે છે. ૧૯૫૯ના ચીનના તિબેટ પરના પગલાથી નેહરુ આઘાત પામે છે અને ત્યાર પછી તેમને ઉત્તરનો ભય રહ્યા કરે છે. તિબેટ વિશે ખાસ કશું થઈ શકે તેમ નથી એમ સમજાયા છતાં કશુંય ન થાય તે પણ એટલું જ અસ્વીકાર્ય છે. દલાઈ લામા હિન્દમાં આશરો લેવા આવે છે તેને નેહરુ આવકાર આપે છે. એક આદર્શ નવલકથાકારના સમભાવથી વિન્સેન્ટ શીન કહે છે: "અમેરિકા જે હંગેરીમાં ન કરી શક્યું તે હિન્દ તિબેટમાં ન જ કરી શકે."

હિન્દના નવઘડતરમાં નેહરુની નીતિ બે પાયાની વાતો ઉપર નિર્ભર થયેલી છે એમ લેખક જણાવે છે તે તદ્દન યોગ્ય છે. એક વાત છે વ્યક્તિસ્વાતંત્ર્યના સ્વીકારની અને તે ઉપર રચાયેલી રાજકીય સંસ્થાઓની ઇમારતની. ઇંગ્લૅન્ડ સાથેનો ગાઢ પરિચય, વર્ષોના સંસ્કારો અને લોકશાહી મૂલ્યોને વરેલા નેહરુ સંસદીય સંસ્થાને આવકારે છે એટલું જ નહિ પણ તેની પુષ્ટિ કરે છે અને તેને હિન્દના રાજકીય જીવનનો એક અંતર્ગત ભાગ બનાવે છે. દેશના એક સન્માન્ય નેતા હોવા છતાં નેહરુએ સંસદનું બહુમાન કર્યું છે અને સંસદીય રીતરસમોની પૂરા મમત્વથી માવજત કરી છે. ગમે તેવા અંગત માનહાનિના પ્રસંગે પણ તેઓ *તેમનો મિજાજ કાબૂમાં રાખતા અને પૂરા સદ્ભાવથી* સંસદની ચર્ચામાં ભાગ લેતા. એક આદર્શ સંસદસભ્ય તરીકેની તેમની કારકિર્દી જુદો અભ્યાસ માગી લે તેમ છે.





હિન્દની સંસદની સફળ કાર્યવાહી ઉપર મુગ્ધ થઈને મોરિસ જોન્સે તેને 'એશિયાનું એથેન્સ' કહીને બિરદાવી છે. નેહરુના અંગત રસ અને સંસદ પ્રત્યેના અનુરાગથી આ શક્ય બન્યું છે.

દેશના નવઘડતરમાં બીજી પાયાની વાત આયોજનની છે. સ્વાતંત્ર્ય મળ્યું તે પહેલાં પણ નેહરુએ આ વિશે વિચારેલું અને વીગતવાર કાર્યક્રમ ઘડવાની પણ શરૂઆત કરેલી. ૧૯૫૨થી શરૂ કરવામાં આવેલી પંચવર્ષીય યોજનાઓ વિશે મતમતાંતર રહ્યા છે પણ એકંદરે તેના કારણે દેશની સિકલ પલટાઈ રહી છે તેમાં શંકા નથી. પંચવર્ષીય યોજના અંગેના મતભેદના પાયામાં વિન્સેન્ટ શીન જૂના અને નવા વચ્ચેનો સંઘર્ષ જુએ છે અને તેના પ્રતીકરૂપે એક તરફથી માટીના લોંદાને આકાર આપતો કુંભાર, તો બીજી તરફથી હિન્દુસ્તાન મશીન ટૂલ્સ ફૅક્ટરીમાં છેલ્લામાં છેલ્લી ઢબના મશીન સાથે કામ કરતો તેનો દીકરો, એમ બે પેઢી વચ્ચે આવી રહેલા ફેરફારને નિરૂપે છે. બન્નેમાંથી શું સાચું? કુંભારને શાંતિ છે. સંભવ છે કે તેને આવતી કાલની ચિંતા ઓછી છે. તેનો દીકરો નવી દુનિયાનાં સ્વપ્નો સેવે છે. તેને અજંપો છે પણ સાથે સાથે તે વિજ્ઞાનની નવી દુનિયામાં પ્રવેશ્યો છે અને તેના ઉપર મુગ્ધ છે.

મહાબલિપુરમ્‌નાં દર્શન કરીને વિન્સેન્ટ શીન રાજાજીને મળે છે અને તેમની સાથે આ સંબંધે ચર્ચા કરે છે. રાજાજીના કહેવા પ્રમાણે સંભવ છે કે એક દિવસ એવો આવશે કે જ્યારે ગામડામાંથી કુંભારની જાતિ નામશેષ થઈ જશે. ત્યારે માટીનાં વાસણ કોણ બનાવશે? દેશ દિશાસૂઝ સિવાય આગળ વધી રહ્યો છે એવા રાજાજીના કથન સાથે લેખક સંમત થતા નથી. તેમની દૃઢ માન્યતા છે કે દેશનું ભાવિ નેહરુએ ચીંધેલા માર્ગે જ જાય તે યોગ્ય છે.

દેશભરની મુસાફરી કર્યા પછી વિન્સેન્ટ શીન નોંધે છે કે

ગામડેગામડે વીજળી અને પાણીની જરૂર છે. વિશાળ પાયા ઉપરના ઉદ્યોગો સિવાય કે પંચવર્ષીય યોજના સિવાય આ કેવી રીતે બની શકે? અસહ્ય ગરમી, વરસાદ ઉપર આધાર રાખતી પછાત ખેતી, ગરીબાઈ, શારીરિક દુર્બળતા અને રોગચાળાની સામે એકી સાથે માથું ઊંચકવાના ભગીરથ કામને લેખક અંજલિ આપે છે. જોકે તે જાણે છે કે કામ કપરું છે અને તે માટે સમગ્ર દેશના પુરુષાર્થની જરૂર છે. બે પંચવર્ષીય યોજનાનાં પરિણામોનું મૂલ્યાંકન કરતાં તે જુએ છે કે દેશમાં નવી પેઢી ઊભી થઈ રહી છે. એ પેઢીના યુવાનો નેહરુને 'અમારા વડા પ્રધાન' તરીકે ઓળખે છે. તેમના કામમાં નેહરુ જે અંગત રસ લે છે તેનો તેમને ગર્વ છે. વૈજ્ઞાનિક અને અદ્યતન ઢબે ચાલતાં મોટાં યંત્રો સાથે કામ કરતા આ નવયુવાનો હિન્દનું ભાવિ ઘડી રહ્યા છે અને નેહરુએ કહ્યા પ્રમાણે હિન્દનાં 'નવાં મંદિરો' ઊભાં કરી રહ્યા છે. હિન્દમાં નવી દુનિયા આકાર લઈ રહી છે. આ નવી દુનિયાનું પ્રેરણાસ્થાન નેહરુ છે. વર્તમાનકાળના મૂંઝવતા પ્રશ્નોને અતિક્રમીને તેમની લાંબી દૃષ્ટિ ભવિષ્યની ક્ષિતિજ ઉપર મંડાયેલી છે. રસ્તો વિકટ છે પણ એ જ રસ્તો સાચો છે તેમાં જેમ નેહરુને શંકા નથી તેમ લેખકને પણ નથી. 'કુંભાર'નો 'કારીગર' દીકરો કુંભારનું જ કામ કરી રહ્યો છે અને તેને આગળ ધપાવી રહ્યો છે. ગાંધીજીએ આરંભેલું કામ નેહરુના હાથે આગળ વધી રહ્યું છે.



ગાંધીજીનો જીવનસંદેશ, તેમની વિચારસરણી અને તેમની કાર્યપ્રણાલિનો શાસ્ત્રાર્થ કર્યે આ બાબત સમજી શકાય તેમ નથી એમ લેખક દૃઢતાથી કહે છે. ગાંધીજી સૌના હતા અને તેથી તેમના ગયા પછી સંપૂર્ણ અર્થમાં કોઈ ગાંધીવાદી ન હોય તોપણ હિન્દના બધા પ્રજાજનોમાં તે



વ્યાપેલા છે. તેમના જીવનસંદેશ વિશે મતમતાંતર રહેવાના અને તેનો છેવટનો ઉકેલ શોધવાનો મિથ્યા પ્રયાસ કરવાનો ઝાઝો અર્થ પણ નથી. અમુક સંજોગોમાં કે અમુક જગ્યાએ ગાંધીજી હોત તો શું કહેત અને શું કરત એમ પૂછીપૂછીને કોઈ દેશ કે નેતા નવનિર્માણ કરી શકે તેમ નથી. આજે તો દુનિયા પણ એટલી ઝડપથી પલટાઈ રહી છે કે જૂના ચીલાને વળગી રહ્યે ચાલે તેમ નથી.

ગાંધીજીએ તેમના જીવન અને કાર્ય દ્વારા જે નવપ્રસ્થાન કર્યું તેનો મુખ્ય ઉદ્દેશ દેશનું નવનિર્માણ અને તેનું આધુનિકીકરણ છે. આ કરવા માટે વિજ્ઞાનનો આશરો લીધા સિવાય ચાલે તેમ નથી અને તેમાં આયોજન પણ એટલું જ જરૂરી છે. સ્વતંત્ર હિંદ લશ્કર કે અસ્ત્રશસ્ત્ર સિવાય રહી શકે તેમ નથી. ચીન સાથે મુકાબલો કરવામાં અદ્યતન સાધનો સિવાય દેશ ટકી શકે તેમ નથી. દેશના આયોજિત વિકાસમાં રાજ્યનો ફાળો મોટો ન હોય તો કામ આગળ ચાલી શકે તેમ નથી. અને સૌથી અગત્યની વાત તો એ છે કે ગાંધીજી અને નેહરુની પરિસ્થિતિમાં એક મૂળભૂત તફાવત છે. ગાંધીજી અત્યંત જવાબદાર અને કુશળ નેતા હતા, પણ તેમણે વિધિપુરઃસરનું કોઈ સ્થાન કદી અંગીકાર કર્યું નહોતું. કૉંગ્રેસ સાથે મતભેદ પડવાના ઘણા દાખલા બનતા અને ત્યારે ગાંધીજી પોતાનો એકલાનો જુદો માર્ગ અપનાવતાં અચકાતા નહિ. ગાંધીજી માટે આ શક્ય હતું અને સરળ પણ હતું. નેહરુ દેશની સરકારના વડા તરીકે કામ કરતા હતા. તેમને માથે મોટી જવાબદારી હતી. સમગ્ર દેશને અગર બની શકે તેટલી બહુમતીને સાથે રાખીને તેમને કામ કરવાનું હતું. ગાંધીજી સંતપુરુષ હતા; નેહરુ સરકારના વહીવટી માળખામાં પડેલા હતા. આથી બન્નેની પરિસ્થિતિ અને સાધનામાં ફરક હતો. નેહરુ ઉપર સરકારના

તંત્રની મર્યાદા હતી તો તે સાથે તેમની પાસે સરકારનાં તાકાત અને સાધન પણ હતાં; જોકે તેમની લોકપ્રિયતાને કારણે તેમની ઘણી સરળતા રહેતી. ગાંધીજી અને નેહરુના જીવન અને કાર્યનું મૂલ્યાંકન કરવામાં આ વાસ્તવિક ભૂમિકા લક્ષમાં રાખવી યોગ્ય છે.

સરકારી તંત્રની મર્યાદામાં રહીને પણ નેહરુએ ગાંધીજી પ્રત્યેની તેમની નિષ્ઠાને હંમેશાં અગ્રસ્થાન આપ્યું છે. ગાંધીજીએ તેમના નેતૃત્વમાં લોકશાહીનો સિદ્ધાન્ત અપનાવ્યો હતો. નેહરુ લોકશાહીને વરેલા હતા તે સાથે તેમણે તેને સંસ્થાકીય દરજ્જો આપ્યો અને તેને દેશના જીવનમાં જડી દીધી. ગાંધીજીની અહિંસાને તેમણે લોકશાહી સહિષ્ણુતાનું રૂપ આપ્યું અને દેશને લોકશાહી નકશામાં અગ્રીમ સ્થાન અપાવ્યું. હિન્દનો કૉમનવેલ્થની સાથેનો નિકટનો સંબંધ ટકાવી રાખીને તેમણે ગાંધીજીની અવૈરની ભાવનાને જ વિકસાવી. સત્યની ઉપાસનામાં તેમણે અભયને પોતાનો બનાવ્યો. હિન્દુ-મુસ્લિમ ઐક્ય માટે તેમણે બિનસાંપ્રદાયિકતાનો દેશ માટેનો સૌથી અગત્યનો સિદ્ધાન્ત બનાવ્યો. છેલ્લે, દેશની પરદેશનીતિમાં બિનજોડાણને અપનાવીને શાન્તિ માટે અથાગ પરિશ્રમ કરીને તેમણે ગાંધીજીના સિદ્ધાન્તોને દુનિયાના મુખપૃષ્ઠ ઉપર અંકિત કર્યા. એશિયા અને આફ્રિકાના લોકો સાથે સહકાર સાધી તેમનું સંગઠન ઊભું કર્યું અને અસમાનતા અને સંસ્થાનવાદ સામે જેહાદ જગાવી. આમ, ગાંધીજી અને નેહરુ વચ્ચેનો જીવત સંબંધ ઘણી રીતે અભિવ્યક્તિ પામ્યો છે.



કાશ્મીરના સવાલ વિશે વિન્સેન્ટ શીને એક નવી વાત તરફ ધ્યાન દોર્યું છે. કાશ્મીરનો પ્રશ્ન જ્યારે સલામતી સમિતિ સમક્ષ રજૂ કરવામાં આવ્યો ત્યારે તે પ્રશ્નને એક 'તકરાર'ના મુદ્દા તરીકે અને નહિ કે 'આક્રમણ' તરીકે



રજૂ કરવામાં આવ્યો હતો. આથી જ્યારે સલામતી સમિતિએ પાકિસ્તાનને 'આક્રમણખોર' ઠેરવવામાં દુર્લક્ષ બતાવ્યું ત્યારે હિન્દની સરકારને ઘણું માઠું લાગ્યું હતું. પણ 'આક્રમણ' થયું હોવા છતાં આપણા પરદેશખાતાએ પોતે જ શરૂઆતથી આમાં ભૂલ કરી હતી તેમ વિન્સેન્ટ શીન દર્શાવે છે. આંતરરાષ્ટ્રીય કાયદાના અભ્યાસીઓ જાણે છે કે 'આક્રમણ'ની વ્યાખ્યા આપવા પાછળ ઘણો સમય અને શ્રમ વેડફાયાં છે અને છતાં કોઈ સર્વસામાન્ય વ્યાખ્યા હાથ લાગી શકી નથી. કશ્મીરની પરિસ્થિતિ ચોખ્ખી હતી અને તેમાં આપણે જ શરૂઆતથી ભૂલમાં રહ્યા છીએ એ વાત યાદ રાખવી ઘટે.

વડા પ્રધાન તરીકેની નેહરુની કારકિર્દીની વીગતવાર ચર્ચા અને મૂલ્યાંકન તો ભવિષ્યનો ઈતિહાસકાર કરશે. પ્રસ્તુત પુસ્તક આ વિષયનાં મુખ્ય પાસાંઓને એક વિદેશીની નજરે તપાસે છે. નેહરુ પ્રત્યેનો લેખકનો ઊંડો આદર અને પરિસ્થિતિની વિશદ સમજ તેના પાનેપાને દૃષ્ટિગોચર થાય છે. નેહરુ રાજકારણથી દૂર રહેનાર, તેને ઓછું સમજનાર વ્યક્તિ હતા એ લોકોક્તિ સાથે લેખક જરાય સંમત નથી. નીચલા થરના વ્યક્તિવ્યક્તિ વચ્ચેના રાજકારણમાં નેહરુ પડતા નહિ પણ પક્ષ અને સરકાર ઉપરની તેમની પકડ તેમણે શિથિલ થવા દીધી નથી. હિન્દ જેવા વિશાળ દેશમાં અને કૉંગ્રેસ જેવા બહુજનસમાજમાં અમુક હદથી વધારે અંકુશ રાખી શકાય તેમ જ નહોતું. વળી નેહરુના લોકશાહી મિજાજને એ રુચિકર પણ નહોતું. દેશને ખૂણેખાંચરે પહોંચી વળનાર આ સર્વતોભદ્ર માણસથી કોઈ બાબત ઝાઝો સમય અજાણી રહી શકે તેમ નહોતું. પણ તેઓ જાણતા હતા કે ગમે તેવો શક્તિશાળી માણસ પણ વ્યવસ્થાતંત્ર સિવાય પોતાનું કામ કરી શકતો નથી.

કૉંગ્રેસ પક્ષ અને તેની સરકાર તેમને મન આ દૃષ્ટિએ એક સાધન હતાં. લોકો સાથેની તેમની આત્મીયતાને પણ તેમણે ઘણી વાર હોડમાં મૂકી હતી. દેશની નિર્બળતાઓથી તેઓ સારી રીતે પરિચિત હતા અને છતાં તેમને મોઢેથી લાચારી કે નિરાશાનો શબ્દ કદી સાંભળવા મળ્યો નથી. લોકશક્તિ અને લોકપ્રેમની કિંમત તેમણે કદી ઓછી આંકી નથી. વિન્સેન્ટ શીન આ બધાની નોંધ લે છે.

નેહરુનું અંગત જીવન અને જાહેર જીવન વર્ષોથી એક બની ગયુ હતું અને મોટા ભાગનું કામ જાતે જ કરી લેવાની તેમને ટેવ હતી તેમણે તેમની જાતને સાચવવાનો કદી પ્રયત્ન કર્યો નથી એશિયાઈ પરિષદ (૧૯૪૭) વેળાએ ખુરશીઓના ક્રમથી માંડીને ઝીણામાં ઝીણી વીગતો વિશે તે અંગત રીતે ચોકસાઈ કરતા જોવામાં આવ્યા હતા જાન્યુઆરી ૨૬, ૧૯૫૦ના પહેલા પ્રજાસત્તાક દિને સૌથી વહેલા જઈને તેમણે જ બધી વ્યવસ્થાનો ભાર ઉપાડી લીધો હતો દક્ષિણ બ્લૉકમા આવેલા વિદેશવ્યવસાયના દફતરમાં નેહરુની કાર્યક્ષમતા જોઈને વિન્સેન્ટ શીન મુગ્ધ થયા છે. નેહરુનું સુકુમાર અને સંવેદનશીલ માનસ દફતરના કામથી જરૂર ઘણી વાર કંટાળો અનુભવતું છતાં એક વહીવટકાર તરીકે તેમણે ઉચ્ચ કક્ષાની કાર્યક્ષમતા સિદ્ધ કરી બતાવી હતી. વડાપ્રધાનપદનાં વર્ષો જેમજેમ વીત્યા તેમતેમ તેમના જૂના અને વિશ્વસનીય મિત્રો એક પછી એક વિદાય લેતા ગયા. સરદાર, મૌલાના, રાજેન્દ્રપ્રસાદ, કીડવાઈ, ગોવિંદ વલ્લભ પત—બધા ખરતા ગયા તેમ નેહરુનુ જીવન વધુને વધુ એકલવાયું બનતું ગયું. જે એકલવાયાપણું લિંકને અનુભવ્યુ હતું અને જેનો સાક્ષાત્કાર વિલ્સનને પણ સારી પેઠે થયો હતો તે નેહરુને પણ છેલ્લાં



વર્ષોમા સ્પર્શું હતું નિવૃત્તિ લેવાની તેઓ જ્યારેજ્યારે વાત કરતા ત્યારે પક્ષ અને સરકારના તેમના સાથીદારો માટે તે અસહ્ય થઈ પડતુ અને તેથી તેમણે સત્તાની ધૂસરી ચાલુ રાખી નિ.સીમ લોકપ્રિયતા, અપૂર્વ ગૌરવશાળી સ્થાન અને અપાર સત્તા હોવા છતાં જવાહરની અતડ્ડ(?)તતા અને તેમની માણસાઈ કદી લુપ્ત થયા નથી તેમના આ ગુણને કારણે લોકશાહી નેતાગીરીના ઇતિહાસમા તેઓ અગ્રીમ સ્થાને અમર બની ગયા છે



# આંતરિક સંઘર્ષનું દર્શન

### ચન્દ્રવદન શુક્લ

UNITY OF INDIA. Jawaharlal Nehru. Ed. Krishna Menon (Lindsay Drummond, 1948)

જવાહરલાલ નેહરુ સામે વિચાર અને આચારની અસંગતતાના આક્ષેપો અનેક વખત અનેક દિશાઓમાંથી થયા છે. દ્વિધામાં સદૈવ અટવાતા નિર્બળ મનના "હૅમ્લેટ" તરીકે પણ ઘણાઓએ તેમને વર્ણવ્યા છે. ઉપલક્યિા નજરે આ મૂલ્યાંકનોમાં ઘણું તથ્ય જણાય. પણ બાહ્યદષ્ટિએ જણાય છે તે બધું જ કાંઈ સત્ય નથી હોતું. આ અને આવાં ઘણાંખરાં મૂલ્યાંકનો એકાંગી દૃષ્ટિનો પરિપાક છે એમ કહી શકાય.

નેહરુ જેવી તેજસ્વી પ્રતિભા ધરાવનાર વ્યક્તિનું મૂલ્યાંકન સર્વસ્પર્શી અને મર્મગ્રાહી દષ્ટિ માગી લે છે. આવી દષ્ટિ નેહરુનાં મનોમંથન અને આચરણોના તટસ્થ અભ્યાસમાંથી જ સાંપડી શકે. એ તો પૂર્વગ્રહ દૂષિત સમર્થન કે વિરોધની પ્રબળ લાગણીઓના શમનકાળ પછી જ સુયોગ્ય રીતે થઈ શકે.

સદ્‌ભાગ્યે, નેહરુના વિરાટ વ્યક્તિત્વનું દર્શન કરાવતાં, તેમનાં મનોમંથનોનું આલેખન કરતાં, તેમની દ્વિધા, મૂંઝવણો અને ઉકેલની સંવાદિતા વ્યક્ત કરતાં ગ્રંથસ્થ અને અગ્રંથસ્થ લખાણોનો વિપુલ જથ્થો અસ્તિત્વમાં છે. કોઈ પણ ભાવિ મૂલ્યાંકનકારને એના કાર્યમાં એ અવશ્ય ઉપયોગી નીવડશે. ખાસ કરીને એમના જીવનનાં છેલ્લાં વર્ષોને બાદ કરતાં બાકીના જાહેર જીવનના કાળને મૂલવવામાં તો એ ખૂબ સહાયભૂત નીવડશે.

૧૯૩૬માં પ્રસિદ્ધ થયેલી નેહરુની આત્મકથા નેહરુના માનસઘડતરનું દર્શન કરાવે છે, તો ૧૯૪૬માં પ્રકટ થયેલું તેમનું પુસ્તક 'ડિસ્કવરી ઑફ ઇન્ડિયા" સુજ્ઞ વાચકોને મન "ડિસ્કવરી ઑફ નેહરુ " જેવું બની રહે છે.

પણ આ પુસ્તકો જેલ-નિવાસની શાંતિ દરમ્યાન સ્વસ્થ અને સમતોલ ચિત્તે લખાયાં છે. એમાં પ્રસંગાલેખન પરત્વે વાસ્તવલક્ષી તાટસ્થ્યનો અને વૈચારિક મનોમંથનો પરત્વે સંયમનો સભાન પ્રયાસ થયેલો જોઈ શકાય છે.

આનાથી ઊલટું ૧૯૫૮માં પ્રગટ થયેલું "એ બન્ચ ઑફ ઓલ્ડ લેટર્સ" નામનું પુસ્તક વિચારો અને કાર્યપદ્ધતિ અંગેના ગાંધીજી સાથેના મતભેદોનું, ભિન્નભિન્ન પ્રસંગો અને પરિસ્થિતિઓના તત્કાળ પ્રત્યાઘાતો રૂપે, પ્રતિબિંબ પાડે છે.

આવું જ, પણ આનાથી – અને એક રીતે જોઈએ તો એમનાં બીજાં બધાંય પુસ્તકોથી – અનેકગણી વિશિષ્ટ કોટિનું કોઈ પુસ્તક હોય તો તે તેમનું "યુનિટી ઑફ ઇન્ડિયા" છે. ૧૯૩૬થી ૧૯૪૦' સુધીનાં પાંચ વર્ષના સમયગાળાને આવરતું આ પુસ્તક વી. કે. કૃષ્ણ મેનને સંપાદિત કરીને ૧૯૪૧માં લંડનમાં પ્રકટ કર્યું ત્યારે આ સમયગાળાના આંતરરાષ્ટ્રીય પ્રવાહો અને ઘટનાઓએ એક તરફથી બીજું વિશ્વયુદ્ધ પેદાવી દીધું હતું, તો બીજી તરફથી સાંસ્થાનિક પ્રજાઓમાં અને સવિશેષ ભારતની જનતામાં સ્વાતંત્ર્યપ્રાપ્તિની તમન્નાને ઉત્કટ બનાવી હતી.



આ પાંચ વર્ષનો ગાળો ભારતમાં સ્વાતંત્ર્યનાં બળોના વ્યાપક અને ઝડપી વિકાસનો તેમ જ વિચારશૈલિક સંઘર્ષની જાગૃતિનો હતો. વાસ્તવમાં, ૧૯૪૨ની પ્રચંડ જનક્રાંતિની પૂર્વ ભૂમિકાના ઘડતરનો એ સમય હતો. અભૂતપૂર્વ જનજાગૃતિના આ ગાળામાં ઉત્તેજક પ્રસંગો, પ્રક્ષોભક ઘટનાઓ, આંતરિક સંઘર્ષો અને વ્યક્તિત્વની ટક્કરોની હકડેઠઠ વણઝાર ગતિમાન હતી. એ ગાળામાં સમાવિષ્ટ થતા કૉંગ્રેસ રાજ્યકારણને લગતા, ગાંધીજી અને સુભાષ બોઝને લગતા, દેશી રાજ્યોની ચળવળ અને પ્રાંતિક સરકારો અંગેના, બ્રિટિશ શાહીવાદની ફેડરેશન લાદવાની યોજના



અને ભારતની એકતા અંગેના, વિશ્વયુદ્ધ અને કૉંગ્રેસની નીતિને સ્પર્શતા અને અન્ય અનેક જીવંત સમસ્યાઓ અંગેના પ્રત્યાઘાતો તેમ જ પોતાની વિચારસરણી અંગેના ખ્યાલો જવાહરલાલ નેહરુએ પોતાનાં પ્રવચનો, નિવેદનો અને લેખો દ્વારા પ્રકટ કર્યા હતા. એટલે પ્રસંગો અને પરિસ્થિતિ પરત્વે તત્કાળ પ્રત્યાઘાતો વ્યક્ત કરતા આ લખાણોનો "યુનિટી ઑફ ઇન્ડિયા"-રૂપે પ્રકટ કરાયેલો આ સંગ્રહ અનન્ય અને ખૂબ મહત્ત્વનો છે એમાંથી નેહરુના માનસ, મનોમંથન અને આચરણનું હૂબહૂ ચિત્ર ઊપસી આવે છે.

કૉંગ્રેસના પ્રમુખપદ માટે ચૂંટાયેલા નેહરુ ૧૯૩૬ના માર્ચમા - યુરોપથી પાછા ફર્યા ત્યારે અગાઉના ફેબિયન સમાજવાદને બદલે સામ્યવાદી વિચારસરણીથી રંગાયેલા હતો અને યુરોપીય સામ્યવાદીઓની નાઝીવાદ સામેની લોક-મોરચાની – પૉપ્યુલર ફ્રન્ટની – નીતિથી ખૂબ જ પ્રભાવિત થયેલા હતા અલબત્ત, તેમનો સામ્યવાદ જુનવાણી પ્રકારનો ન હતો અને લોકશાહીમા તેમની શ્રદ્ધા અચળ હતી આ પુસ્તકમાના "ફ્રૉમ લખનૌ ટુ ત્રિપુરી" નામના ૧૯૩૬થી ૧૯૩૯ સુધીના કૉંગ્રેસના રાજકારણનું વિશદ વિહંગાવલોકન કરતા લેખમાં તેમની સામ્યવાદી વિચારસરણીનું સ્પષ્ટ ચિત્ર જોવા મળે છે.

નેહરુની આ સામ્યવાદી વિચારસરણીએ તેમને સહજ રીતે જ સૉવિયેત યુનિયન અને એની શાસનપદ્ધતિ તરફ અહોભાવ સેવતા કર્યા હતા લોકપ્રતિનિધિસભા – – કૉન્સ્ટીટ્યુઅન્ટ ઍસેમ્બ્લી – અંગેની ચર્ચા કરતાં તેઓ જણાવે છે:

"અંગત રીતે તો, આખા ભારતમાં સમાજવાદી અર્થરચના હોય એમ હુ ઇચ્છુ અને મને લાગે છે કે ભારતને અનુકૂળ એવા કેટલાક ફેરફારો અને સુધારા

સાથેનું સૉવિયેત પ્રકારનું શાસનતંત્ર ભારત માટે સુયોગ્ય થઈ પડે. મને લાગે છે કે સૉવિયેત પદ્ધતિને સાચી લોકશાહીના ઘણાખરા અંશો સાથે સાંકળી શકાય."

રશિયા પ્રત્યેના અહોભાવે તેમને જેમાં ટ્રૉટ્સ્કી પરોક્ષ આરોપી હતો અને ઝીનોવીવ, કામેનેવ, બુખારીન અને બીજા સંખ્યાબંધ બૉલ્શેવિક અગ્રણીઓ પ્રત્યક્ષ આરોપી હતા તે "મૉસ્કો મુકદ્દમાઓ" (મૉસ્કો ટ્રાયલ્સ)ની અને એમાં આરોપીઓને થયેલી મોતની સજાઓની યથાર્થતાનું સમર્થન કરવા પ્રેર્યા હતા. કૉંગ્રેસ રાજકારણના વિહંગાવલોકનના "લખનૌથી ત્રિપુરી" નામના ઉપર્યુક્ત લેખમાં નેહરુ જણાવે છે:

"સૉવિયેત યુનિયનમાં મુકદ્દમાઓની અને મોટી સંખ્યામાં સામ્યવાદીઓની થતી વારંવારની સાફસૂફીની ઘટનાઓના પ્રવાહથી હું સારા પ્રમાણમાં વ્યગ્ર બની ગયો હતો. મને લાગે છે કે એ મુકદ્દમાઓ એકંદરે સત્યાધારિત હતા અને શાસનતંત્ર સામે ચોક્કસ કાવતરાં થયાં હતાં અને ભાંગફોડના વ્યાપક પ્રયાસો થયા હતા."

નાઝીવાદ અને ફાસીવાદની આગેકૂચથી લોકશાહી પ્રજાસત્તાક સ્પેઈન ખતમ થયું અને તથાકથિત લોકશાહી રાષ્ટ્રોએ ચેકોસ્લોવાકિયાનો હિટલરના ચરણે ભોગ ધર્યો એના સંદર્ભમાં નેહરુ આ જ લેખમાં મજૂરપક્ષની નીતિઓને વખોડતા બ્રિટિશ સામ્યવાદી પક્ષની, પરિસ્થિતિને સુયોગ્ય રીતે પિછાનવાની અને તદનુસાર કાર્ય કરવાની, નીતિની પ્રશંસા કરે છે.



૧૯૩૯ના સપ્ટેમ્બરના આરંભમાં બીજું વિશ્વયુદ્ધ શરૂ કરવાની લીલી ઝંડી સમા હિટલર-સ્તાલિન કરાર અને ત્યાર પછીના બનાવો અંગે નેહરુ, બ્રિટિશ શાહીવાદને એની યુદ્ધનેમ જાહેર કરવા પડકાર કરતા કૉંગ્રેસ



કારોબારીના ઠરાવ પરના "વૉર એઈમ્સ ઍન્ડ પીસ એઈમ્સ" નામના લેખમાં, રશિયાના જર્મની સાથે હાથ મિલાવવાના અને ત્યાર પછીનાં પગલાંનો બચાવ કરે છે.

રુસો જર્મન કરારને એ આશ્ચર્યજનક લેખતા નથી. એટલું જ નહિ પણ, ત્યાર પછી પૂર્વ પોલૅંડનો રશિયાની સેનાએ કબજો લીધો તેનાથી અને પોલૅંડ-રુમાનિયાની આખીય સીમા પર કબજો જમાવ્યો તેથી બાલ્કન રાજ્યો જર્મન આક્રમણથી બચી ગયા છે એમ જણાવીને રશિયાનાં આવાં પગલાંથી પશ્ચિમી મિત્રરાજ્યોના હેતુઓની ભારે સેવા થઈ છે એમ ગણાવે છે.

નાઝીવાદ સામે અને શાહીવાદ સામે વિભિન્ન "લોકશાહી પક્ષોનો જનમોરચો" રચવાની વર્ષોથી સતત અને સક્રિય હિમાયત કરતા રશિયાએ આમ એકાએક નાઝી જર્મની સાથે મૈત્રીકરાર કર્યા અને જેના સોદા રૂપે એ બંને સત્તાઓએ પોલૅંડને વહેંચી લીધું તેના બચાવમાં થયેલી આવી દલીલો તે વખતેય સામ્યવાદીઓ સિવાય બીજાઓને ગળે ઊતરી ન હતી.

આમ હિટલર-સ્તાલિન કરારની લીલી ઝંડીથી શરૂ થયેલા બીજા વિશ્વયુદ્ધને શાહીવાદી યુદ્ધ ગણવામાં કોઈનેય કંઈ મુશ્કેલી ન હતી. પણ જ્યારે હિટલરે ૧૯૪૧ના જૂનમાં એકાએક રશિયા પર આક્રમણ કર્યું ત્યારે વિશ્વભરના સામ્યવાદીઓએ – ખાસ કરીને નાઝી દેશો સિવાયના અન્ય દેશોના સામ્યવાદીઓએ – આ યુદ્ધને "લોકયુદ્ધ"નું લેબલ લગાડવા પ્રયાસ કર્યો અને લોકશાહીના રક્ષણને નામે શાહીવાદી યુદ્ધ પ્રયાસોમાં સક્રિય સાથ આપવા માંડયો.

બંદીવાસ પછી, મુક્ત કરવામાં આવ્યા ત્યારે હિટલરે રશિયા પર આક્રમણ કર્યાને લગભગ છ માસ વીતી ગયા હતા અને "લોકશાહી લોકયુદ્ધ" ને–એટલે કે બ્રિટિશ શાહીવાદના યુદ્ધપ્રયાસોને–ટેકો આપવાની નવી નીતિ અપનાવનાર ભારતના સામ્યવાદીઓને પણ હજારોની સંખ્યામાં જેલમુક્તિ મળી હતી. કૉંગ્રેસ બ્રિટિશ શાહીવાદના શાસન સામે ઉગ્ર આંદોલન ઉપાડવાની દિશામાં પગલાં પાડી રહી હતી ત્યારે આગામી આંદોલનને અંદરથી અને બહારથી તોડી પાડવા માટે સામ્યવાદીઓને આ રીતે જેલમાંથી છૂટા કરી દેવાયા હતા.

આ સમયે નેહરુ પણ "લોકયુદ્ધ"ની નીતિ તરફ *ઢળતા થયા હતા. આને પરિણામે શાહીવાદ અને શાહીવાદી* યુદ્ધના વિરોધની કૉંગ્રેસ-નીતિ અનુસાર જનઆંદોલન જગાવવા તૈયારી કરતા ગાંધીજી અને નેહરુ વચ્ચે આ બાબતમાં ગંભીર મતભેદ જાગ્યો હતો. પણ અંતે, દર વખતે બનતુ તેમ, ગાંધીજી અને વધતા લોકજુવાળ સમક્ષ નેહરુ નમી પડયા.

આ સમયગાળાને વ્યક્ત કરતાં નેહરુનાં પ્રવચનો અને લેખોનો આ પુસ્તકની આ ત્રીજી આવૃત્તિમાં સમાવેશ કરાયો હોત તો સામ્યવાદ અને સૉવિયેત રશિયાની બાબતના નેહરુના તે વખતના માનસનું સંપૂર્ણ ચિત્ર ઊપસી રહેત. ૧૯૪૮મા પ્રકટ કરાઈ હોવા છતાં પુસ્તકની આ ત્રીજી આવૃત્તિમાં એવો ઉમેરો કરવાનું વી. કે. કૃષ્ણ મેનનને ઉચિત અને આવશ્યક કેમ નહિ લાગ્યું હોય?



નેહરુની આવી વિચારસરણી અને આવા વલણ છતાં તેઓ કૉંગ્રેસ અને ખાસ કરીને ગાંધીજીના નેતૃત્વ સાથે એકંદરે કદમ મિલાવીને ચાલતા એટલું જ નહિ પણ એનો શુદ્ધ હૃદયથી, શ્રદ્ધાપ્રેરક લાગણીથી પ્રતીતિજનક બચાવ

જે પ્રક્રિયા પ્રારંભાઈ અને જે જનઆંદોલનોની ઉષ્મામાં દાયકા દરમિયાન પરિપક્વ થઈ તેને પરિણામે નેહરુએ અંતરસૂઝથી કેટલાંક મૂળભૂત તારતમ્યો તારવ્યાં હતાં અને તે એમના આચરણના ધ્રુવતારક બન્યાં હતાં. આ પુસ્તકનાં લગભગ બધાં જ લેખો, નિવેદનો કે પ્રવચનોમાં આ હકીકત સ્પષ્ટરૂપે કે ધ્વનિરૂપે વ્યક્ત થયા વિના રહેતી નથી. તેમનું આચરણ આનાથી વિપરીત હોત તો તેઓ રાષ્ટ્રના તો શું કૉંગ્રેસનાય અગ્રણી બની ન શકત અને સંભવતઃ, બહુબહુ તો, કોઈ નાના જહાલ જૂથના નેતા બન્યા હોત.

તેમનાં મૂળભૂત તારતમ્યો આ છે: સહુ પ્રથમ ભારતની આઝાદી પ્રાપ્ત કરવી આવશ્યક છે. જનતાના લગાતાર સબળ થતા અને સતત ગતિશીલ રહેતા સંગઠન વિના આ અશક્ય છે. જનતાનું આવું સંગઠન અને નેતૃત્વ માત્ર કૉંગ્રેસ જ સાધી શકે તેમ છે. કૉંગ્રેસનું, જનતાનું અને સ્વાતંત્ર્યસંગ્રામનું સફળ નેતૃત્વ કોઈ કરી શકે એમ હોય તો કેવળ ગાંધીજી અને એમનું વિશ્વાસુ જૂથ જ કરી શકે. અહિંસક આંદોલન જ ભારતની વિશિષ્ટ સ્થિતિને વિશિષ્ટ રીતે અનુરૂપ છે. સશસ્ત્ર ક્રાંતિનો ખ્યાલ ખતરનાક છે. મોટે ભાગે એમાંથી નિષ્ફળતા જન્મે છે અને જવલ્લે જ જ્યાં એ સફળ થાય છે ત્યાં પણ અંધાધૂંધી, વેર ઝેર અને આંતર વિગ્રહનો વિષારી વારસો એ મૂકતી જાય છે. વળી, એ જનતાના બહુ નાના વિભાગને જ ગતિમાન કરે છે ત્યારે અહિંસક આંદોલન જનતામાં વ્યાપીને એના સર્વ સ્તરોને ગતિમાન કરે છે. આથી, આઝાદી માટે લડતી અને અહિંસક નીતિ અનુસરતી કૉંગ્રેસ, પ્રચલિત અર્થમાં નહિ પણ વિશિષ્ટ અર્થમાં, આઝાદીની પ્રાપ્તિ માટે લોક-મોરચો—પોપ્યુલર ફ્રન્ટ—બનવી જોઈએ, જેમાં સર્વ જૂથો





કરતા અને એ બચાવ કરવામાં કૉંગ્રેસમાંના અને બહારના વિવિધરંગી જહાલોનાં વિરોધી કાર્યો અને વલણોની આકરી ટીકા પણ કરતા એ ઘટના ઘણાને આશ્ચર્યજનક લાગે તેવી હતી. આવી વિચારસરણી અને મનઃસ્થિતિ હોવા છતાં નેહરુ અનન્ય ભાવે કૉંગ્રેસી રહ્યા એટલું જ નહિ પણ કૉંગ્રેસની, સામ્યવાદીઓને મતે, "ગાંધી-મંડિત મવાળ અને પ્રત્યાંઘાતી" નેતાગીરીને અનુસરતા રહ્યા તેનો સૌથી મોટો સંતાપ સામ્યવાદીઓને હતો અને કૉંગ્રેસ સમાજવાદીઓ, ફૉર્વર્ડ બ્લૉકિસ્ટો, રૉયવાદીઓ તેમ જ અન્ય ઉદ્દામોને પણ આ વાતનો ભારે રંજ રહેતો.

નેહરુને વિચારે ઉદ્દામ પણ આચારે મવાળ ગણનારા એ બધા માટે નેહરુનું માનસ એક મૂંઝવનારી સમસ્યા જેવું હતું. જહાલ માનવ જમણે જાય એ હકીકત તેઓને મન મોટો કોયડો હતી. નેહરુને બહારથી "પ્રગતિશીલ"નો દરજ્જો આપનારાઓ એમને મનમાં પ્રત્યાઘાતી કહીને ભાંડતા.

વસ્તુતઃ આ પુસ્તક વાંચનારને વધુ વિશદ રીતે જણાઈ આવશે કે વિચાર અને આચારમાં નેહરુ એકંદરે સુસંગત હતા. સમાજવાદનો આદર્શ એ એમને મન એક કષ્ટસાધ્ય અને દૂરનું ઉચ્ચ શિખર હતું. ત્યાં પહોંચવા માટેની વાંકીચૂંકી, કયારેક કયારેક નીચી ઊતરતી છતાં એકંદરે ક્રમશઃ ઊંચે જનારી અને અંતે દૂરદૂરના સર્વોચ્ચ શિખરે લઈ જનારી કેડી પર કાળજીપૂર્વક આરોહણ કરવું એ જ એકમાત્ર ઉપાય હતો. અને આ કેડી પરના પ્રયાણના પ્રારંભ માટે પણ પ્રથમ પસંદગી માગી લેતી અને પ્રથમ આવશ્યક એવી આઝાદીની પ્રાપ્તિ એ "બેઈઝ કૅમ્પ" જેટલી જ અનિવાર્યતઃ જરૂરી હતી.

આથી, ભારતના રાજકારણમાં પ્રવેશતાંની સાથે જ, ગાંધીજીના પારસ-સ્પર્શથી તેમના મનમાં સૂઝ-સમજની

જે પ્રક્રિયા પ્રારંભાઈ અને જે જનઆંદોલનોની ઉષ્મામાં દાયકા દરમિયાન પરિપકવ થઈ તેને પરિણામે નેહરુએ અંતરસૂઝથી કેટલાંક મૂળભૂત તારતમ્યો તારવ્યાં હતાં અને તે એમના આચરણના ધ્રુવતારક બન્યાં હતાં. આ પુસ્તકનાં લગભગ બધાં જ લેખો, નિવેદનો કે પ્રવચનોમાં આ હકીકત સ્પષ્ટરૂપે કે ધ્વનિરૂપે વ્યક્ત થયા વિના રહેતી નથી. તેમનું આચરણ આનાથી વિપરીત હોત તો તેઓ રાષ્ટ્રના તો શું કૉંગ્રેસનાય અગ્રણી બની ન શકત અને સંભવત', બહુબહુ તો, કોઈ નાના જહાલ જૂથના નેતા બન્યા હોત.

તેમનાં મૂળભૂત તારતમ્યો આ છે: સહુ પ્રથમ ભારતની આઝાદી પ્રાપ્ત કરવી આવશ્યક છે. જનતાના લગાતાર સબળ થતા અને સતત ગતિશીલ રહેતા સંગઠન વિના આ અશક્ય છે. જનતાનું આવું સંગઠન અને નેતૃત્વ માત્ર કૉંગ્રેસ જ સાધી શકે તેમ છે. કૉંગ્રેસનું, જનતાનુ અને સ્વાતંત્ર્યસંગ્રામનું સફળ નેતૃત્વ કોઈ કરી શકે એમ હોય તો કેવળ ગાંધીજી અને એમનું વિશ્વાસુ જૂથ જ કરી શકે. અહિંસક આંદોલન જ ભારતની વિશિષ્ટ સ્થિતિને વિશિષ્ટ રીતે અનુરૂપ છે. સશસ્ત્ર ક્રાંતિનો ખ્યાલ ખતરનાક છે. મોટે ભાગે એમાંથી નિષ્ફળતા જન્મે છે અને જવલ્લે જ જ્યાં એ સફળ થાય છે ત્યાં પણ અંધાધૂંધી, વેર-ઝેર અને આંતર વિગ્રહનો વિપારી વારસો એ મૂકતી જાય છે. વળી, એ જનતાના બહુ નાના વિભાગને જ ગતિમાન કરે છે ત્યારે અહિંસક આંદોલન જનતામાં વ્યાપીને એના સર્વ સ્તરોને ગતિમાન કરે છે. આથી, આઝાદી માટે લડતી અને અહિંસક નીતિ અનુસરતી કૉંગ્રેસ, પ્રચલિત અર્થમાં નહિ પણ વિશિષ્ટ અર્થમાં, આઝાદીની પ્રાપ્તિ માટે લોક-મોરચો–પૉપ્યુલર ફ્રન્ટ–બનવી જોઈએ, જેમાં સર્વ જૂથો





કૉંગ્રેસની શિસ્ત અને નીતિનું વિશુદ્ધ મને પાલન કરવાના નિર્ધાર સાથે જોડાઈ શકે. આ કૉંગ્રેસ-સંગઠન કે એના નેતાગણમાં કદીય ફૂટ પડવી ન જોઈએ.

નેહરુનાં ઉચ્ચારણો અને આચરણો હંમેશાં આ તારતમ્યોની કસોટીમાં તવાઈને જ થતાં. અને આથી જ કૉંગ્રેસને દ્રાબા કે જમણા, જહાલ કે મવાળ, પ્રગતિશીલ કે પ્રત્યાઘાતી એવાં વિરોધી જૂથોની નજરે જોવાની વૃત્તિનો તેઓ સખ્ત વિરોધ કરતા. બહુબહુ તો એ કૉંગ્રેસીઓને આધુનિકો અને જુનવાણીઓ એવા વિભાગોમાં વહેંચાયેલા ગણતા અને આમ છતાં તેમને મન એ જુનવાણીઓ પણ બ્રિટિશ શાહીવાદ સામે અણનમ લડાયક વૃત્તિવાળા, કુશળ નેતૃત્વશકિતવાળા અને જનતાનો અખૂટ વિશ્વાસ ધરાવનારા હતા. ગાંધીજી અને એમના નિકટના અનુયાયીઓની ઉગ્ર ટીકા કરનાર કૉંગ્રેસમાંના ઉદ્દામોની આકરી ટીકા કરવાનું નેહરુ ચૂકતા નથી. કૉંગ્રેસસમાજવાદીઓની પણ એ સારી પેઠે ખબર લઈ નાખે છે. એ સ્પષ્ટ: જણાવે છે કે આવું ઉદ્દામ જૂથ પરભોમની વિચિત્ર અને અગમ્ય વાણી ઉચ્ચારે છે અને કૉંગ્રેસના નેતાગણની આકરી ટીકા કરીને કૉંગ્રેસની અંદર અલગ વાડાબંધીની સંકુચિત સાંપ્રદાયિકતા (નૅરો સેકટેરિયનિઝમ) દાખવે છે અને આચરે છે. આને લીધે લોકો સમાજવાદી વિચારોથી ભડકી જાય છે અને એનાથી આકર્ષાવાને બદલે દૂર ધકેલાય છે.

આમ નેહરુને કૉંગ્રેસમાંનાં નવી વિચારસરણીનાં જૂથો સામે એમની વાણી અને આચરણ અંગે વિરોધ છે, તો આકરી ટીકાઓથી ભડકીને નવી વિચારસરણીવાળાઓ સામે બધી જ બાબતોમાં સંશય વ્યક્ત કરતી જુનવાણી નેતાગીરીની રીત-રસમ પણ તેમને પસંદ નથી. એમનાં પોતાનાં સૂચનો કે ઉચ્ચારણો અને આચરણો પ્રત્યે

જુનવાણી અગ્રણીઓ તરફથી વ્યક્ત થતી શંકાથી પણ તેમને પારાવાર દુઃખ થાય છે. આમેય વિચારસરણી અને વાણી-વર્તન વચ્ચેની અસંગતતાને સંવાદિતાનો ઘાટ આપવામાં એમને સદાય જાગ્રત પ્રયત્નો કરવા પડે છે અને માનસિક આંતરઘર્ષણ અનુભવવું પડે છે તેનો રંજ તેમના મનમાં રમ્યા કરે છે, અને આ પરિસ્થિતિથી એ કેટલીક વાર ખૂબ અકળાઈ ઊઠે છે પણ ખરા, કેમ કે એમાંથી એમને અસહ્ય માનસિક થકાવટ પણ વર્તાય છે. ગાંધીજીને લખેલા એક પત્રમાં નેહરુ એકરાર કરે છે કે કૉંગ્રેસ કારોબારી સમિતિની પ્રત્યેક બેઠક પછી પોતાને ઘેરી માનસિક થકાવટ લાગે છે. આંતરિક માનસ-સંઘર્ષમાં નેહરુ નિચોવાઈ જાય છે તેનું ખરું કારણ એ છે કે પોતે વિચારે ઉદ્દામ છતાં આચરણમાં અંતે તેમને જૂના નેતાગણ સાથે તાલ મેળ રાખવો પડે છે. માનસિક થકાવટનું મૂળ આમાં રહેલું છે. આવી માનસિક થકાવટ ખંખેરી નાખવા એ એક યા બીજા કારણે પ્રવાસે, બહુધા યુરોપના પ્રવાસે, જાય છે.

આવા માનસિક સંઘર્ષની પરાકાષ્ઠા કૉંગ્રેસની ત્રિપુરીની બેઠક વખતે અને ત્યાર પછીની કારોબારી સમિતિની બેઠક વખતે આવે છે. સુભાષ બોઝ, ગાંધીજીના વિરોધ છતાં બીજી વાર કૉંગ્રેસના પ્રમુખપદે ચૂંટાઈ આવે છે, પણ કારોબારી સમિતિ તો એની એ જ હોય છે. બ્રિટિશ શાહીવાદની ફેડરેશનની યોજનાને, કૉંગ્રેસના અધિકૃત વિરોધ છતાં, જૂના નેતાઓ સ્વીકારી લેવાનું કાવતરું કરી રહ્યા છે .એવા સુભાષ બાબુના આક્ષેપોએ કટોકટી સર્જાવી છે. કારોબારી સમિતિની વર્ધામાં બોલાવાયેલી બેઠકમાં પ્રમુખ સુભાષ બોઝ માંદગીના કારણે હાજરી આપતા નથી પણ ટાંકણે જ કોઈ પણ કામ ન કરવાનો તારથી આદેશ પાઠવે છે. આના વિરોધમાં કારોબારી સમિતિના મોટા ભાગના





સભ્યો રાજીનામું આપી દે છે. એમાં નેહરુ પણ છે. નેહરુ પોતાને સુભાષ બોઝ અને એમના અનુયાયીઓથી અલગ ગણાવે છે તો જૂના નેતાઓ સાથેની વિચારશૈલિક અને માનસિક અલગતા તો એથીય સવિશેષ ઊંડી છે એમ જણાવે છે. આ દાહક અને હતાશાપ્રેરક ઉગ્ર મનોમંથનના તત્કાળ પ્રત્યાઘાત રૂપે હવે પછી કૉંગ્રેસની કારોબારી સમિતિમાં ફરી કદીય નહિ રહેવાનો નિર્ણય નેહરુ લે છે અને વ્યકત કરે છે. આ એમના માનસિક આંતરસંઘર્ષની ઘેરામાં ઘેરી કટોકટી છે.

પણ સમયની ગતિ સાથે આ માનસિક સંઘર્ષનો ઝંઝાવાત શમતાં પેલાં બાંધેલાં મૂળભૂત તારતમ્યોએ પુનઃ નેહરુને એમના પૂર્વવત્ આચારમાં પ્રેરવા માંડયા હશે. એટલે જ કદાચ, આવો નિર્ણય જાહેર કર્યા છતાં આપણે તેમને ફરી પાછા કૉંગ્રેસ કારોબારીમાં પોતાના સ્થાને બેઠેલા જોઈ શકીએ છીએ ત્યારે સુભાષ બોઝ અને એમનો ફૉર્વર્ડ બ્લૉક તેમ જ રૉયવાદીઓ કૉંગ્રેસથી પ્રાયઃ અલગ થઈ ગયેલા હોય છે.

આ પુસ્તકનાં લખાણોમાંથી વ્યકત થતું નેહરુનું રાજકીય માનસ ભારતની આઝાદીની લડતની સાથે સમગ્ર વિશ્વના પ્રગતિશીલ પ્રવાહોને સાંકળી લે છે. યુરોપમાં નાઝીવાદનું વધતું જોર અને પ્રજાસત્તાક સ્પેઈનને લોકશાહી કહેવાતાં રાષ્ટ્રો તરફથી થયેલી પીઠ પાછળની દગાબાજી એમને વ્યગ્ર બનાવી મૂકે છે. નાઝીવાદ અને શાહીવાદ વિશ્વને યુદ્ધની જ્વાળામાં હોમવા ઉદ્યત બન્યા છે એ વાતનો એમને ભારે સંતાપ છે. નાઝીવાદ સામેની વિશ્વવ્યાપી લડત સાથે ભારતની અને અન્ય સંસ્થાનોની આઝાદીની લડતો ગાઢ રીતે સંકળાયેલી એ ગણે છે. પોતાં પ્રત્યેક લખાણમાં આ વાત [illegible] એ નથી. આઝાદ ભારત બ્રિ[illegible] એ

ફેર કરે કે અન્ય પ્રકારનો ફેરફાર કરે તોપણ—નહિ જ રહે પણ પ્રગતિશીલ વિશ્વકુટુંબનું, લોકશાહી અને આઝાદીની બાંયધરી આપતી વિશ્વસંસ્થાનું જ સભ્ય બનશે એવી તેમની દઢ ભાવના છે.

આઝાદી માટેની ચળવળમાં, કૉંગ્રેસ નેતાગણનાં પગલાંની યથાર્થતા અને ઉપકારકતાનું એ ઝીણવટથી અને પ્રતીતિકર દલીલોથી સમર્થન કરે છે. જોરદાર પ્રચારના ધોધ વહેવડાવવા કરતાં અને મોટા અવાજનાં ભારેખમ સૂત્રોનું રટણ કરવા કરતાં ગતિપ્રેરક આચારના નાનકડા પગલાને પણ એ વધારે ધ્યેયસાધક ગણે છે. આ દૃષ્ટિએ ગાંધીજીનું "એક ડગલું બસ થાય" એવા વલણને નેહરુ આચરણમાં જાણે સાકાર કરે છે. પણ આટલું નાનકડું ડગલું ભરતાં પણ એમની નજર તો વિસ્તરતી ક્ષિતિજો પર જ મંડાયેલી રહે છે. નેહરુને મન એ નાનકડું પગલું આઝાદીની પ્રાપ્તિના માર્ગની અને ત્યાર પછીના સમાજવાદી ધ્યેયને પહોંચવાના દુર્ગમ આરોહણની વિરાટ યાત્રાની સાધનાના અંતર્ગત ભાગ સમાન હોય છે.



આ દૃષ્ટિએ દેશી રાજ્યોમાંની નાની લડતોને એ મૂલવે છે. એમનું ધ્યેય રાજાશાહીને નષ્ટ કરવાનું નથી પણ રાજવીઓ બંધારણીય વડા બને અને તેમનાં રાજ્યો સમવાયી આઝાદ ભારતનાં અન્ય ઘટકો જેવાં જ બની રહે એવી એમની માન્યતા અહીં વ્યકત થાય છે. પ્રાંતિક સરકારો રચવાના પ્રશ્નને પણ તેઓ આ દૃષ્ટિએ જ જુએ છે અને એને મુકમ્મિલ આઝાદી માટેની આગેકૂચનો એક તબક્કો ગણે છે. એનો સુયોગ્ય ઉપયોગ કરાય તો પ્રજામાં પ્રાણ પૂરનારું, પ્રોત્સાહક અને અંતે આઝાદીની લડતને બળવત્તર બનાવનારું પગલું એ બની રહે. અલબત્ત, કૉંગ્રેસની પ્રાંતિક સરકારો કયાંક કયાંક કેટલીક બાબતોમાં બ્રિટિશ તંત્રના જૂના ચીલે



ચાલવાની વૃત્તિ દાખવે છે ત્યારે નેહરુને રંજ થાય છે. પણ એકંદરે એ પ્રાંતિક સરકારોની કઠણ કામગીરીને અંજલિ આપે છે.

પુસ્તકમાંનાં લખાણોમાં, ભારતના ભાતીગળ વૈવિધ્યમાં કેવી સમૃદ્ધ એકતા ઓતપ્રોત થઈને રહેલી છે એ અનેક રીતે, અનેક સ્થળે વ્યક્ત થાય છે. આ પુસ્તકમાં એ સમયગાળાના ભારતના રાજકીય પ્રવાહોની વેગીલી ગતિશીલતાનાં અને એના નેહરુ પર પડતા પ્રત્યાઘાતોનાં સબળ દર્શન જોવા મળે છે અને આવા ઉત્તેજક, વેગવાન રાજકીય પ્રવાહોની ગતિ દરમ્યાન ગાડીના કે વિમાનના પ્રવાસમાં પણ સાહિત્યનાં, કાવ્યનાં અને રાજકારણનાં અદ્યતન પુસ્તકોનું પરિશીલન કરવાનું નેહરુ ચૂકતા નથી. એમ કરીને એ પોતાની વાચનપ્રિયતાને સંતોષવા ઉપરાંત પોતાની બુદ્ધિપ્રતિભાને અને વિચારશક્તિને નિરંતર ધારદાર કરતા રહે છે.

એમની ભાષા ઉત્કૃષ્ટ છતાં સીધી અને સોંસરવી છે; એમની દલીલબાજી તર્કબદ્ધ, વિગતપૂર્ણ તેમ જ વિગતોને અને તર્કને ઉન્નત ધ્યેય સાથે સાંકળનારી છે. એમના રાજકીય પ્રવાસો પણ એમના પ્રકૃતિસૌન્દર્ય સાથેના તાદાત્મ્યને સજીવ બનાવી દે છે અને ત્યારે મન અને નયન ભરીને માણેલા એ પ્રકૃતિવર્ણનોમાં પ્રકૃતિ સાથેના તેમના તાદાત્મ્યનું હૂબહૂ ચિત્ર ઊપસી આવે છે. કાશ્મીરનો પ્રવાસ ખેડતાં મન અને તનને પુલકિત કરનારો જે આનંદ એ અનુભવે છે એનું તેમણે કરેલું વર્ણન એ ગદ્ય રૂપે આલેખાયેલા હૃદયંગમ કાવ્યની કક્ષાએ પહોંચે છે.

આ આખુંય પુસ્તક વાંચતાં નેહરુ અણઉકલ્યા કોયડા જેવા નથી રહેતા. આમાંથી ધ્યેયલક્ષી આચારના સમન્વયસાધક તરીકે, સુસંગત અને સુગ્રથિત વ્યક્તિત્વની સજીવ અને સુઘડ શિલ્પકૃતિ સમી નેહરુની ભવ્ય સંવાદિતા ઊપસી આવે છે.

# જવાહરલાલ નેહરુનું 'હિન્દનું દર્શન'

## રવિશંકર સં. ભટ્ટ

DISCOVERY OF INDIA. Jawaharlal Nehru. (Asia, 1961.)

પંડિત જવાહરલાલ નેહરુની "આત્મકથા"ના પ્રકાશનપ્રસંગે તેમને અભિનંદન આપવા મુંબઈમાં એક સભા મળી હતી, તેમાં સુપ્રસિદ્ધ અમેરિકન લેખક જૉન ગન્થરે એ ગ્રન્થની "સાંપ્રતકાળની – બલ્કે સદાકાળની– સૌથી વિશેષ હૃદયગમ આત્મકથા" તરીકે પ્રશંસા કરી હતી. એ સર્વથા યથાર્થ હતી કારણ કે આત્મકથાએ લાખો હિંદીજનોના તેમ જ જુદાજુદા દેશોના યુવાન અને પ્રગતિશીલ જનોના મન પર ગાઢ અને પ્રેરણાદાયી અસર કરી છે. તેનાં ભાષાંતરો જગતની આશરે ૨૯ ભાષાઓમાં થયાં છે અને તેને પરિણામે પંડિતજીને એક અગ્રગણ્ય લેખક અને વિચારક તરીકે આંતરરાષ્ટ્રીય ખ્યાતિ મળી છે 'આત્મકથા'નાં ભાષાંતરો હિંદની પ્રાદેશિક ભાષાઓમાં થયાં છે અને ગુજરાતીમાં સ્વ. શ્રી મહાદેવભાઈ દેસાઈનો અનુવાદ સુંદર છે.

હિન્દમાં 'આત્મકથા'નો ગ્રન્થ અત્યંત લોકપ્રિય થયો. સ્વ. શ્રી જવાહરલાલ નેહરુ રાષ્ટ્રીય મહાસભાના અગ્રગણ્ય નેતા હતા એટલે તેમનાં લખાણો સ્વભાવિક રીતે દેશનાં નાગરિકોનું ધ્યાન ખેંચે. પરંતુ તેના વિશિષ્ટ ગુણો અને તત્ત્વો એટલાં અસાધારણ છે કે 'આત્મકથા'ની હિંદના સાહિત્યના એક અમૂલ્ય ગ્રન્થ તરીકે ગણના થાય. 'આત્મકથા' ખરી રીતે શ્રી નેહરુના માત્ર અંગત જીવનની કથા નથી. બેશક, તેમાં શુદ્ધ આત્મકથાના અનેક પ્રસંગોનાં વર્ણનો છે પરંતુ મુખ્યત્વે તે હિંદના સાંપ્રતકાળના ઇતિહાસ પરત્વેનું આત્મકથનયુક્ત ચિંતન છે – અને પંડિતજીએ પોતે મૂળ નામ આ જ આપેલું.





આ પુસ્તકના અભ્યાસથી હિંદનાં નાગરિકોની ત્રણ પેઢીઓને પ્રેરણા, સ્ફૂર્તિ અને તાકાત મળ્યાં છે. આપણા ઇતિહાસના અભ્યાસીને એમાંથી અનુપમ શિક્ષણ મળી રહે છે. શ્રી નેહરુનાં સામાજિક ધ્યેયો પરત્વેના વિચારોની વિશદતા, સુરેખ આર્યદષ્ટિ (vision) અને એમના અર્વાચીન અને વિવિધલક્ષી ચિત્તની અસાધારણ સુકોમલતા (sensitivity) એમનાં લખાણોને વિશિષ્ટ બનાવે છે. આનું કારણ પંડિતજીની લેખનકલા છે. જેવી તેમની જીવનકલા એવી જ એમની લેખનકલા. શ્રી નેહરુના જીવનના જે ઉદાત્ત અને વિશિષ્ટ ગુણોનું દર્શન આપણે લગભગ પચાસ વર્ષ સુધી કર્યું છે એ સર્વ એમની લેખનકલામાં પ્રતિબિંબિત થાય છે. લેખનશૈલીમાં પંડિતજીનાં ચિંતન અને વિચારોનું જ નહિ પરંતુ સકલ આત્માનું દર્શન થાય છે. એમનાં લખાણો હૃદયમાંથી સીધાં આવિર્ભાવ પામે છે.

શ્રી નેહરુનો બીજો મહત્ત્વનો ગ્રન્થ 'મારું હિન્દનું દર્શન' (Discovery of India) છે. 'આત્મકથા'ના જેવી જ વિશદ, સ્વસ્થ અને વિવિધલક્ષી શૈલીમાં લખાયેલું આ પુસ્તક વધારે ગંભીર અને ચિંતનશીલ છે. આ પુસ્તકનો અભ્યાસ કરવા અને તેનું હાર્દ સમજવા માટે તેની પશ્ચાદ્-ભૂમિકા અને તેનાં પ્રેરક બળો જાણવાં આવશ્યક છે.

પ્રથમ તો, આ પુસ્તક બીજા વિશ્વયુદ્ધ દરમિયાન આપણા અગ્રગણ્ય નેતાઓ 'અહમદનગરના કિલ્લા'ના કારાવાસમાં હતા તે સમયે લખાયેલું છે. વિશ્વયુદ્ધ ગંભીર તબક્કાઓમાંથી પસાર થયું હતું. જે બે પ્રચંડ બળો—લોકસત્તા અને હિટલરશાહી સરમુખત્યારી—વચ્ચે લડાઈ ચાલી રહી હતી તેમાં હિંદનું સ્થાન સ્વાભાવિક રીતે લોકસત્તા તરફી સંયુક્ત રાજ્યો સાથે જ હતું. પરંતુ



આ પુસ્તકના અભ્યાસથી હિંદનાં નાગરિકોની ત્રણ પેઢીઓને પ્રેરણા, સ્ફૂર્તિ અને તાકાત મળ્યાં છે. આપણા ઇતિહાસના અભ્યાસીને એમાંથી અનુપમ શિક્ષણ મળી રહે છે. શ્રી નેહરુનાં સામાજિક ધ્યેયો પરત્વેના વિચારોની વિશદતા, સુરેખ આર્ષદષ્ટિ (vision) અને એમના અર્વાચીન અને વિવિધલક્ષી ચિત્તની અસાધારણ સુકોમલતા (sensitivity) એમનાં લખાણોને વિશિષ્ટ બનાવે છે. આનું કારણ પંડિતજીની લેખનકલા છે. જેવી તેમની જીવનકલા એવી જ એમની લેખનકલા. શ્રી નેહરુના જીવનના જે ઉદાત્ત અને વિશિષ્ટ ગુણોનું દર્શન આપણે લગભગ પચાસ વર્ષ સુધી કર્યું છે એ સર્વ એમની લેખનકલામાં પ્રતિબિંબિત થાય છે. લેખનશૈલીમાં પંડિતજીનાં ચિંતન અને વિચારોનું જ નહિ પરંતુ સકલ આત્માનું દર્શન થાય છે. એમનાં લખાણો હૃદયમાંથી સીધાં આવિર્ભાવ પામે છે.

શ્રી નેહરુનો બીજો મહત્ત્વનો ગ્રન્થ 'મારું હિન્દનું દર્શન' (Discovery of India) છે. 'આત્મકથા'ના જેવી જ વિશદ, સ્વસ્થ અને વિવિધલક્ષી શૈલીમાં લખાયેલું આ પુસ્તક વધારે ગંભીર અને ચિંતનશીલ છે. આ પુસ્તકનો અભ્યાસ કરવા અને તેનું હાર્દ સમજવા માટે તેની પશ્ચાદ્-ભૂમિકા અને તેનાં પ્રેરક બળો જાણવાં આવશ્યક છે.

વિધિની વિચિત્રતા એવી હતી કે હિંદ પરાધીન દેશ હતો એટલે તેને યુદ્ધમાં સ્વતંત્ર દેશો સાથે સમાનતાથી ખભા મિલાવીને ભાગ લેવાની તક નહોતી. તેના અગણ્ય નેતાઓને કારાવાસમાં પૂરી દેવામાં આવ્યા હતા. આ વિષમ પરિસ્થિતિ અંગે પંડિતજીના મનમાં વ્યથા અને રોષ હતાં.

બીજું આ સમય દરમિયાન એમને કર્તવ્યનું આહ્‌વાન ઉત્કટ સ્વરૂપમાં અને સતત લાગ્યા કરતું હતું. યુદ્ધના અંતે ક્રાંતિકારી બળો અને હિલચાલોના પરિણામે કેવી પરિસ્થિતિ રચાશે તેની કલ્પના ગંભીર વિચારણા માગી લે તેવી હતી. પંડિતજીને ખાતરી થઈ ચૂકી હતી કે જગતમાં જે પરિવર્તન આવશે તેમાં હિંદ જરૂર સ્વતંત્રતા પ્રાપ્ત કરશે. એ માટે હિંદે તૈયાર થવું જોઈએ. એ ધ્યેયની પ્રાપ્તિ માટે ભાવિ અંગે સુરેખ અને સ્પષ્ટ કલ્પના હોવી જોઈએ અને જગતની બદલાયેલી પરિસ્થિતિમાં હિંદ કેવો ભાગ ભજવશે તેની સર્વદેશીય અને સ્પષ્ટ વિચારણા કરી લેવી જોઈએ. અહીં ખાસ નોંધપાત્ર હકીકત એ છે કે હિંદના બધા અગ્રગણ્ય નેતાઓની દૃષ્ટિ હિંદના સ્વાતંત્ર્ય અને દેશની આંતરિક સ્થિતિ અને સમસ્યાઓ પૂરતી પરિમિત હતી. શ્રી જવાહરલાલની વિશિષ્ટતા એ છે કે એમણે જગતની વિશાળ પરિસ્થિતિમાં હિંદનું સ્થાન કેવું હોવું જોઈએ અને હોઈ શકે એ પરત્વે ગંભીર ચિંતન કરી લીધું હતું. એટલે સ્વાભાવિક રીતે જ તેઓ આંતરરાષ્ટ્રીય બાબતો વિષે નિપુણાત હતા.



ત્રીજું, અંગ્રેજી કેળવણી પામેલા હિંદી નાગરિકોને હિંદનાં પ્રાચીન સંસ્કૃતિ અને ઇતિહાસ વિષે અંગ્રેજી રાજકર્તાઓ, કેળવણીકારો અને પ્રચારકોને હાથે ભારોભાર અવહેલના નિહાળવા મળેલી. ત્રીસ વર્ષ પહેલાંનો કાળ યાદ કરતાં હિંદીજનોના મનમાં જે શરમ અને હતાશાની લાગણીઓ



હતી તે તેમનાં અજ્ઞાન અને અશક્તિનું પરિણામ હતું એમાં શંકા નથી. પરંતુ એ વાસ્તવિક પરિસ્થિતિ હતી એ નિર્વિવાદ છે. હિંદે સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા પછી તેનું ખમીર પ્રબળ હોય તો જ એ ટકી શકે. એટલે શ્રી નેહરુએ હિંદની સંસ્કૃતિ અને ઇતિહાસનું તલસ્પર્શી પરિશીલન કરી તેનાં વિશિષ્ટ ગુણો અને શક્તિઓ તેમ જ ક્ષતિઓ અને ન્યૂનતાઓની ખોજ શરૂ કરી. વળી હિંદની સ્વતંત્રતા માટે હિંદી નાગરિકોના મનમાં સ્વદેશપ્રેમ અને ગૌરવની લાગણીઓ પાયારૂપ હતી. આ અને બીજાં અનેક કારણોને લીધે શ્રી જવાહરલાલે 'હિન્દનું દર્શન'ના લેખનનો નિર્ણય કર્યો એમ જણાય છે.

'હિન્દનું દર્શન' કેવળ ઇતિહાસનો ગ્રન્થ નથી. મુખ્યત્વે, એ ઇતિહાસ-ચિંતનનો ગ્રન્થ છે. શ્રી જવાહરલાલની દૃષ્ટિ ઐતિહાસિક છે, પરંતુ તે માત્ર ઇતિહાસકારની નથી. તેમની દૃષ્ટિ એક બહુશ્રુત, વિદ્વાન, અર્વાચીન માનસ ધરાવનાર પ્રતિભાવાન વિચારકની છે. એમને ઇતિહાસની આધારભૂત માહિતી અને તવારીખી હકીકતો માટે સંપૂર્ણ માન અને આગ્રહ છે. જ્યાં જરૂર જણાઈ ત્યાં તેઓ આધારની નોંધ ટાંકે છે. પરંતુ આ માહિતી અને હકીકતો મુખ્યત્વે તેમના ચિંતનને દોરવતાં દિશાચિહ્નો છે. આ દર્શનમાં એમણે અનેક વિષયો પર પોતાના વિચારો દર્શાવ્યા છે. પરંતુ તેમાં એક વિચારધારા સળંગ રીતે વ્યકત થાય છે: અને તે હિંદી સંસ્કૃતિ અને સમાજનાં વિશિષ્ટ ગુણો અને શક્તિઓ અને ભૂતકાળ, વર્તમાનકાળ અને ભવિષ્યમાં હિંદના વિદેશો સાથેના સંબંધો અંગેનું તલસ્પર્શી અને તટસ્થ અન્વેષણ. આ દૃષ્ટિ સર્વાંગે અર્વાચીન અને મૌલિક છે અને તે દ્વારા શ્રી નેહરુની પ્રતિભા આપણા સંસ્કૃતિ અને ઇતિહાસનો નવોન્મેષ કરાવે છે.

આ ગ્રન્થ ત્રણ ભાગમાં વહેંચાયેલો છે: (૧) ઉપોદ્-

ઘાત, (૨) ભારત-દર્શન અને (૩) ઇતિહાસ ચિંતન.

આત્મકથાના લખાણ બાદ લગભગ દસબાર વર્ષ સુધી શ્રી નેહરુએ આત્મ-દર્શન રૂપે લાંબું લખાણ કર્યું નહોતું. ઘણી વાર પ્રયાસો કર્યા છતાં સાચી સ્ફુરણા થઈ નહોતી. એટલે પ્રસ્તાવમાં પ્રથમ તેઓ આંતરદૃષ્ટિથી પોતાનાં મનોમંથનો, વિચારો અને ઊર્મિઓ તેમની નિર્વ્યાજ મનોહર શૈલીમાં વ્યક્ત કરે છે. આ પ્રકરણો અને શ્રી કમલા નેહરુ અંગેનું બીજું પ્રકરણ મુખ્યત્વે આત્મકથાનું અનુસંધાન ગણી શકાય તેવાં છે. કમલા નેહરુ વિષેનું પ્રકરણ અત્યંત સુકોમળ અને હૃદયંગમ છે.

વિશ્વયુદ્ધની પશ્ચાદ્ભૂમિકામાં અને કારાવાસની પરિસ્થિતિમાં એમને કર્તવ્યનું આહ્વાન પ્રબળ રીતે થાય છે. આ કર્તવ્યભાન અને કર્મ દ્વારા જીવનના અનુભવની ઈચ્છાએ શ્રી નેહરુનાં સમગ્ર ચિંતન અને પ્રવૃત્તિ પર ભારે અસર કરી છે. પરંતુ કર્તવ્ય એ ચિંતનથી વિખૂટું નહિ પરંતુ તેના પરિણામરૂપ છે.



બીજું, એમને સાંપ્રતકાળનું ભાન પણ એટલું જ તીવ્ર છે. વર્તમાનકાળનાં મૂળ ભૂતકાળમાં સમાયેલાં છે એટલે તેઓ તેના દર્શનની સફરો કરે છે કે જેથી સાંપ્રત સમયને સમજવાની યુકિત પ્રાપ્ત થાય. આવા દર્શનના પ્રથમ પ્રયાસરૂપે શ્રી નેહરુએ 'જગતના ઇતિહાસની રૂપરેખા' (ગ્લિમ્પ્સિસ ઑફ વર્લ્ડ હિસ્ટરી) નું પુસ્તક લખેલું, પરંતુ તેઓ કહે છે તેમ એ વિહંગાવલોકન રૂપે હોઈ બહુ તલસ્પર્શી નહોતું. પરંતુ બાર વર્ષના ગાળા પછી તેઓ વધારે ચિંતનશીલ બન્યા છે. એમના ચિત્તની સમતુલા અને સ્વસ્થતા વિશેષ દૃઢ થઈ છે. અને ઇતિહાસના અવલોકન માટે એમણે કેટલેક અંશે તટસ્થ વૃત્તિ કેળવી છે. બહુ જ સહૃદયતાથી તેમ જ તેમની લાક્ષણિક રીતે તેઓ પૂછે



છે કે "આ અધીનતાની લાગણી કે બનાવટની કઠિનતાને આભારી છે?" આ બધા વિચાર-મંથનોમાં તેઓ એકરાર કરે છે: "જે કદી ખૂંચવી ન શકાય એવી એકમાત્ર વસ્તુ આપણી પાસે રહી છે: ધૈર્ય અને ગૌરવથી હંમેશાં કર્મ કરવું અને જીવનને સાર્થ બનાવે તેવા આદર્શોને વળગી રહેવું."

આ જ પ્રકરણમાં તેઓ પોતાની જીવનફિલસૂફી વિષેના વિચારો સ્પષ્ટ રીતે વ્યક્ત કરે છે. શ્રી નેહરુને ઐહિક, આ લોકના, જીવનમાં જ રસ છે; પરલોકમાં કે ભાવિના જીવનમાં લેશમાત્ર નહિ. બીજું, જે રીતે હિંદમાં ધર્મની માન્યતાઓ રૂઢ થઈ છે અને તે અનુસાર આચરણ થઈ રહ્યું છે એ વિષે તેમને સૂગ છે; તેઓને જીવનમાં નૈતિક વર્તન અને અભિગમ માટે આકર્ષણ છે. અને એટલે જ તેઓ ગાંધીજીએ સત્યશીલ સાધન (right means) પર ભાર મૂક્યો તેને આપણા જાહેર જીવનમાં ગાંધીજીના સૌથી મહત્ત્વના ફાળા તરીકે ગણાવે છે. રાજકીય માન્યતામાં તેઓ સમાજવાદના મૂળ સિદ્ધાંતો સ્વીકારે છે; પરન્તુ સમાજવાદની અનેક ચર્ચાસ્પદ બાબતોથી તેઓ અલિપ્ત રહ્યા છે. એમની માન્યતા અનુસાર "જીવન્ત ફિલસૂફીએ સાંપ્રત સમયની સમસ્યાઓનો ઉકેલ શોધવો જોઈએ."

જ્યારે તેઓ ઇતિહાસ તરફ વળે છે ત્યારે એમને હિંદની શક્તિઓ અને નબળાઈઓનું દર્શન થાય છે. હિંદની અવનતિનું મુખ્ય કારણ ધર્મભાવના પર અતિશય ભાર અને વૈજ્ઞાનિક અને શાસ્ત્રીય દૃષ્ટિનો અભાવ જણાય છે. પશ્ચિમના દેશોની પ્રગતિ શાસ્ત્રીય વિકાસને આભારી છે. આ વિકાસ પાછળ વૈજ્ઞાનિક દૃષ્ટિ અને ધમધમતું જીવન અને જોમ હતાં. આનો આવિર્ભાવ

તે દેશોની વિવિધ પ્રવૃત્તિઓ અને પ્રસ્થાનોમાં જોવા મળે છે. સાંપ્રત સમયની પરિસ્થિતિ કેવી છે? હિંદના સામાજિક જીવનમાં એવાં કોઈ સનાતન તત્ત્વો પ્રવર્તમાન છે કે જેમાંથી આપણે નવજીવન અને શકિત મેળવી શકીએ? આ સંબંધમાં તેઓ રશિયાની ક્રાંતિ પછીના નવજીવનનો દાખલો આપે છે અને સાથોસાથ ચીનની પ્રજાની જીવન્ત શકિતનો નિર્દેશ કરે છે. જો હિંદી જનતામાં આ જીવન્ત શકિત હશે તો તેનું કલ્યાણ થશે અને એ પ્રગતિ સાધી શકશે.

અહીં શ્રી નેહરુ પોતાનું દૃઢ મંતવ્ય રજૂ કરે છે: "મને હિંદી પ્રજામાં અવરોધિત સામર્થ્ય અને શકિતના અખૂટ ભંડારો ભરેલા જણાયા છે; અને મારે તેમને મુકત કરવા છે અને લોકોને ફરી યુવાન અને જીવન્ત બનાવવા છે. જે રીતે હિંદની રચના થઈ છે તે જોતા એ જગતમાં ગૌણ કે બીજા દરજ્જાનું સ્થાન લઈ શકે નહિ કાં તો તેની મહાન ગણના થશે; નહિ તો તેની અવગણના થશે. આ પર્યાયો વચ્ચેનું કોઈ સ્થાન મને આકર્ષતું નથી; તેમ જ એવું ગૌણ સ્થાન શકય પણ નથી." શ્રી નેહરુને હિંદને પુનર્જીવિત કરવાની ઝંખના છે, એટલે તેઓ હિંદની સંસ્કૃતિની પ્રણાલિકામાં રહેલાં જીવન્ત તત્ત્વોની ખોજમાં નીકળે છે.



પ્રાચીન કાળની સંસ્કૃતિનું શ્રી નેહરુ વિસ્તૃત પરિશીલન કરે છે. મોહેન્જો–દારોની સંસ્કૃતિ અને તે કાળની સમાજવ્યવસ્થા અને સર્વદેશીય પ્રગતિ તેમને આકર્ષે છે. અને વેદકાલીન સમય અને તેના સાહિત્ય વિષે એમને સંપૂર્ણ સન્માન છે. પ્રાચીન ગ્રન્થો વિષેનું એમનું મંતવ્ય સ્વાભાવિક છે. વેદની ઋચાઓ અને સૂકતોમાં તેમને ઋષિઓની કાવ્યશકિત અને કુદરતનાં સૌન્દર્ય અને ગૂઢતા અંગેની મુદ્રા મોહક જણાય છે. પરંતુ પુરાણકથાઓની



હકીકતો તેમને વાસ્તવિક નથી લાગતી.

હિંદી તત્ત્વજ્ઞાનના મુખ્ય સિદ્ધાંતો તેઓ તપાસે છે અને લાક્ષણિક રીતે "હિંદુ" શબ્દની ઉત્પત્તિ કેવી રીતે થઈ એ સમજાવે છે. હિંદુ ધર્મ અને સંસ્કૃતિની સમીક્ષા તેઓ અર્વાચીન દૃષ્ટિથી કરે છે એ નોંધવું જરૂરનું છે. શ્રી નેહરુની સમીક્ષાનું લાંબુ વિવરણ કરવાનું શક્ય નથી પરન્તુ બે-ત્રણ વિચારો એમણે દર્શાવ્યા છે તે મહત્ત્વના છે. હિંદુ સંસ્કૃતિનો પ્રધાન વિચાર "ધર્મ" છે; ધર્મની વ્યાખ્યા વિશાળ અને સમગ્ર જીવનને સ્પર્શે તેવી છે. ધર્મની ભાવનામાં ખાસ ભાર 'ફરજો' ઉપર છે; ત્યારે મુકાબલે આધુનિક સમયમાં, ખાસ કરીને લોકસત્તા ભોગવતી પ્રજાઓમાં, મુખ્ય ભાર 'હકો' પર છે. પ્રાચીન ભાવનાને અનુરૂપ સમાજ-વ્યવસ્થામાં દરેક વ્યક્તિએ પોતાનું નિયત સ્થાન લેવાનું રહ્યું છે. બીજું, ઈન્ડોઆર્યન પ્રજામાં પ્રખર વ્યક્તિત્વ-વાદને પરિણામે કેટલાંક હિતકારક અને થોડાં અનિષ્ટ તત્ત્વો ઉત્પન્ન થયાં છે. ત્રીજું, હિંદી તત્ત્વજ્ઞાન અને વિચાર-ધારા હંમેશાં આધ્યાત્મિક વિષયો પરત્વે વ્યાપૃત હોવાથી આપણે આધિભૌતિક (materialistic) બાબતો વિષે ઉદાસીનતા સેવી છે.

શ્રી નેહરુ આ બધા વિચારોની વિશદ વિવેચના કરે છે. પ્રાચીન સમયમાં હિંદના પરદેશો સાથેના વેપારી અને સાંસ્કૃતિક સંબંધો વિષેનો વિસ્તૃત ઉલ્લેખ થયો છે. ભગવાન બુદ્ધ અને મહાવીરસ્વામીના બૌદ્ધ અને જૈન ધર્મોની હિંદુ ધર્મ અને હિંદના સામાજિક જીવન પર થયેલ અસર અને પરિવર્તનની શ્રી નેહરુ નોંધ લે છે. હિંદુ ધર્મનાં સંપ્રદાયો, વહેમો, કર્મકાંડો અને રીત-રિવાજો એટલાં રૂઢ અને જડ થયેલાં હતાં કે બૌદ્ધ ધર્મ જાણે "એક તાજગીભર્યો પવનનો ઝપાટો" હોય એમ

તેમને લાગે છે. બુદ્ધ પછી મૌર્ય સામ્રાજ્યની સામાજિક અને આર્થિક પરિસ્થિતિ તેઓ તપાસે છે. પ્રાચીન સમયમાં ગ્રીસ, ઈરાન, ચીન, અને અગ્નિ-એશિયાના દેશો સાથેના હિંદના સંબંધોનું વિવરણ એમણે કર્યું છે એ ખૂબ રસપ્રદ છે.

શ્રી નેહરુને પોતાની વિચારસરણીને અનુરૂપ અને અર્વાચીન કાળને બંધ બેસતો બૌદ્ધ ધર્મ જણાય છે. બુદ્ધના નૈતિક, સામાજિક અને વ્યાવહારિક આદર્શવાદે અને બૌદ્ધ ધર્મે હિંદી લોકો પર ખૂબ પ્રભાવ પાડ્યો છે અને તેની અસર કદી ન ભૂંસાય તેવી રહી છે. હિંદુ ધર્મને મુકાબલે, બુદ્ધનું શિક્ષણ સાત્ત્વિક જીવન માટેનું સર્વદેશીય આહ્‌વાન છે. તેમાં નાત, વર્ગ કે રાષ્ટ્રની વાડાબંધીને સ્થાન નથી.

પ્રાચીન અને મધ્યકાલીન હિંદી સમાજની સ્થિતિ તપાસતાં શ્રી નેહરુને જણાય છે કે તે સમયમાં પ્રગતિના આહ્‌વાનનો અભાવ હતો. બેશક, પરિવર્તન અને સતત રૂપાંતરની જરૂર સ્વીકારાઈ હતી અને તેને પરિણામે 'સમન્વય' (synthesis)ની પ્રક્રિયા વારંવાર દૃષ્ટિગોચર થાય છે. પરન્તુ હિંદી સંસ્કૃતિનાં ઉદાત્ત તત્ત્વોને તેઓ વખાણે છે: "હિંદને લાંબા કાળ દરમિયાન જીવન્ત અને સનાતન રાખનાર કોઈ છૂપો સિદ્ધાંત અથવા આધ્યાત્મિક જ્ઞાન નથી પરન્તુ કોમળ માનવતા, વૈવિધ્યપૂર્ણ અને ક્ષમાશીલ સંસ્કૃતિ અને જીવન અને તેનાં ગૂઢ રહસ્યોની ઊંડી સમજ છે."



શ્રી નેહરુ હિંદનાં સાહિત્ય અને લલિત કલાઓની પ્રગતિ અને અમૂલ્ય વારસાની વિગતવાર સમાલોચના કરે છે. તદુપરાંત હિન્દી ગણિત અને બીજા સાંસ્કૃતિક ફાળાઓનો ઉલ્લેખ કરે છે. પરન્તુ એમના મનમાં એક પ્રશ્ન સતત રહ્યા કરે છે કે હિંદની જ્વલંત કારકિર્દી અને ઓજસ્વી અને જીવન્ત સિદ્ધિઓનો અંત કેમ આવ્યો?



કદાચ એ સજ્જડ અને રૂઢ સમાજવ્યવસ્થાને લીધે હોય. હિંદમા, એમને લાગે છે, નિષેધક વાતાવરણમાં તેની સર્જનાત્મક શક્તિનો હ્રાસ થયો અને લોકોમાં સંકુચિતતા, નાતજાતના વાડા અને પ્રાદેશિક માનસ ઘર કરી બેઠાં.

પછી તેઓ મુસલમાન હકૂમત દરમિયાન હિંદની સ્થિતિ અને રાજકીય અને સામાજિક આંદોલનો વર્ણવે છે. અને છેવટ બ્રિટિશ હકૂમત દરમિયાન છેલ્લાં દોઢસો વર્ષના ઇતિહાસનું પૃથક્કરણ કરે છે. આખરે વીસમી સદીના અનેક રાજકીય અને સામાજિક પ્રશ્નો સંબંધે પોતાના વિચારો વ્યક્ત કરે છે. આ બધાં પ્રકરણો ખૂબ રસમય અને દ્યોતક વિચારોથી ભરપૂર છે. આ ઇતિહાસ છેક "હિંદ છોડો"નો ઠરાવ પસાર થયો ત્યાં સુધીનો છે.

ફરી અહમદનગર જિલ્લામાં એમનું ઇતિહાસચિંતન શરૂ થાય છે. યુદ્ધ દરમિયાન જે બનાવો બન્યા એથી એમને પ્રતીતિ થઈ ચૂકી હતી કે પશ્ચિમના સ્વતંત્ર દેશો કોઈ જબ્બર પરિવર્તન માટે નહિ પરંતુ જૂની વ્યવસ્થા ચાલુ રાખવા માટે જ લડતા હતા. આ સ્વતંત્ર દેશોની હકૂમત તળે કેટલાયે દેશો હતા, જેમાં લોકસત્તાનો અંશ નહોતો અને જ્યાં એકહથ્થુ સત્તા જેવી ખુલ્લી સરમુખત્યારી જ પ્રવર્તતી હતી હિંદમાં ઘેરી નિરાશાનું વાતાવરણ ફેલાયું હતું અને ભવિષ્ય માટે કોઈ આશાચિહ્ન જણાતું નહોતું. આ વાતાવરણમાં શ્રી નેહરુના વિચારો હિંદના ભાવિ તરફ સ્વાભાવિક રીતે વળે છે.

હિંદી સંસ્કૃતિએ પ્રાચીન કાળથી મૂળભૂત સિદ્ધાંતો અને સર્વોપરી, સનાતન આત્માની શોધ શરૂ કરી હતી. પરંતુ આ સાધનાની પ્રક્રિયામાં જીવનનું જોમ ઘટવા માંડ્યું અને અવનતિ અને મંદતાની શરૂઆત થઈ. સમાજવ્યવસ્થા જળવાઈ રહી પરંતુ એ એટલી સજ્જડ અને

બંધિયાર હતી કે પ્રગતિ રૂંધાઈ ગઈ. જે તત્ત્વનો હિંદમાં અભાવ હતો એ પશ્ચિમના દેશોમાં ભારોભાર પ્રમાણમા હતું : પ્રગતિશીલ દષ્ટિ. પશ્ચિમે અંતિમ સિદ્ધાંતો કે સનાતન તત્ત્વોની શોધને બદલે આસપાસની બદલાતી દુનિયા પર પોતાનું લક્ષ કેન્દ્રિત કર્યું. એ કાર્યશીલ, સાહસિક, ધનસંપાદક, સત્તા અને ઐશ્વર્યનું શોધક, સાંપ્રત સમયમાં જીવતું અને પોતાના કાર્યનાં ભાવિ પરિણામો વિષે ઉદાસીન હતું.પશ્ચિમના દેશો પ્રગતિશીલ હતા અને જીવન્ત તત્ત્વોથી ભરેલા હતા એટલે તેમના જીવનમાં અતિશય જોમ હતું અને તેનો પારો વધતો જ ગયો. શ્રી નેહરુ માને છે કે હિન્દે અને ચીને પશ્ચિમના દેશો પાસેથી બોધપાઠ લેવો જોઈએ કારણ કે પશ્ચિમ પાસેથી શીખવાનું ઘણું છે અને સાંપ્રત યુગધર્મના એ દેશો સાચા પ્રતિનિધિ છે.



નથી કે ભૂતકાળના જીવન્ત અને જીવનપ્રદ તત્ત્વોને છોડી દેવાં કે ભૂલી જવાં જોઈએ. આપણા કુળને જે આદર્શોએ પ્રેરણા આપી છે તે અને જુદાજુદા યુગોમાં હિંદી પ્રજાએ જે સ્વપ્નો સેવ્યાં છે તે, ઋષિમુનિઓનું શાણપણ, આપણા પૂર્વજોની ઉલ્લાસમય શક્તિ અને જીવન અને નિસર્ગ પરનો પ્રેમ, એમનાં કુતૂહલવૃત્તિ અને માનસિક સાહસ, એમના વિચારની પ્રગલ્ભતા, સાહિત્ય, કલા અને સંસ્કૃતિનાં ક્ષેત્રોમાં એમની જ્વલંત સિદ્ધિઓ, સત્ય, સૌન્દર્ય અને સ્વાતંત્ર્ય માટે એમનો અનુરાગ, એમણે સ્થાપેલ જીવનનાં મૂળભૂત મૂલ્યો, જીવનનાં રહસ્યોનું એમનું જ્ઞાન, અન્ય લોકોના વર્તન તરફની એમની સહિષ્ણુતા, અન્ય પ્રજાઓ અને તેમની સાંસ્કૃતિક સિદ્ધિઓને પોતામાં સમાવી લેવાની અને તે સર્વનો સમન્વય સાધી વિવિધ અને સંમિલિત સંસ્કૃતિની રચના કરવાની શક્તિ– આપણે કદી ભૂલવાં જોઈએ નહિ. એટલું જ નહિ પરંતુ આપણા પ્રાચીન કુળને જે અસંખ્ય અનુભવોએ ઘડ્યું છે અને જે આપણા આંતર સ્તરોમાં સમાયેલા છે તેમને ભૂલી શકીએ નહિ. આપણા આ ઉદાત્ત વારસાને કદી ભૂલી શકીશું નહિ તેમ જ તેમાં ગૌરવ લેતાં અટકશું નહિ. જો હિંદ આ વસ્તુઓને ભૂલી જશે તો એ હિંદ રહેશે નહિ અને જેણે તેને આનંદ અને ગૌરવ આપ્યાં છે એ લુપ્ત થશે."

ફરી શ્રી નેહરુ ધર્મ અને વિજ્ઞાનના વિસંવાદનો ઉલ્લેખ કરે છે અને વૈજ્ઞાનિક પદ્ધતિ અને જ્ઞાનને વિકસાવવાનો આગ્રહ કરે છે. વિજ્ઞાનની ભાવના અને અભિગમ અને ફિલસૂફીની દૃષ્ટિથી આપણે જીવનના પ્રશ્નોનો ઉકેલ લાવવો જોઈએ. આ જ ભાગમાં શ્રી નેહરુ બીજા મહત્ત્વના વિષયોની સમીક્ષા કરે છે. આમાં ખાસ કરીને રાષ્ટ્રના વિચારનું

મહત્ત્વ, વિશ્વમાં અમેરિકા અને રશિયાનું સ્થાન, વસતીનો પ્રશ્ન અને જૂના પ્રશ્નનો અર્વાચીન ઉકેલ – આ ખાસ ગણનાપાત્ર છે. આ વિષયો પરના તેમના વિચારો એમની અર્વાચીન દૃષ્ટિ વ્યક્ત કરે છે. એમની વિચારસરણી બૌદ્ધિક, ઉદાર અને સમતોલ છે.

શ્રી નેહરુ માને છે કે આપણા યુગના સૌથી શ્રેષ્ઠ આદર્શોને સુસંગત રહીને આપણું જીવન રચવું જોઈએ. આ આદર્શો બે પ્રકારના છે: માનવતાવાદ અને વૈજ્ઞાનિક ભાવના. આ બે આદર્શો વચ્ચે સમન્વય થતાં તેમાંથી વૈજ્ઞાનિક માનવતાવાદનો જન્મ થયો છે. શ્રી નેહરુએ આ બન્ને આદર્શોને ઉન્નત સ્વરૂપમાં પોતાના જીવનમાં અને કાર્યમાં મૂર્ત કર્યા હતા.

આખરના પ્રકરણમાં ફરી તેઓ હિંદ પોતાનું સ્થાન પ્રાપ્ત કરશે એવી આશા વ્યક્ત કરે છે. સાથોસાથ તેઓ એકરાર કરે છે કે એમની પેઢી હિંદમાં તેમ જ જગતમાં વ્યથિત રહી છે. તેઓ થોડો વધુ સમય સુધી કાર્યધુરા વહી શકશે પરન્તુ એમનો કાળ પૂરો થતાં તેમના અનુગામીઓને માર્ગ આપવો પડશે. વળી તેઓ તેમનું જીવન જીવશે અને તેમની ફરજો સફરની બીજી મજલ સુધી લઈ જશે. છેવટમાં તેઓ લેનિનનું વાક્ય ટાંકે છે: "માણસનું સૌથી મોંઘું ધન જીવન છે; અને આ જીવન કેવળ એક વાર જીવવાનું હોવાથી માણસે એવી રીતે જીવવું કે કાયર અને ક્ષુદ્ર ભૂતકાલની શરમ તેને રહેંસી શકે નહિ; એવી રીતે જીવવું કે હેતુવિહીન વર્ષોની વ્યથાથી તે પીડાય નહિ; એવી રીતે જીવવું કે મૃત્યુ કાળે એ કહી શકે કે મારાં સમગ્ર જીવન અને શક્તિ જગતના પ્રથમ આદર્શને – માનવજાતની મુક્તિને – સમર્પિત થયાં હતાં." શ્રી જવાહરલાલનું સમગ્ર જીવન આ ઉદાત્ત આદર્શને અનુરૂપ હતું.



શ્રી જવાહરલાલ નેહરુએ હિંદની સરકારનું પ્રધાનપદ લીધું તે પહેલાં એમણે આપણા દેશના જીવન્ત પ્રશ્નો વિષે ચિંતન કરીને ઉકેલ શોધવા પ્રયાસ કર્યો હતો એ આપણા પરમ સદ્‌ભાગ્યની વાત હતી. પ્રધાનપદ પર સત્તર વર્ષ સુધી અવિશ્રાંત રીતે નેતૃત્વ અર્પી એમણે આપણી રાષ્ટ્રીય સરકારની નીતિના સિદ્ધાંતોનું નિરૂપણ કર્યું તેની પશ્ચાદ્‌ભૂમિકા આ ઇતિહાસચિંતનમાંથી મળી રહે છે. હિંદના સાંપ્રત સમયના ઇતિહાસકારને માટે આ બાબતો ખૂબ મહત્ત્વની છે.

આ ગ્રન્થનું વાચન પ્રેરણાદાયી, આહ્‌લાદક અને બૌદ્ધિક તૃપ્તિ આપે એવું છે. હિંદીજનોની અનેક પેઢીઓ આ ગ્રન્થમાંથી ચિરકાળ સુધી પ્રેરણા અને સામર્થ્ય મેળવશે, શ્રી જવાહરલાલ નેહરુને અર્વાચીન હિંદના ઘડવૈયા તરીકે યાદ કરશે અને તેમની અસામાન્ય પ્રતિભાને અંજલિ આપશે.



# ઇતિહાસનું રસસિંચન

**નગીનદાસ સંઘવી**

Glimpses of World History. Jawaharlal Nehru. (Asia, 1961.)

વ્યક્તિઓની માફક પુસ્તકોનું મૂલ્યાંકન કેવળ તેમની અર્થસમૃદ્ધિ પર આધાર રાખતું નથી પણ તેમના ધ્યેય અને હેતુઓની ઉદાત્તતા પર અને આ ધ્યેયપૂર્તિમાં મળેલી સફળતા પર પણ આધાર રાખતું હોય છે

એક અતિશય કાર્યરત, બહુશ્રુત અને સંસ્કારવાંછુ પિતાએ પોતાની ઉંમરલાયક થતી જતી પુત્રીના માનસ ઘડતર માટે અને જગતના મહાનુભાવો અને પ્રશ્નોનો તેને પરિચય કરાવવા માટે જગતનો ઇતિહાસ અંગત અને અનૌપચારિક પત્રો દ્વારા રજૂ કર્યો. હજારેક પાનાં આવરી લેનાર બે દળદાર પુસ્તકોરૂપે આ પત્રસંગ્રહ આજથી ત્રીસ વર્ષ પૂર્વે પ્રગટ થયો ત્યારે કેવળ ભારતમાં નહીં પણ જગતભરમાં એક પ્રકારની આશ્ચર્યસ્તબ્ધતા ફેલાઈ ગઈ હતી પત્રવ્યવહાર લાગણીઓ વ્યક્ત કરવાનું તથા વિદ્વચ્ચર્ચાનું અતિશય જાણીતું સાધન છે. પણ આ રોજિંદા અને સરળ સાધનના ઉપયોગ દ્વારા સાહજિક વાર્તાલાપની રસળતી પદ્ધતિએ માનવઇતિહાસ જેવા ક્લિષ્ટ અને કઠિન શાસ્ત્રનું જ્ઞાન આપવાનો આ અખતરો પહેલી જ વખત કરવામાં આવ્યો હતો.



આ તમામ પત્રો જેલમાંથી લખાયા, અગાઉ વાંચેલાં પુસ્તકો પરથી કરવામાં આવેલાં ટાંચણટિપ્પણના આધારે લખાયા અને કેટલીક વખત તો અતિશય વ્યગ્ર કે તંગ મનોદશામાં લખાયા. ભારેખમ વિષયની છણાવટ કરતી વખતે પણ આ પત્રોમાં કયાં જ આડંબરનું નામનિશાન દેખાતું નથી. સભાનપણે, ઊંચે આસને બેસીને, વિદ્યાર્થીને



પઢાવીને પોપટ બનાવી મૂકવા મથતા પંડિતનું આમાં કયાંય દર્શન થતું નથી. માથા કે મમતા અને વાત્સલ્યથી સ્નેહાર્દ્ર વડીલ માથાળુ હાથ ફેરવતા ફેરવતા જાતજાતની વાતો દ્વારા પોતે સિદ્ધ કરેલા સંસ્કારઅમીનું સિંચન પોતાના સંતાનમાં કરી રહ્યા હોય તેવું ચિત્ર વારંવાર આપણી નજર સામે તરવર્યા કરે છે. અહીં વિદ્વત્તા છે પણ તેનું ભારેખમ ગાંભીર્ય નથી, સંસ્કારની ઝંખના છે પણ અમુક જ પ્રકારના સંસ્કારનો આગ્રહ નથી. નેહરુનું સમત્વ, ધૈર્ય, વ્યક્તિ અને સમાજજીવનનાં વિવિધ પાસાંઓ અને પ્રશ્નો અંગેનો ઉત્કટ રસ, વિજેતાઓ અને યુદ્ધખોરી પ્રત્યેનો તિરસ્કાર, હરકોઈ પ્રકારનાં જુલમ, શોષણ કે આપખુદી સામેની ઉગ્ર ચીડ, અને દલિતપીડિત લોકો પ્રત્યેની તેમની હમદર્દી – ટૂંકમાં નેહરુનું સમગ્ર વ્યક્તિત્વ આ ઈતિહાસ-પત્રોમાં સ્ફુટ બની રહે છે. ભાષાનો પ્રવાહ ગંગાના પ્રવાહ જેવો સરળ અને આવેગમય છે અને વધારે પડતા અઘરા કે શાસ્ત્રીય શબ્દોને અળગા રાખવામાં આવ્યા છે. વર્ણનો, દાખલાઓ અને ચરિત્રનિરૂપણો એટલાં હુબહુ છે કે વાંચનાર પોતાના વિષય સાથે તાદાત્મ્ય અનુભવ્યા સિવાય રહી શકે નહીં.

મહાભારત જેવા દળદાર અને સર્વવ્યાપી આ ગ્રન્થની અર્થસામગ્રી મૂલવતાં લક્ષમાં રાખવું જોઈએ કે આ માનવ-ઈતિહાસનો વર્ણનગ્રંથ છે, વિશ્લેષણગ્રંથ નથી, અને તેથી ઐતિહાસિક હકીકતોની મૂલવણી કરીને શાસ્ત્રીય સિદ્ધાંતો તારવવાનો દાર્શનિક પ્રયાસ અહીં કરવામાં આવ્યો નથી. સ્પેન્ગલર કે ટૉઈન્બીના કાર્યક્ષેત્ર અને ઉદ્દેશો સાથે આની સરખામણી કરી શકાય નહીં.

વળી આ પુસ્તક ઈતિહાસનું પાઠ્યપુસ્તક નથી અને ઈતિહાસની તમામ હકીકતોનું વિગતવાર જ્ઞાન આપવું એ તેનો હેતુ પણ નથી. પોતાના વાચકને ઈતિહાસરસજ્ઞ

બનાવવાનો લેખકનો હેતુ હોવાથી તેની પદ્ધતિમાં, વસ્તુવિધાનમાં અને લખાવટમાં ઈતિહાસના સમગ્ર પ્રવાહનું આકલન કરવાનો અગર તો ઈતિહાસકારની નિર્મમ તટસ્થ બુદ્ધિએ તમામ હકીકતોનું સંકલન કરીને તેનું વિશ્લેષણ કરવાનો પ્રયત્ન પણ કરવામાં આવ્યો નથી. શ્રી નેહરુએ ધંધાદારી ઈતિહાસકાર હોવાનો દાવો કદાપિ કર્યો નથી. તેથી આ પુસ્તકની ઇતિહાસગ્રંથ તરીકે મૂલવણી કરવી એ ગ્રંથ અને ગ્રંથકાર બન્નેને અન્યાય કરવા જેવું છે. વિષયની ગોઠવણી વ્યવસ્થિત નથી, વિગતોની સૂક્ષ્મ છણાવટ દેખાતી નથી અને જુદાજુદા, કાળ, પ્રદેશ તથા વિષયોમાં આડી-અવળી સંક્રાંતિ સતત થયા જ કરે છે. હકીકતોના મહત્ત્વ પ્રમાણે નહીં, પણ યુવાન માનસને ઉત્તેજના અને પ્રેરણા મળે તે રીતે પ્રસગોની પસંદગી અને ગૂથણી કરવામાં આવી છે. આજના જગતને સમજાવવાની ઈચ્છાને કારણે ભૂતકાળમા અતિ મહત્ત્વનાં પણ આજે ખાસ ઉપયોગી ન ગણાય તેવાં પ્રસગો અને સસ્થાઓનો માત્ર અછડતો ઉલ્લેખ કરવામાં આવ્યો છે અગર તો તેમને પડતાં મૂકવામાં આવ્યાં છે. આ ઈતિહાસદર્શન ભારતીય પીઠિકા પરથી કરવામાં આવ્યું હોવાથી અહલ્યાબાઈ જેવી કેટલીક બિન-મહત્ત્વની વ્યક્તિઓ પણ આમાં ઘૂસી આવી છે. પાચ વર્ષના ગાળામાં છૂટક છૂટક લખાયેલા આ પત્રોમા વિષય કે ભાવનાઓની સળંગસૂત્રતા સ્વાભાવિક રીતે જ જળવાઈ નથી તેનાથી આ પુસ્તકમાં જેમ કેટલીક નબળાઈ પેઠી છે તેમ કેટલીક રીતે તેની આકર્ષકતા વધી પણ છે. આ અવ્યવસ્થિત પરિભ્રમણને કારણે જ નેહરુ અનેક પ્રદેશો અને વિષયને આવરી લઈ શક્યા છે અને તેમની સરખામણીએ અન્ય ઈતિહાસકારોની વ્યાપ્તિ અતિશય સાંકડી દેખાય છે.



આ પત્રો લખાયા એ અરસામાં નેહરુના વિચારો,



ભાષા અને રાજકીય વલણ પર માર્ક્સવાદનો જબરજસ્ત પ્રભાવ હતો (એ પ્રભાવ ક્રમશઃ ઘટતો ગયો હોવા છતાં પણ તેની કેટલીક અસર તો તેમના માનસપટ પર કાયમની જડાઈ ગઈ). તેથી ઇતિહાસનિરૂપણના આ ગ્રંથમાં માર્ક્સવાદીનું વિશ્લેષણ જોવાની અપેક્ષા સામાન્ય રીતે રાખી શકાય. પણ આ અપેક્ષા ફળતી નથી. કથાપ્રવાહમાં ઐતિહાસિક ભૌતિકવાદ (ડાયલેકટિકલ મટીરિયલિઝમ) ની છાંટ જવલ્લે જ દેખાય છે. આમજનતા પ્રત્યેની હમદર્દી અને તેમનું શોષણ કરનાર વર્ગ પ્રત્યેનો રોષ સર્વત્ર નજરે ચડતાં હોવા છતાં આર્થિક પરિબળોના આધારે ઇતિહાસનું ઘડતર થતું દાખવવાનો પ્રયાસ તેમણે કર્યો નથી. ઊલટું એમ કહી શકાય કે આર્થિક, સામાજિક તથા સાંસ્કૃતિક બાબતો પર ઠીકઠીક લક્ષ આપવા છતાં પણ તેમની નજર મુખ્યત્વે તો રાજકીય ફેરફારો પર ચોટેલી છે. નેહરુનું માનસ ક્રાંતિકારી અને ઉદ્દામ હોવાને કારણે કોઈ પણ પ્રકારના ધાર્મિક કે બૌદ્ધિક સંપ્રદાય કે વાદને તે સહન કરી શકે તેવું નથી. પોતાના સમગ્ર જીવનમાં અને આ ગ્રંથમાં પણ નેહરુએ અનેકવિધ વિચારધારાઓ અને દૃષ્ટિબિંદુઓનો સમન્વય સાધવાની સતત કોશિશ કર્યા કરી છે તેથી તેમનું વલણ હંમેશાં સારગ્રાહી (એલેકટિક) રહ્યું છે. આ સારગ્રાહી દૃષ્ટિને કારણે જગતના પ્રવાહોનું તેમનું દર્શન તાજગીભર્યું અને ચોટદાર બન્યું છે.

આ પુસ્તકમાં બે ફેરફારો કરવા જેવા છે. આ બંને ફેરફારો નેહરુ પોતે જ સારી રીતે કરી શકયા હોત અને કદાચ એમને ફુરસદ મળી હોત તો તેમણે એ કર્યા પણ હોત. પહેલું તો તેમણે પ્રસ્તાવનામાં વ્યક્ત કરેલી ઇચ્છા પ્રમાણે આ પુસ્તકને કોઈ વ્યવસાયી અને અધિકારી ઇતિહાસવિદ્‌ની નજર તળેથી પસાર કરવું જોઈએ. બીજું એ

કે શ્રી નેહરુએ જે પુસ્તકોને આધારે આ મહાગ્રંથ લખ્યો છે તેમાંથી જેટલાં મળી શકે તેટલાં પુસ્તકોની સૂચી આપવામાં આવે તો ઇતિહાસના આ અનુત્તમ પ્રવેશગ્રંથની ઉપયોગિતા વધશે અને નેહરુની વિશાળ અને તલસ્પર્શી અભ્યાસવૃત્તિનો નક્કર પુરાવો પણ મળશે.



# નહેરુના ગુણદોષ વિષે મંતવ્યો

સુભાષ ચંદ્ર સરકાર

**A STUDY OF NEHRU.** Ed. Rafiq Zakaria. (Book centre, 1959)

જવાહરલાલ નેહરુ લગભગ ચાળીસ વર્ષ ભારતના તખતા પર મોખરે રહ્યા. તેઓ સ્વાતંત્ર્યઆંદોલનમાં જોડાયા ત્યારથી જ અગ્રણી રાજકીય નેતા બની ગયા. એટલું જ નહીં, ત્યારથી તેઓ જનતાના લાડીલા નેતા બન્યા અને મૃત્યુપર્યંત જનતાના લાડીલા જ રહ્યા. તેમણે યુવાન અને વૃદ્ધ સૌનાં હૃદય જીતી લીધાં હતાં. એક બાજુ તેમને વૃદ્ધો તરફથી સ્વયંભૂ ટેકો મળતો ગયો અને બીજી બાજુ તેઓ યુવાનો માટે પ્રેરણારૂપ બનતા ગયા. ગાંધીજી અને નેહરુ વચ્ચે ગંભીર મતભેદો પ્રવર્તતા હતા છતાં, ગાંધીજીએ તેમને 'ભારતનું રત્ન' કહી બિરદાવ્યા હતા અને પોતાના 'વારસ' તરીકે જાહેર કર્યા હતા. કવિવર ટાગોરે નેહરુને અમર યુવાન તરીકે બિરદાવ્યા હતા.

સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી ભારતનાં જીવન તેમ જ સાહિત્યનાં સર્વ પાસાં પર નેહરુની પ્રતિભાની અસર પડી છે. આર્થિક વિકાસ માટેની યોજનાઓના તેમ જ વિદેશનીતિના ઘડતરમાં અને ભારતના લોકોનું રાજકીય જીવન નિશ્ચિત કરવામાં નેહરુ જ પ્રત્યક્ષપણે યશના અધિકાર છે. ભારતને જે સ્વરૂપે સ્વાતંત્ર્ય મળ્યું તે સ્વરૂપના મુખ્ય પુરસ્કર્તાઓમાં નેહરુનો પણ સમાવેશ થાય છે. તેમ છતાં, બ્રિટિશ સરકાર અને પ્રજામાં લોકપ્રિયતા જાળવી રાખવામાં તેઓ સમર્થ નીવડ્યા હતા તે નોંધપાત્ર છે. જીવનનાં સર્વ ક્ષેત્રો લક્ષમાં લેતાં નેહરુને તેમના સમકાલીન નેતાઓમાં શ્રેષ્ઠ વિશ્વમાનવ ગણી શકાય. ધર્મ, સાહિત્ય કે સંસ્કારના ક્ષેત્રે પ્રજા પ્રજા વચ્ચેની કોઈ પણ પણ દીવાલ તેમને સ્વીકાર્ય નહોતી તેથી તેમને માટે વિશ્વવ્યાપી આકર્ષણ હોય એમાં કંઈ નવાઈ નથી.





'એ સ્ટડી ઑફ નેહરુ'માં વિશ્વના જુદા જુદા દેશોની જાણીતી ૬૫ વ્યક્તિઓએ નેહરુના વ્યક્તિત્વનાં વિવિધ પાસાંને આવરી લઈ લખેલા લેખોનો સમાવેશ થયો છે. આ અગ્રણી વ્યક્તિઓમાં મુત્સદ્દીઓ, રાજપુરુષો, સંસદ-સભ્યો, જાહેર કાર્યકરો, સાહિત્યકારો, વકીલો, પત્રકારો, વેપારીઓ, જુદાજુદા દેશના વડાઓ, કેળવણીકારો, ફિલસૂફો અને લશ્કરી પુરુષોનો સમાવેશ થાય છે. પોતાના દેશબાંધવો ઉપરાંત અન્ય દેશના નેતાઓ પર પણ નેહરુની કેવી છાપ હતી તે આ લેખો પરથી જણાઈ આવે છે.

નેહરુના જીવનકાળ દરમિયાન જ આ લખાણો લખાયાં હતાં અને પ્રસિદ્ધ થયાં હતાં તે ધ્યાનમાં લેવું જોઈએ. નેહરુના અવસાન બાદ લખાણો જુદી રીતે લખાયાં હોત એમ માની શકાય, પરંતુ સાધારણ રીતે તેમાં કોઈ મૂળભૂત ફરક ન પડત. આ લખાણોમાં સામાન્ય રીતે દરેક લેખકના દૃષ્ટિબિંદુથી નેહરુનું મૂલ્યાંકન થયું છે એમ સરળતાથી આપણે કહી શકીએ.

આ પુસ્તકમાં વિદેશી વ્યક્તિઓના લેખોની સંખ્યા માતબર છે. ગણનાપાત્ર લેખકોમાં ટીટો, નાસર, એન્ક્રુમા, લી કુઆન યુ, ઍડલાઈ સ્ટિવન્સન અને લૉર્ડ એટલીનાં નામ ગણાવી શકાય.

ટીટોએ તેમના લેખમાં જણાવ્યું છે :

"જ્યારેજ્યારે હું નેહરુને મળ્યો છું ત્યારેત્યારે તેમના ચારિત્ર્યબળથી, તેમના આત્મબળથી, સમસ્યાઓ ઉકેલવા માટેની તેમની સૂઝથી, તેમની આકર્ષક રીતભાત અને અંગત સંપર્કો માટેની તત્પરતાથી હું અત્યંત પ્રભાવિત થયો છું. મેં તેમનામાં જીવનની વાસ્તવિકતાઓ સામે નીડરતાપૂર્વક મુકાબલો કરનાર, મુશ્કેલીઓથી હારી ન જનાર, સમસ્યાઓ પ્રત્યે કોઈ જડ વલણ ન દાખવનાર, ભ્રમરહિત માનવીનાં

દર્શન કર્યાં છે. મુશ્કેલીઓ હાથ ધરવામાં અને તેને પાર પાડવામાં તેઓ તત્પર, નીડર અને વાસ્તવિક બને છે. તેમનાં પ્રકૃતિપ્રેમ, માનવતા તથા કુટુંબભક્તિથી પણ હું અત્યંત પ્રભાવિત થયો છું." (પૃ. ૮૦)

શાંતિ અને શાંતિલક્ષી આંતરરાષ્ટ્રીય નીતિના એક લડવૈયા તરીકે તેમ જ આંતરિક પ્રગતિની નીતિ અંગે મહાન ભારતની પ્રજાની બહુમતીનો ટેકો પ્રાપ્ત કરવા બદલ ટીટો નેહરુની ખાસ પ્રશંસા કરે છે.

સંયુક્ત આરબ પ્રજાસત્તાકના પ્રમુખ જમાલ અબ્દેલ નાસર લખે છે:

"જવાહરલાલ નેહરુ વિશે લખતાં કોઈ પણ લખનારને આનંદ થાય. સંસ્થાનવાદ અને તેના વારસાની ઉપેક્ષા કરીને નેહરુ તેમની નિકટના વિશ્વને – એશિયા અને આફ્રિકાને – સંસ્થાનવાદમાંથી મુક્તિ મેળવવામાં ટેકો આપી શક્યા છે અને એશિયા અને આફ્રિકાની પાર વસતી પ્રજાઓ વિષે પણ તેઓ ઊંડી સમજ દાખવી શક્યા છે." (પૃ. ૮૨)

પ્રમુખ નાસરના મત પ્રમાણે વિશ્વની પ્રજા પ્રત્યે એશિયા અને આફ્રિકાની પ્રજાની લાગણી અને એશિયા ને આફ્રિકાની પ્રજા પ્રત્યે વિશ્વની પ્રજાની લાગણી સર્જવામાં તેમનો મહત્ત્વનો ફાળો છે.



ઘાનાના પ્રમુખ એન્ક્રુમાને ઘણાં વર્ષોથી નેહરુ માટે માન છે. કારણ, તેઓ માને છે કે નેહરુ "ધ્યેયલક્ષી, હિંમતવાન અને નિશ્ચયબળ ધરાવતા પુરુષ છે. ભારતના હિત કાજે તેમણે નિષ્ઠાપૂર્વક પોતાનું સમપર્ણ કર્યું છે." (પૃ. ૯૩)

સિંગાપુરના વડા પ્રધાન લી કુઆન યુ લખે છે કે નેહરુનું મૂલ્યાંકન કરવા બે દષ્ટિએ વિચાર કરવો પડે છે. જૂની વ્યવસ્થાને ફગાવી દેવામાં અને તેને સ્થાને સારી નવી



વ્યવસ્થા સ્થાપવામાં તેઓ કેટલે અંશે સફળ થયા તે જોવું જોઈએ.

તેઓ લખે છે:

"સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી તેઓ લગભગ ૧૩ વર્ષ સુધી સત્તા પર રહ્યા છે છતાં તેમની પ્રતિષ્ઠા ઓસરી ગઈ છે એમ કોઈ પણ કહી શકે તેમ નથી. એક ક્રાન્તિકારી પુરુષ માટે મોટામાં મોટી અંજલિ આપી શકાય તો તે આ જ છે. આપણે ભૂલવું ન જોઈએ કે ભારત સ્વતંત્ર થયા પછી અને સ્વતંત્ર ભારતના પ્રથમ વડા પ્રધાન બન્યા પછી તેમને આદર મળ્યો છે તે ઉપરાંત તેઓ એશિયાના એક મહાન ક્રાંતિકારી હતા અને હજી છે." (પૃ. ૯૬)

અમેરિકન મુત્સદ્દી ઍડલાઈ ઈ. સ્ટિવન્સનને મતે "જાહેર કાર્યકરને નેહરુ સિવાય અન્ય કોઈ પ્રમાણભૂત માર્ગદર્શક ન સાંપડી શકે. પ્રામાણિકપણું, દેશપ્રેમ, જનતામાં શ્રદ્ધા, પ્રજાની સેવા કરવા માટેનો ઉત્સાહ, દીર્ઘદૃષ્ટિ – તેમના આ બધા ગુણો તેમના પ્રત્યે આપણામાં માન જન્માવે છે." (પૃ. ૧૧૧)

બ્રિટિશ પ્રજા હિંદ છોડી ચાલી ગઈ ત્યારે ગ્રેટ બ્રિટનના વડા પ્રધાનનું પદ સંભાળનાર લૉર્ડ એટલી નેહરુમાં "પૂર્વ અને પશ્ચિમના વિચારોનો સમન્વય" જુએ છે. કારણ, તેઓ માને છે કે નેહરુ પૂર્વ અને પશ્ચિમ બંનેના વિચારો સમજે છે. લૉર્ડ એટલીના મત પ્રમાણે લોકશાહી અને સામ્રાજ્યશાહી વિશ્વ વચ્ચેની સ્પર્ધામાંથી "ભારત સ્વાતંત્ર્ય, લોકશાહી અને કાનૂની શાસનના અગ્રણી દેશ તરીકે" મુક્ત રહ્યું છે તે માટે તે મુખ્યત્વે નેહરુનું ઋણી છે.

વિદેશી નેતાઓએ નેહરુની સિદ્ધિ વિશે રજૂ કરેલાં મંતવ્યો સાથે આપણા ઘણા દેશબાંધવો સહમત નથી. ખાસ કરીને દેશની આંતરિક બાબતમાં તેઓ સંમત નથી. ઈ.

એમ. એસ. નામ્બુદ્રિપાદનો લેખ દર્શાવે છે તેમ, નવા સ્વતંત્ર થયેલા પણ અલ્પવિકસિત દેશોના નેતાઓએ દર્શાવેલા મધ્ય-કાલીનપણાની, પ્રત્યાઘાતીપણાની અને વૈચારિક પછાત-પણાની તુલનામાં નેહરુએ આપેલો નિશ્ચયાત્મક ફાળો ભારતીય વિવેચકોના ખ્યાલ બહાર નથી.

સામ્યવાદી નેતા નામ્બુદ્રિપાદ નેહરુનો ક્રિયાત્મક ફાળો તેમની આંતરરાષ્ટ્રીય ભૂમિકાને આધારે મૂલવે છે. આપણે જોયું તેમ વિદેશી લેખકો નેહરુની પરદેશનીતિનો ઉલ્લેખ કરે તે સ્વાભાવિક છે. છતાં, એ નોંધવું જોઈએ કે તેમાંના ઘણા લેખકો નેહરુની આંતરિક નીતિની અગત્ય વિશે પણ વાકેફ હતા. આની સામે ભારતીય લેખક નેહરુની પરદેશ-નીતિને લક્ષમાં રાખીને જ તેનું મૂલ્યાંકન કરે તે અવશ્ય અસાધારણ વાત લાગે. પરંતુ નામ્બુદ્રિપાદ તેમ જ કરે છે. અલબત્ત, નેહરુએ પંચવર્ષીય યોજનાઓના ઘડતરમાં, ભારતની બિનસાંપ્રદાયિકતામા અને વહેમ તેમ જ રૂઢિઓના નિવારણમાં આપેલા ફાળાનો તેઓ ઉલ્લેખ જરૂર કરે છે, તેમ છતાં તેમની આંતરિક નીતિની ઘણી ટીકા કરે છે. નામ્બુદ્રિપાદ લખે છે:



"વડા પ્રધાનના છેલ્લાં બાર વર્ષના શાસનને ભારે સફળતા મળી છે એમ સ્વીકારવું ભૂલભરેલું છે. બીજી બાજુ, યથાર્થ ઐતિહાસિક દૃષ્ટિકોણથી છેલ્લાં બાર વર્ષનું સરવૈયું કાઢીએ તો કબૂલ કરવું પડશે કે વડા પ્રધાને નિર્દેશેલા માર્ગ પર જેમજેમ દેશ કૂચ કરી રહ્યો છે તેમતેમ તેમણે અને આપણે નકકી કરેલાં ધ્યેયોથી તે દૂર જઈ રહ્યો છે." (પૃ. ૨૨૩)

આયોજનનો વિરોધ કરતા અને બીજા છેડાનો રાજકીય મત ધરાવતા એ. ડી. શ્રોફ પણ એવું મંતવ્ય વ્યક્ત કરે છે:

"નેહરુની પ્રશંસા લખવી અશક્ય છે; ખાસ કરીને



સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછીની તેમની આંતરિક નીતિની બાબતમાં."

શ્રોફ આર્થિક વિકાસના ધ્યેયો વિશે નેહરુ સાથે સંમત છે. છતાં, તેઓ આવું મંતવ્ય વ્યક્ત કરે છે: "નેહરુ સરકારે અપનાવેલી નીતિઓ અને એ નીતિઓના અમલ માટે ભરાયેલાં પગલાં ધ્યેયથી ઘણાં વેગળાં છે." (પૃ. ૨૮૭)

નામ્બુદ્રિપાદથી ભિન્ન મત દર્શાવતા શ્રોફ નેહરુની સામાજિક વિચારસરણીની નિષ્ફળતાનો ઉલ્લેખ કરે છે. તેઓ માને છે કે "નેહરુએ ૧૯૩૬માં જે સમાજવાદની હિમાયત કરી હતી તે સમાજવાદ સદંતર અસ્વીકાર્ય ન બન્યો હોય તોપણ વ્યવહારમાં તેનું એવું રૂપાંતર થયું છે કે તે સમાજવાદ તરીકે ઓળખાય પણ નહિ." (પૃ. ૨૮૯)

નામ્બુદ્રિપાદ સદંતર ઉદ્દામ મન્તવ્ય (સામ્યવાદી પક્ષનું) રજૂ કરે છે, જ્યારે શ્રોફ સદંતર વિનીત મન્તવ્ય (સ્વતંત્ર પક્ષનું) રજૂ કરે છે. તેથી તેમની ટીકાઓ અત્યુક્તિભરી લેખી કોઈ તેનો અસ્વીકાર પણ કરે. પરંતુ સ્વસ્થ મન્તવ્ય ધરાવનાર વ્યક્તિઓએ પણ આવી ટીકાઓનું પ્રતિબિંબ પાડ્યું છે.

સત્તા પર દસ વર્ષ રહ્યા પછી નેહરુની પ્રતિભાનો જાદુ ઓસરવા માંડ્યો છે એવું વિધાન અશોક મહેતાએ કર્યું છે. તેમનો લેખ પ્રગટ થયા પછી તેઓ આયોજનપંચના નાયબ અધ્યક્ષ નિમાયા છે. અશોક મહેતાએ તેમના લેખમાં એવો મત દર્શાવ્યો છે કે આર્થિક બાબતો પરત્વે નેહરુનાં મન્તવ્યો સામાન્ય રીતે અનિશ્ચિત છે. તેઓ લખે છે:

"અલ્પવિકસિત દેશની પ્રગતિ અમુક તબક્કે વ્યવસ્થાના પ્રયાસો પર નિર્ભર રહે છે. આ બાબતમાં નેહરુ વિશેષ નિર્બળ છે. દેશને પોતાના આદર્શોની નિકટ લાવ્યા પછી તેમના ભ્રમ ભાંગતા જાય છે. તેનું કારણ એ છે કે વ્યવસ્થાનાં કાર્યો માટે પોતે પૂરતી શક્તિ ધરાવતા નથી એમ

તેમને જણાય છે. ઉપદેશ નહીં પણ વ્યવસ્થા જ મૂડીનું સ્થાન લઈ શકે છે એવો પાઠ શીખવો ભારતવાસીઓને માટે સહેલો નથી, અને નેહરુ આ દૃષ્ટિએ ખરેખર ભારતવાસી છે." (પૃ. ૨૯૬)

બીજા સામ્યવાદી નેતા અંગે એમ માને છે કે નેહરુના નેતૃત્વ હેઠળ હાથ ધરાયેલ યોજનાઓથી રાષ્ટ્રે કોઈ પ્રગતિ સાધી નથી. તેઓ લખે છે :

"બેંકોના નિયોજકો, ઉદ્યોગપતિઓ, વિદેશી વેપારી કંપનીઓ અને જમીનદારો આયોજિત અર્થતંત્ર પાછળનાં ચાલક બળો ન હોઈ શકે; પરંતુ આ જ બળોનો અર્થતંત્ર પર અંકુશ છે. તેઓ જ સરકારમાં છે અથવા તેના સૂત્રધારો છે. ગર્ભશ્રીમંત અને ખાનગી મૂડીના વાતાવરણમાં ઊછરેલા માણસો મૂડીવાદને અને તેના નફાને તથા તેની સત્તાને દૂર કરે એવી અપેક્ષા કોણ રાખી શકે? પ્રત્યેક ઉત્પાદનપ્રવૃત્તિમાંથી તેઓ નફો ખેંચી લે છે અને વાસ્તવમાં જે લોકો ઉત્પાદન કરે છે તેમને – કારખાનાંના કામદારો અને ખેડૂતોને – થોડું જ આપે છે. અવારનવાર આવતી આર્થિક કટોકટીનું કારણ આ જ છે. કેઈન્સ પણ આ વસ્તુ સમજ્યા છે, છતાં તેનો ઉપાય કરી શક્યા નથી; કારણ, આનો ઉપાય એ જ છે કે ખાનગી મૂડીવાદીઓ પાસેથી ઉત્પાદનનાં સાધનો લઈ લેવાં. આર્થિક ક્ષેત્રે નેહરુના શિષ્યો આપણા અર્થતંત્રને કેઈન્સના સિદ્ધાન્તો લાગુ પાડી રહ્યા છે. આ નેતાઓ એમ જણાવે છે કે પ્રસંગોપાત્ત આર્થિક કટોકટી અને બેકારી આવતી જ રહેશે. માનવતાવાદી અને ઉદારમતવાદી નેહરુ આવાં નિરાશાવાદી મન્તવ્યો સાથે સંમત થતા નથી. પરંતુ કેઈન્સની વિચારસરણી કે જાહેર અને ખાનગી બન્ને સાહસોની હિમાયત કરતી ઇંગ્લૅંડની ઉદાર લોકશાહી કરતાં વધુ સારી રીતે યોજનાઓનો અમલ કરવાનો તેમની.





પાસે બીજો કોઈ ઉપાય નથી. જાહેર ક્ષેત્ર તો મોટા મૂડીદારોને મોટાં રોકાણો કે ખોટની ચિંતામાંથી મુક્ત કરવાનું જ કામ કરે છે" (પૃ. ૩૦૨-૩૦૩)

નેહરુએ વર્ગો અને વર્ગભેદો સ્વીકાર્યા છે; પણ પોતે વર્ગો વચ્ચે સંવાદ સ્થાપી શકશે એમ તેઓ ધારે છે. ડાંગે આ અંગે નેહરુની ટીકા કરતાં લખે છે: "નહેરુ કાળનું પરિબળ ભૂલી જાય છે." (પૃ. ૩૦૩)

આયોજનપંચના સભ્ય અને અર્થશાસ્ત્રી ડૉ. વી. કે. આર. વી. રાવ લખે છે: "સમાજવાદના સાચા અર્થમાં નેહરુને સમાજવાદી ન ગણાવી શકાય." ભારતના આર્થિક ક્ષેત્રે વિચાર અને વ્યવહાર વચ્ચે પ્રવર્તતા વિરોધનું કારણ નેહરુના મનમાં વ્યવહારવાદ અને આદર્શવાદ વચ્ચે ચાલતું દ્વંદ્વયુદ્ધ છે એમ ડૉ. રાવ માને છે. ડૉ. રાવ લખે છે:

"વિદેશનીતિ પરત્વે નેહરુ જે નિશ્ચિતતા દર્શાવે છે તે ગૃહનીતિ પરત્વે દર્શાવી શકતા નથી. આ તેમની ઊણપ છે" (પૃ. ૩૦૮)

જોકે આ સંગ્રહના બીજા લેખકો નેહરુની વિદેશનીતિ પરત્વેના આ મૂલ્યાંકન સાથે સંમત થતા નથી.

પુસ્તક વાંચતાં આશ્ચર્ય એ વાતનું થાય છે કે નેહરુના ગુણો પરત્વે લેખકોમાં ઝાઝી એકમતી પ્રવર્તતી નથી. એક બાજુ શ્રોફ નેહરુના એકહથ્થુપણાની અને લોકશાહી વ્યક્તિના આવશ્યક ગુણો (દા. ત. સામેની વ્યક્તિનાં મંતવ્યો પ્રત્યે સહિષ્ણુતા દાખવવી) ની તેમનામાં રહેલી ઊણપની ટીકા કરે છે; જ્યારે બીજી બાજુ, બીજા નેતાઓ તેમના લોકશાહી વલણની પ્રશંસા કરે છે

આયોજનસંસ્થાના સભ્ય અને યોજનાપંચના વર્ષોમાં નેહરુના નિકટવર્તી સાથી તરીકે રહેલા પ્રૉ. પી. સી. મહાલનોબિસ લખે છે:

"આયોજન પરત્વેનું નેહરુનું વલણ કદાચ મધ્યમમાર્ગી કહી શકાય. તેમનું એ વલણ રાજકીય અને આર્થિક લોકશાહીના સમન્વય દ્વારા ઝડપભેર આર્થિક પ્રગતિ સાધવાનો પ્રયાસ છે. તેમને સમજાવટમાં પારાવાર શ્રદ્ધા છે. આ શ્રદ્ધા તેમની લોકશાહી દૃષ્ટિમાંથી ઉદ્‌ભવી છે."

તેઓ આગળ લખે છે: "ચર્ચાઓ દરમિયાન પણ તેઓ સામેની વ્યક્તિઓના મન્તવ્યો સમજવાનો અને મૂલવવાનો પ્રયાસ કરે છે. મહત્ત્વની બાબતોમાં તેઓ હમેશાં સંમતિપૂર્વકનો ઉકેલ લાવવાનો પ્રયત્ન કરે છે. મતભેદો પ્રવર્તે છે ત્યારે તેઓ સભા મોકૂફ રાખે છે અને જલદી નિર્ણય પર પહોંચવાને બદલે બીજે દિવસે ચર્ચા શરૂ કરે છે. કેટલીક વાર તો તેઓ શૈક્ષણિક પ્રક્રિયાઓને ઉચ્ચ મહત્ત્વની ગણતા હોય એટલે કે નિર્ણય કરતાં વિચારમેળની વધુ અમન્ય આંકતા હોય એમ લાગે છે." (પૃ. ૩૧૭)

રાજકીય દૃષ્ટિએ નેહરુથી વિરોધી પ્રણાલી ધરાવના એક જાણીતા ધારાશાસ્ત્રી, પ્રૉ. મહાલનોબિસના આ [illegible] સમર્થન આપે છે. ઘણાં વર્ષ સુધી હિન્દુ મહાસભાના પ્રમુખપદે રહેલા અગ્રણી વકીલ તેમ જ સંસદના [illegible] અગ્રણી સભ્ય એન. સી. ચેટરજી લખે છે:



"નેહરુમાં પ્રજાના વિચારો, [illegible] અને [illegible] જ નહીં, પણ મિજાજને પણ [illegible] છે. તેમને ભારતના સ્વાતંત્ર્ય[illegible] બનાવનાર તેમ જ સ્વતંત્ર ભારતના [illegible] બનાવનાર તેમનાં આશ્ચર્યજનક [illegible] અને [illegible] નહીં, પણ તેમનામાં રહેલી કોઈ [illegible] છે." (પૃ. ૨૦૩)

ચેટરજી [illegible] છે:

"વિધાનસભા, [illegible] સભાના મિજાજને [illegible]



ભારતવાસી પિછાણી નહિ શકે. વળી, પરસ્પર મેળ વિનાની અને વિભિન્ન ગુણો ધરાવતી વ્યક્તિઓના સમુદાયનાં મન અને હૃદય સાથે કામ લેવાની અનન્ય શક્તિ તેઓ ધરાવે છે. તેઓ હંમેશ તેમની આંગળી પ્રજાની નાડી પર રાખે છે." (પૃ. ૨૦૭-૨૦૮)

વર્ગવિગ્રહની બાબતમાં હ્યુગ નેહરુની ટીકા કરે છે જ્યારે બીજા લેખકો તેમની પ્રશંસા કરે છે. પુસ્તકના અન્ય લેખકોનાં લખાણોમાંથી વધુ વિરોધી મંતવ્યો ટાંકી શકાય તેમ છે.

ભારતમાં નેહરુના ટીકાકારો જ છે એમ માનવું ભૂલભરેલું છે. આપણે જેમનાં મંતવ્યો ટાક્યાં તેઓ અને વિરોધપક્ષના અન્ય સભ્યો પણ નેહરુના જુદાજુદા ગુણોની ઘણી પ્રશંસા કરે છે. કૉંગ્રેસ પક્ષના સભ્યો અને નેહરુના અન્ય સાથીદારો તેમના વ્યક્તિત્વની અને તેમની નીતિની પ્રશસા કરે તે તો સ્વાભાવિક છે.

નેહરુના સામાન્ય નેતૃત્વ હેઠળ સતત પાંચ વર્ષ કૉંગ્રેસનું પ્રમુખપદ સંભાળનાર ઉછરંગરાય ઢેબરને મતે 'નેહરુ એક વ્યક્તિ નથી પણ સદા ઊગતી, વિકસતી સંસ્થા છે. જે વિશાળ ઉપખંડનું સુકાન તેઓ સંભાળે છે તે ઉપખંડની તમામ ઘટનાઓ પર તેઓ અસર કરે છે અને તેમના અસંખ્ય દેશબાંધવોનાં જીવન પર તેઓ પ્રભાવ પાડે છે." (પૃ. ૨૭૭)

નેહરુની કાર્યપદ્ધતિ "ભારતના લોકશાહી માળખામાં સમાજવાદી નીતિની સફળ કામગીરીમાં ફાળો આપનારી" ગણાવી ઢેબર કહે છે :

"નેહરુની કાર્યપદ્ધતિ સાદી છે. તેઓ સૌથી પહેલાં મહત્ત્વની બાબતોનાં ધ્યેયો નક્કી કરી તે પર સંમતિ સાધે છે અને પછી બધી જ વિગતો અંગે બધાની સંમતિ ન હોઈ શકે એનો ખ્યાલ રાખી સર્વમાન્ય દરખાસ્તોનો અમલ

કરવા આગળ ધપે છે. જ્યાં સુધી મૂળભૂત ભાવના જળવાઈ રહે ત્યાં સુધી તેઓ તેની વિગતોમાં શક્ય તેટલી બધી છૂટછાટો મૂકવા તૈયાર થાય છે. આની શરૂઆતની પદ્ધતિ જ તેઓ એ બાબતના અમલમાં પણ અપનાવે છે. મુખ્ય આવશ્યક વિગતો પર તેઓ બધાની સંમતિ લે છે અને જુદાંજુદાં મન્તવ્યો ધ્યાનમાં લે છે. આમ, તેઓ સંજોગાનુકૂળ બનીને વર્તે છે. તેમની આ સંજોગાનુકૂળતાને ખોટી રીતે તેમની નિર્બળતા માની લેવામાં આવે છે." (પૃ. ૨૭૯)

નેહરુ મહાન હતા. છતાં, ભારતના પ્રશ્નો – ઉદ્યોગીકરણ, કૃષિવિકાસ, બેકારોને રોજગારી, નિરક્ષરતાનિવારણ, પ્રજાની જીવનસ્થિતિમાં સુધારો વગેરે પ્રશ્નો – વણઊકલ્યા છે. નેહરુના નિકટ સમાગમમાં રહેલા ઢેબર એ વિષે લખે છે:



"ભારત નવા પંથે પ્રયાણ કરી રહ્યું છે છતાં કેટલીક ક્ષતિઓ દેખાય છે. કેટલીક ક્ષતિઓ મોટી છે તો કેટલીક નાની છે. મજલ ઘણી લાંબી છે અને કોઈ પણ એમ માનતું નથી—નેહરુ પણ માનતા નથી—કે આપણી મંજિલ પર આપણે ટૂંક સમયમાં જ પહોંચી શકીશું." (પૃ. ૨૮૪)

નેહરુના અન્ય પ્રશંસક, ઉદ્દામવાદ તરફ થોડા ઢળેલા ડૉ. મુલ્કરાજ આનંદ, લખે છે કે ભારતમાં હજી સમાજવાદની પાકી ભૂમિકા બંધાઈ નથી. તેઓ કહે છે:

"વિવિધ વર્ગો વચ્ચે દેખાતી શાંતિ નેહરુએ પોતાના નવા સમાજવાદી સિદ્ધાન્તથી ભારતના પ્રાણમાં આણેલા જાદુઈ પરિવર્તનને લીધે આવી હોય તે કરતાં ચીજવસ્તુના ઉત્પાદનની તાકીદની જરૂરિયાતને લીધે આવી હોય એવો વધુ સંભવ છે. વળી, નેહરુનું સ્થાન એક જ પક્ષના નેતાને બદલે સમગ્ર પ્રજાના નેતા તરીકેનું છે તેને લીધે પણ ઉપલા અને નીચલા વર્ગો વચ્ચે અમુક અંશે સમાધાનભર્યું



વલણ રહે છે. આ બન્ને વર્ગો જે અર્થવ્યવસ્થામાં કામ કરી રહ્યા છે તેની આંતરિક જરૂરિયાત જ એવી છે કે તે ન તો ૧૯મી સદીની મુક્ત બ્રિટિશ મૂડીવાદી અર્થરચના રહી શકે કે ન વીસમી સદીની અમેરિકન અર્થરચના રહી શકે. ભારતની સમગ્ર પ્રજાએ વેગથી નવરચના કરવી હોય અને કોઈ પણ પ્રકારના મનુષ્યો તરીકે જીવતા રહેવું હોય તો તેની અર્થરચના મુખ્યત્વે સમાજવાદી જ હોવી જોઈશે. ખરી રીતે વિશાળ મૂડીવાદી ક્ષેત્ર ધરાવતી છતાં મુખ્યત્વે સમાજવાદી એવી આ અર્થરચના ઝડપી ઉદ્યોગીકરણને પ્રતાપે વહેલીમોડી સંપૂર્ણ સમાજવાદ તરફ ઘસડાવાની જ. આ રીતે વર્ગવિગ્રહ થોડા સમય પૂરતો દૂર ઠેલાયો છે ખરો પણ સદંતર નાબૂદ થયો નથી કે પરાજિત થયો નથી."

છેલ્લે, પુસ્તક વિશે બે શબ્દો કહી લઉં. પુસ્તક આયોજનબદ્ધ અને સ્વચ્છ-સુવાચ્ય છે. તેમાં સારા નિબંધો સાથે રસપ્રદ દષ્ટાંતોનો સમાવેશ થયો છે. પુસ્તકના સંપાદકે નેહરુનો જીવનપરિચય આપતો પોતાનો લેખ પણ તેમાં સમાવિષ્ટ કર્યો છે. પુસ્તકમાં નેહરુના જન્મથી માંડીને પુસ્તકનું પ્રથમ પ્રકાશન થયું ત્યાં સુધીની — ૧૯૫૮ સુધીની — નેહરુની જીવનતવારીખ અપાઈ છે. નેહરુએ લખેલાં પુસ્તકોની અને નેહરુ વિષેનાં પુસ્તકોની યાદી પણ આપી છે.

આ પ્રકારના પુસ્તકમાં વિષયસૂચિ નથી તે આવા જાણીતા પ્રકાશકની બેદરકારી દર્શાવે છે.

# વિશ્વદૃષ્ટિનો વૈતાલિક

## રામુ પંડિત

SOVIET RUSSIA. Jawaharlal Nehru. (Chetana, 1949.)

INDIA AND THE WORLD. Jawaharlal Nehru. (Allen and Unwin, 1936.)

અત્યંત અટપટી સમસ્યાઓને પણ સીધીસાદી અને છતાં સચોટ ભાષામાં વ્યક્ત કરવાની નેહરુને જબરી ફાવટ હતી. ખૂબ ઉદ્યમી રાજકીય જીવન જીવતાં જીવતાં પણ એમણે લખવાની ટેવ વિસારે ન પડવા દીધી. જેલમાં બેઠાં બેઠાં એમણે જે ઉત્તમ ગ્રન્થો લખ્યા એ તો ખૂબ પ્રસિદ્ધ છે; એ વિષે આ પુસ્તકમાં અન્યત્ર આલોચના પણ થઈ છે; પરંતુ મારે ભાગે તો નેહરુનાં કંઈક ઓછાં જાણીતાં બે પુસ્તકો અવલોકવાની જવાબદારી આવી છે. એક છે 'સૉવિયેટ રશિયા' અને બીજું છે 'ઇન્ડિયા ઍન્ડ ધ વર્લ્ડ'. બંને પુસ્તકોની વિશિષ્ટતા એ છે કે એ જેલ બહાર (અપવાદરૂપ એકબે લેખ બાદ કરતાં) લખાયાં છે. કોઈકોઈ લેખો તો પ્રવાસ દરમિયાન ટ્રેનમાં કે મુલાકાતો અને સભાઓ વચ્ચેથી વખત મળે ત્યારે લખાયા છે. આમ છતાં ક્યાંય વેઠ ઉતારી હોય કે ભાષા કાચી રહી ગઈ હોય એવું બન્યું નથી.



સૉવિયેટ રશિયા પ્રત્યે લોકોમાં આજથી ૩૦-૩૫ વર્ષ પહેલાં કાં તો ખૂબ અહોભાવ હતો અથવા જબરો તિરસ્કાર હતો. એ દેશની સમસ્યાઓનું મૂલ્યાંકન કરી એનું કંઈક તટસ્થ અને સ્વસ્થ ચિત્ર રજૂ કરનારા લેખકો ખૂબ ઓછા હતા. નેહરુની વિશેષતા એ છે કે એ રશિયાનું નિખાલસ દર્શન કરાવે છે. પુસ્તક માહિતીપ્રચુર નથી, માત્ર પ્રવાસવર્ણન જેવું છે. એમાં ઊંડું સંશોધન નથી. અન્ય સંશોધકો ને વિચારકોનાં મંતવ્યોનો પણ એમણે ઠીકઠીક આધાર લીધો છે. પરંતુ રજૂઆતકળા સુંદર છે. નેહરુ



જાણે આપણને ક્રાંતિ પછીના રશિયાનો 'આંખો દેખા હાલ' આપે છે. એમાં મુગ્ધ પ્રશંસા નથી, આકરી ટીકા પણ નથી. માત્ર નવતર પ્રયોગ દ્વારા માર્ક્સવાદની પ્રસ્થાપના માટે પુરુષાર્થ કરતા દેશનું પ્રામાણિક ચિત્ર એમાં રજૂ થાય છે.

એ તો જાણીતી વાત છે કે નેહરુ રશિયન ક્રાંતિથી ઠીકઠીક પ્રોત્સાહિત થયા હતા. માર્ક્સનો સમાજવાદ અને ભૌતિકવાદ પણ એમને ઇંગ્લૅન્ડમાં હતા ત્યારથી હૈયે વસ્યો હતો. અલબત્ત, ગાંધીજીના સંપર્કમાં આવ્યા પછી સાધન અને સાધ્ય અને વર્ગવિગ્રહના પ્રશ્ન વિષે નેહરુના વિચારોમાં જબરું પરિવર્તન આવ્યું, તેમ છતાં માર્ક્સે કરેલું મૂડીવાદના રોગનું નિદાન નેહરુને હંમેશ માટે ગળે ઊતરી ગયું.

માર્ક્સવાદી ફિલસૂફીથી પ્રભાવિત થવા છતાં નેહરુ એના આંધળા ભક્ત ન બન્યા. સમાજવાદ અને વિશ્વની સમસ્યાઓ પ્રત્યેનું એમનું વલણ વૈજ્ઞાનિક અને માનવતાવાદી રહ્યું. આથી જ કદાચ એ આજે બે સાવ વિરોધાભાસી સમાજ – સામ્યવાદી અને લોકશાહી – માં સ્મૃતિની સુવાસ મૂકતા ગયા છે. પોતાનો કક્કો ખરો કરવા માટે ઇતિહાસકારો ઘણી વાર ઝનૂની બની જાય છે. પોતે માનેલા સત્યને વિરાટ સ્વરૂપે અને માનેલા અસત્યને વામન સ્વરૂપે ચીતરવા એ યત્ન કરે છે. એની દૃષ્ટિ રંગીન હોવાને કારણે દૃશ્ય પણ રંગીન બની જાય છે. વાચક પોતે વિચારક ન હોય તો એની દૃષ્ટિ પણ એવી જ બને છે. નેહરુ આ ભય વિષે સાવધાન હોય એમ વારંવાર જાણે કે વાચકોને ચેતવે છે: "આ મારો અભિપ્રાય છે. સંભવ છે કે એ ખોટો પણ હોય. આ અંગે જુદાંજુદાં મંતવ્યો જાણવા માટે અમુકઅમુક પુસ્તકો વાંચવાં." કેવા વિશાળહૃદયી ને નમ્ર માનવી? નેહરુ ક્યાંય એમ નથી કહેતા કે રશિયાએ ભૂલો કરી જ નથી. પરંતુ ક્રાંતિ વડે સમાજવાદી બનેલા

એ દેશને ગૂંગળાવવાના જે પ્રયત્નો ઈંગ્લૅન્ડે કર્યા એ સામે એ જબરો પ્રકોપ પણ ઠાલવે છે.

રશિયા અંગેની એમની વિદેશનીતિનાં મૂળ જાણે કે પાંત્રીસ વર્ષ પહેલાં નંખાયાં હોય એવો ભાસ આ પુસ્તક કરાવે છે: વારંવાર આપણો ભવ્ય ભૂતકાળ યાદ કરીને જીવવાથી આપણી સમસ્યાઓ નહીં ઊકલે, રશિયાની માફક ભવિષ્ય ભણી નજર માંડતાં શીખવું પડશે. જે સ્થિતિ ક્રાંતિ પહેલાં રશિયાની હતી એવી જ લગભગ આપણી છે. એ દેશ ખેતીપ્રધાન છે ને આપણે પણ. વળી રશિયા આપણો પાડોશી દેશ છે. એ આપણી સાથે ભાઈચારો રાખીને સહકારથી કામ કરે અથવા આપણા માર્ગમાં કંટકરૂપ પણ બને. બંને પરિસ્થિતિમાં આપણે માટે રશિયાને સમજવાનું અનિવાર્ય છે. તો જ આપણે આપણી નીતિને યોગ્ય આકાર આપી શકીએ. ઈંગ્લૅન્ડ અને રશિયાને જૂની અદાવત છે માટે આપણે ઈંગ્લૅન્ડના પ્રચારથી દોરાવું જોઈએ નહીં.



પ્રચારની કોઈ પણ તક સામ્યવાદીઓ જવા દેતા નથી ને પોતાના નવા ધર્મ વિષે એ ખૂબ ઝનૂની પ્રચાર કરે છે એ હકીકત નેહરુને રુચતી નથી. કિસાનોના ભોગે મજૂરો પ્રત્યે બતાવવામાં આવતો પક્ષપાત એમને ગમતો નથી. જમીનનું રાષ્ટ્રીયકરણ કરવામાં આવ્યું ત્યારે રશિયન કિસાનોએ બળવો કરી ઢોરઢાંખર મારી નાંખ્યાં હતાં એની પણ એ નોંધ લે છે. ૧૯૨૯માં નેહરુને તો ખાતરી થઈ ચૂકી હતી કે જલદ સામ્યવાદનો યુગ રશિયામાં આથમી ગયો છે અને ધીમેધીમે ત્યાં વધુ નમ્ર વિદેશનીતિ અપનાવવામાં આવશે. વર્ગભેદ નાબૂદ કરવા છતાં નવા વર્ગો સર્જાતા હોવાનો ભાસ પણ એમને સ્પષ્ટ થયો હતો. રશિયાની આર્થિક સમસ્યાઓ જોતાં એ યુદ્ધ લડવાની તત્પરતા



દાખવશે નહીં એવું પણ એમને લાગ્યું હતું (જોકે રશિયા બીજા વિશ્વયુદ્ધમાં અનિચ્છાએ ઊતર્યું હતું). વળી રશિયા કદી હિંદ ભણી ભૂખી નજરે નહીં જુએ એવી પણ નેહરુને શ્રદ્ધા હતી. એ શ્રદ્ધા કાંઈક અંશે ફળી છે એને માટે નેહરુએ ઘડેલી પરદેશનીતિ જવાબદાર છે કે રશિયાનું પાડોશીઓ પ્રત્યેનું વિવેકી વલણ એ કહેવું મુશ્કેલ છે.

માત્ર દસ પાનાંમાં નેહરુએ લેનિન વિષે ખૂબ સરસ ને નિખાલસ માહિતી આપી છે. લેનિન પ્રત્યે એમાં ભક્તિભાવ નથી, માત્ર એની સિદ્ધિઓનું વિવરણ છે. એ સદાત્મા હોય કે પાપાત્મા પણ રશિયન ક્રાંતિ એને આભારી છે. રોમાં રોલાં સાથે સંમત થતાં એ કહે છે કે લેનિન આ સદીનો પ્રખર નક્કર પગલાં ભરનારો ને છતાં સાવ નિઃસ્વાર્થ માનવી હતો.

પુરોવચન લખતાં આ શ્રેણીના સંપાદક શ્રી રાજા રાવ સાચું જ કહે છે કે નેહરુ આ પુસ્તક દ્વારા આપણને રશિયાની યાત્રા કરાવે છે. આટલાં વર્ષે પણ એ પુસ્તક તાજગીભર્યું લાગે છે કારણ કે એમાં માત્ર માહિતી નથી, ઊંડા વિચારના ચમકારા પણ છે.

'ઇન્ડિયા ઍન્ડ ધ વર્લ્ડ'માં નેહરુના ચૌદેક લેખો પ્રસિદ્ધ થયા છે: રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખપદેથી ૧૯૨૯માં એમણે આપેલું ઐતિહાસિક પ્રવચન, એ જ મંચ ઉપરથી ૧૯૩૩માં આપેલું પ્રવચન, પુત્રી ઇન્દિરાને લખેલા પત્રો, ગાંધીજીની વિચારધારાના બચાવમાં લખેલો જવાબ, અંગ્રેજોને લખેલો પત્ર, શાંતિનો માર્ગ દર્શાવતા વિચારો અને હિંદની (૧૯૩૩ની) સમસ્યાઓ છણતો લેખ. આ બધા લેખોનો સંગ્રહ આજે શંભુમેળા જેવો લાગવા સંભવ ખરો; પરંતુ નેહરુનું માનસ બ્રિટિશ પ્રજાને સમજાય અને એમના વિષેના ખોટા ખ્યાલો દૂર થાય એ હેતુથી આ

લેખો હિંદ પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારા અંગ્રેજ રાજકીય ચિંતકો તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલા.

નેહરુનું કૉંગ્રેસના પ્રમુખ તરીકેનું પ્રવચન ચિંતન-પૂર્ણ અને બહુગ્રાહી છે. સમાજવાદી વિચારસરણીની છાપ એમાં સ્પષ્ટ દેખાય છે. પરંતુ આ સમાજવાદ સંકુચિત નથી, લોકશાહી પર નિર્ભર છે. ફાસીવાદ અને કોમવાદ પ્રત્યેનો નેહરુનો અણગમો આમાં સ્પષ્ટ વર્તાય છે. એવો સમાજ ઊભો કરવાનું એ એલાન કરે છે કે જેમાં સમાનતા, ન્યાય અને સલામતી હોય.

ઇન્દિરા પરના બે પત્રોમાં નેહરુ પિતા કરતાં મિત્ર જેવા વધુ ભાસે છે. પોતાની મર્યાદાઓ ચીંધતાં એ નિખાલસ-પણે કહે છે: "હું વિદ્વાન નથી પણ જેલ નિવાસ દરમિયાન વાંચવા લખવાની ટેવ ખૂબ આશીર્વાદરૂપ નીવડી છે. મારાં લખાણોને વેદવાક્ય માનીને ચાલવું નહીં. રાજદ્વારી પુરુષ તો દરેક વિષય ઉપર કાંઈક કહેવા આતુર જ હોય છે ને પોતે જાણતો હોય એ કરતાં વધુ જાણતો હોવાનો ઢોંગ કરે છે. આથી એનાથી સાવચેત રહેવું સારું."

ધર્મ પ્રત્યેનું નેહરુનું વલણ ઠીકઠીક ઉગ્ર અને માર્ક્સવાદી વિચારસરણીથી રંગાયેલું છે: "પુરાણો યુગ શ્રદ્ધાનો—આંધળી શ્રદ્ધાનો—હતો. એ શ્રદ્ધાને પરિણામે જ કલા અને સ્થાપત્ય આટલી સુંદર રીતે વિકસી શક્યાં; પરંતુ આજનો યુગ અસ્થિર, સંશયી અને ભ્રમનિરસનનો છે. જૂના વાદો અને વિચારો ઉપર આપણે જીવી શકીએ નહીં. અન્યાય, દુઃખ અને અત્યાચાર દૂર કરવા માટે કયો માર્ગ અપનાવવો એ વિષે આપણે અસ્પષ્ટ છીએ." મૅથ્યુ આર્નોલ્ડની કાંઈક હતાશા સૂચવતી પંક્તિ ટાંકીને નેહરુ દીકરીને આશ્વાસન આપે છે:





For the world which seems,
To lie before us, like a land of dreams,
So various, so beautiful, so new,

Hath really neither joy, nor love, nor light,
Nor certitude, nor peace, nor help for pain;
And we are here, as on a darkling plain
Swept with confused alarms of struggle and fight,
Where ignorant armies clash by night.

(આપણી સમક્ષની દુનિયા સ્વપ્નસૃષ્ટિ જેવી વૈવિધ્યપૂર્ણ, રમ્ય અને નવીન હોય એવો ભાસ થાય છે પરંતુ વાસ્તવમાં તેમાં નથી ઉલ્લાસ, નથી પ્રેમ, નથી ઓજસ્, નથી કોઈ પ્રકારની નિશ્ચિતતા, નથી શાંતિ કે નથી દુઃખી માણસોને સહાયરૂપ બનવાની વૃત્તિ. આપણે તો જ્યાં વિગ્રહના ભયસૂચક શોરબકોર થઈ રહ્યા હોય અને રાત્રિને સમયે અજ્ઞાન સૈનિકો લડી રહ્યા હોય એવા અંધકાર છવાયેલ મેદાન પર જાણે ઊભા છીએ.)

ઇતિહાસમાં નેહરુને અજબ રસ છે. માનવીના અનંત વિકાસ માટેની શકયતાનું ભાન ઇતિહાસ આપણને કરાવે છે. સૃષ્ટિસૌંદર્યમાં અને વિચાર ને કલ્પનાની દુનિયામાં રાચવું સહેલું છે; પરંતુ આજુબાજુનાં માનવોની યાતના વિષે કયાં સુધી સ્થિતપ્રજ્ઞ રહી શકાય? માત્ર શુભ વિચાર સમાજને બદલવા માટે પૂરતા નથી, કાર્યપડકાર (urge to action)ની પણ એટલી જ જરૂર છે. માનવી કેવો પામર છે કે એ વિચારો વાગોળ્યા કરી શકે છે પણ પગલું લેતાં ડરે છે? નેહરુ કહે છે કે ભય દૂરથી જ બિહામણો લાગે છે. એનો સામનો કરીએ તો કોઈ વાર તો એ દોસ્ત બની જાય છે. આથી જીવનનો સાચો ઉલ્લાસ એમને સાહસો ખેડવામાં ને ભયનો સામનો કરવામાં દેખાય છે.

બ્રિટિશ સરકાર સામે લડતી વખતે નેહરુ શાહીવાદની નાગચૂડમાંથી કેમ મુકત થવું એનો જ વિચાર માત્ર નહોતા કરતા, પરંતુ આઝાદ હિંદના સંબંધો દુનિયા સાથે કેવા હોવા જોઈએ એ અંગે પણ એ વિચારતા. બ્રિટિશ સરકારને ગાળો દેવા કરતાં હિંદના આર્થિક વિકાસનો પ્રશ્ન સમજવામાં એ વધુ શકિત ખર્ચતા. આથી જ આઝાદી પછી ઊભી થયેલી અનેક વિકટ સમસ્યાઓનો સામનો કરતાં કરતાં પણ એમણે હિંદના મૂળભૂત પ્રશ્નો હલ કરવાની દિશામાં ઝડપી પગલાં ભર્યાં.

નેહરુ તો છેલ્લી ઘડી સુધી કામ કરતાં કરતાં ચાલ્યા ગયા. એમનો વારસો ટકાવી રાખવામાં એમની જ કલમે લખાયેલાં પુસ્તકો પ્રેરણારૂપ નીવડશે. ઘણા નેહરુપ્રેમીઓને અપેક્ષા હતી કે નેહરુ પણ થોડાં વર્ષ નિવૃત્તિ ભોગવીને વિન્સ્ટન ચર્ચિલની માફક સમૃદ્ધ ઇતિહાસગ્રંથો લખતા જશે. વિધિએ એ અપેક્ષા પૂરી ન થવા દીધી એ સાહિત્યનું કમભાગ્ય.



## બાળપુત્રીને કહેલો માનવીનો ઇતિહાસ

### સૌદામિની મહેતા

ઇન્દુને પત્રો. જવાહરલાલ નેહરુ. (નવજીવન, ૧૯૫૫)

આપણને સહુને અનુભવ છે કે બાળકો આપણને મનુષ્યની ઉત્પત્તિ, દુનિયાની શરૂઆત, આકાશના તારાઓ, સૂર્ય, ચંદ્ર વગેરે વિશે જાતજાતના પ્રશ્નો પૂછે છે. એ સવાલોના જવાબ આપવાનો આપણે યથાશક્તિ પ્રયાસ કરીએ છીએ, પરંતુ બાળકનું મન પરિપૂર્ણ રીતે તૃપ્ત થતું નથી, કારણ કે આપણા જવાબ સંપૂર્ણ સંતોષ આપે એવા નથી હોતા. જવાહરલાલ નેહરુની પુત્રી ઇંન્દિરા નાની હશે ત્યારે એ પણ જાતજાતના સવાલ પૂછતી હશે. એ પ્રશ્નોના જવાબ આપવા માટે નેહરુએ દુનિયાની ઉત્પત્તિ અને પ્રારંભના દિવસોનું ટૂંક વર્ણન કરતું આ પુસ્તક લખ્યું અને પુસ્તક લખીને પિતા તરીકેની પોતાની ફરજ યોગ્ય રીતે બજાવી. નેહરુ લખે છે કે "જે જે બાળકો આ પુસ્તક વાંચશે તે બધાં આપણી આ દુનિયાને જુદી-જુદી પ્રજાઓના બનેલા એક કુટુંબ તરીકે ઓળખતાં શીખશે." બાળકના કુમળા મન ઉપર વસુધૈવ કુટુંબકમ્ નો ખ્યાલ પડયો હોય અને નાનપણમાં એ "આ મારું, આ તારું" એવા વાતાવરણમાં ના ઊછર્યું હોય તો લડાઈ-ઝઘડા ઓછા થવાનો કંઈક સંભવ ખરો. છોકરાંઓ નાનાં હોય છે ત્યારે એમને ગોરા-કાળાનો ભેદ સમજાતો નથી. આપણે – તેમનાં વડીલો – જ અવિચારી શબ્દો બોલી તેમના મનમાં રંગભેદની ભાવના જગાડીએ છીએ. બાળક આગળ શું બોલવું અને શું ન બોલવું તે નક્કી કરવું અત્યંત કઠિન છે. બહુ થોડાં માબાપ આ અઘરી પરીક્ષામાંથી પસાર થઈ શકે છે.

પંડિત નેહરુએ આ નાનકડા પુસ્તકમાં, બાળકોને સમજાય એવી રીતે જગતના પ્રાચીન ઇતિહાસનું, તેની

સંસ્કૃતિનું, સાહિત્યનું અને ધર્મનું તલસ્પર્શી શૈલીમાં આલેખન કર્યું છે. જીવનનાં ભિન્નભિન્ન ક્ષેત્રમાં કેવા સંજોગોમાં, કેવી રીતે, મનુષ્ય જાતિએ પ્રગતિ કરી તે એમણે બાલમાનસને સમજાય એવી સરળ રીતે લખ્યું છે.

"દુનિયાના આદિકાળનો ઇતિહાસ કેવી રીતે લખાયો?" એ નામના પ્રકરણમાં નેહરુ લખે છે કે "શહેરોના વસવાટની સાથે ધીરેધીરે દેશો અને જુદીજુદી પ્રજાઓ અસ્તિત્વમાં આવી. જે લોકો એક દેશમાં સાથે રહેતા તે બધા કુદરતી રીતે જ એકબીજાના ગાઢ પરિચયમાં આવતા. તે લોકોને એમ લાગતું કે બીજા દેશોમાં વસતા લોકો કરતાં આપણે ચડિયાતા છીએ. એટલે પછી પોતાની આ મૂર્ખાઈમાં બીજા દેશોમાં વસતા લોકો સામે તેઓ યુદ્ધ કરવાને નીકળી પડતા. લડવા નીકળી પડનારા એ લોકોને તે વખતે એ ભાન નહોતું અને આજે પણ કેટલાયે લોકોને એ ખ્યાલ નથી કે એકબીજાની સાથે લડવું અને એકબીજાની કતલ કરવી એ એક મોટી મૂર્ખાઈ અને ગાંડપણ છે, આવી મૂર્ખાઈથી કોઈનેય લાભ થતો નથી." એમના આ ઉદ્‌ગારો પરથી સ્પષ્ટ સમજાય છે કે નેહરુ કોઈ પણ જાતના યુદ્ધની વિરુદ્ધ હતા. આ અહિંસાની ભાવના એમણે પોતાના ગુરુ ગાંધીજી પાસેથી ગ્રહણ કરી, અને જીવનભર તેને અમલમાં મૂકવાનો પ્રયાસ કર્યો.



"પહેલવહેલી સજીવ વસ્તુઓ" નામનું પ્રકરણ બાળકની ઘણી જિજ્ઞાસા તૃપ્ત કરે એવું છે. જીવ શી રીતે ઉત્પન્ન થયો એ જાણવાને માટે વિચારશીલ બાળક આપણને જાતજાતના પ્રશ્નો પૂછે છે. આ પ્રકરણ વાંચવાથી બાળકના મનને જરૂર સંતોષ થશે. બાળકના દરેક સવાલનો જવાબ વિજ્ઞાનની મદદથી આપવો ઘટે છે એ વાત નેહરુએ પોતાની સમક્ષ હંમેશ રાખીને આ પુસ્તક લખ્યું છે. કોઈ જાતની



ખોટી માન્યતા કે ખોટા વહેમ બાળકના મનમાં પેસી ન જાય તેની ખાસ તકેદારી એમણે રાખી છે. બાળક પ્રશ્ન પૂછે ત્યારે ગ્રન્થ શોધવાની મહેનત ટાળવા કેટલાંક માબાપ ગમે તેવા અદ્ધર જવાબ આપે છે અને વળી કેટલાક જૂના વિચારના લોકો લોકવાયકાથી સાંભળેલા વહેમ બાળકના કુમળા મગજ પર ઠસાવે છે. એવાં માબાપને આ પુસ્તક વાંચી જવાની ભલામણ કરું છું. આ ચોપડી જેટલી બાળકોને ઉપયોગી છે તેટલી જ નાનાં છોકરાંનાં માબાપને ઉપયોગી છે.

આઠ દસ વર્ષનાં છોકરાંઓ યુરોપિયનો, હબસીઓ, ચીનાઓ, આરબો વગેરેને જોઈને પ્રશ્ન પૂછે છે કે આ લોકો શા માટે આપણા કરતાં દેખાવમાં જુદા છે? તેના જવાબમાં "જુદી જુદી જાતિઓ કેમ બની" એ પ્રકરણ સરસ રીતે લખાયું છે. ચહેરા અને ચામડીના રંગનું મુખ્ય કારણ આબોહવા છે એ વાત લેખકે ભાર મૂકીને સમજાવી છે. "ભાષાઓનાં સગપણ"ના પ્રકરણને અંતે નેહરુ લખે છે કે "આપણે હિંદી છીએ એટલે આપણે હિંદમાં વસવાનું છે અને તેની સેવા કરવાની છે એ વાત સાચી, છતાં એ ન ભૂલીએ કે આપણે દુનિયાના મોટા કુટુંબનો એક ભાગ છીએ અને બીજા દેશોમાં વસતા લોકો આખરે આપણા સંબંધીઓ છે. આખી દુનિયાના લોકો સુખી અને સંતોષી હોય તો કેવું સારું! તેથી આપણી આ આખી દુનિયાના લોકો સુખ અને સંતોષથી રહી શકે એવી તેને બનાવવા માટે આપણે મથવું જોઈએ." નેહરુના આ શબ્દો વાંચી આપણને સમજાય છે કે દીન, દુઃખી, કચડાયેલા લોકો તરફ એમને પહેલેથી સહાનુભૂતિ હતી અને એમણે જીવનપર્યંત ગરીબાઈ અને અજ્ઞાન દૂર કરવાનો આદર્શ પોતાની સામે રાખ્યો હતો.

સંસ્કૃતિ એટલે શું એમ જ્યારે આપણને બાળક પૂછે છે ત્યારે આપણને એનો અર્થ બરાબર સમજાવતાં જરા મુશ્કેલી પડે છે. નેહરુ કહે છે કે "સંસ્કાર કરવો એટલે સુધારવું, સારું કરવું, વિશુદ્ધ કરવું, જંગલી ટેવો અને રિવાજોને ઠેકાણે સારી ટેવો અથવા સારા રિવાજો પાડવા. વળી સંસ્કૃતિ શબ્દ સમાજ અથવા માણસોના સમૂહોને વિશે ખાસ કરીને વાપરવામાં આવે છે. માણસો અને પશુઓ વચ્ચે જ્યારે નહીં જેવો ફેર હોય છે તે વખતની લોકોની પશુ જેવી સ્થિતિને બર્બર અવસ્થા કહેવામાં આવે છે. સંસ્કૃતિની અવસ્થા એ અવસ્થાથી ઊલટી છે. જંગલી અથવા બર્બર દશામાંથી નીકળીને આપણે જેટલાં આગળ જઈએ તેટલા પ્રમાણમાં આપણે સંસ્કારી ગણાઈએ." ઉપરના શબ્દોમાં કેવી સહેલી ભાષામાં અને સરળ રીતે નેહરુએ બાળકોને સંસ્કૃતિનો અર્થ સમજાવ્યો છે?

"ધર્મભાવનાનો પ્રારંભ અને શ્રમ વિભાગ"નું પ્રકરણ વાચતાં આપણને સમજાય છે કે નેહરુ કોઈ પણ જાતના ધર્મની વિરુદ્ધ હતા. એ લખે છે કે "ધર્મનું ભાન માનવીને પ્રથમ ભયમાંથી થયું અને ભયથી જે કંઈ નીપજે તે જૂઠું હોય છે તે તો તું જાણે છે." આમ લખીને તરત જ બીજા વાક્યમાં નેહરુ લખે છે કે "પણ ધર્મ તો આપણને ઘણીઘણી ભવ્ય અને સુંદર વસ્તુઓ શીખવે છે." આ પ્રકારના બે વિરોધી વિચારો સાથેસાથે ઉચ્ચારવાની શ્રી નેહરુને ટેવ હતી એ આપણે એમનાં ઘણાં લખાણોમાં અને ભાષણોમાં જોયું છે. ભયથી ઉત્પન્ન થયેલો ધર્મ એ પસંદ નહોતા કરતા એ સ્પષ્ટ છે.



નેહરુ રાજાઓની સંસ્થાની હંમેશ વિરુદ્ધ હતા એ તો જાણીતું છે. એથી એમણે "ટોળીનો વડો અથવા કુલપતિ" પ્રકરણ તથા "કુલપતિ આગળ કેમ આવ્યો?" એ પ્રક-



રણમાં રાજાઓની વિરુદ્ધ લખ્યું છે. નાનાં બાળકોએ રાજા-રાણીની અનેક વાર્તાઓ સાંભળી હોય છે એટલે એમને રાજાઓ માટે એક જાતનો મોહ હોય છે અને ખરો રાજા જોવાની તીવ્ર ઈચ્છા હોય છે. તેવાં બાળકોને આ બે પ્રકરણ વાંચતાં કદાચ નિરાશા થશે. સમજુ બાળકો એમ સાંત્વન લેશે કે દુનિયાના આરંભમાં રાજાની આવશ્યકતા હતી પરંતુ હવે પ્રજા સમજુ થવાથી રાજાનું સમાજમાં સ્થાન નથી રહ્યું.

થોડાક પત્રોમાં નેહરુએ કરોડો વર્ષ કાપી નાખ્યાં છે, પણ એમ કરવું જ પડે કારણ કે દસ વર્ષની બાલિકાને કરોડો વર્ષનો ઇતિહાસ લંબાણથી કેમ સમજાવાય? આપણી પૃથ્વી સૂર્યમાંથી છૂટી પડીને આવી ત્યાંથી એમણે પત્રોનો આરંભ કર્યો છે. નેહરુ લખે છે કે "આપણે એમ માનીએ છીએ કે આપણે પોતે બહુ મહત્ત્વના છીએ અને પછી નાનીનાની બાબતોથી ચિડાઈએ છીએ અને નજીવી બાબતોની ફિકરમાં પડી જઈએ છીએ. પણ આપણી આ દુનિયાના લાંબા ઇતિહાસની સરખામણીમાં આ નાના નજીવા બનાવો કેટલા તુચ્છ છે! આપણી પૃથ્વીના ઇતિહાસના આ વિરાટ ગાળાઓ વિશે વાંચવાથી અને જાણવાથી આપણને અમાપ ફાયદો થાય છે, કેમ કે એ બધું જાણ્યા પછી નાની નજીવી બાબતો વિશે ઝાઝી ફિકર કરવાનું આપણે છોડી શકીએ." નેહરુની આ શિખામણ અમલમાં મુકાય તો જીવન સુખી થઈ શકે. પરંતુ આજુબાજુના સુખદુઃખથી અલિપ્ત રહેવું મુશ્કેલ છે. વળી જેનો ચિંતા કરવાનો સ્વભાવ હોય છે તેને માટે ચિંતાથી મુક્ત થવું અઘરું છે.

છે અને વળી તેમાં નવા લોકોના સમૂહો વસતા થાય છે અને વળી તે બધાં પણ કાળગ્રસ્ત થવાથી તેમની કશી નિશાની રહેતી નથી. મેં આ બધાં શહેરોની વાત તને થોડાક શબ્દોમાં લખી નાખી પણ એ શહેરો વસવાને અને પછી ભૂંસાઈ જવાને ને તેમને સ્થળે બીજાંને વસવાને હજારો વર્ષો થયાં હશે તેનો ખ્યાલ કરી જો. માણસને સિત્તેર કે એંશી વર્ષ થાય છે એટલે આપણે તેને વૃદ્ધ ગણીએ છીએ. પણ પેલાં સેંકડો અને હજારોની સરખામણીમાં એ સિત્તેર કે એંશીનો કંઈ હિસાબ છે ખરો? એ શહેરોમાં કેટલાંયે નાનાંનાનાં બાળકો વારાફરતી મોટાં થઈને વૃદ્ધ થયાં હશે અને આખરે મરણ પામ્યાં હશે. અને છતાં બૅબિલોન અને નિનેવા એ આપણે માટે માત્ર બે ખાલી નામો જ રહ્યાં છે." ઉપરના શબ્દોમાં નેહરુએ નાની બાલિકાને જીવનની ક્ષણભંગુરતા કેવી રસમય રીતે સમજાવી છે!

"ઇન્દુને પત્રો" પુસ્તકમાં જગતના આરંભમાં ક્યાંક્યાં સામાજિક અને આર્થિક બળો વડે મનુષ્યની પ્રગતિ થઈ હતી તેનું સુંદર ચિત્ર બાળકોને સમજાય તેવી ભાષામાં આલેખાયું છે.



# પિતા-પુત્રની વિશિષ્ટ જોડલી

## જે. ડી. સુંદરમ્

NEHRUS: MOTILAL AND JAWAHARLAL
B. R. Nanda. (Allen and Unwin, 1962.)

ભારત જેવા પ્રાચીન સંસ્કૃતિવાળા દેશના સુદીર્ઘ અને વિવિધરંગી ઇતિહાસમાં સ્વાભાવિક રીતે જ એવા અનેક યુગો આવ્યા હોય, જ્યારે તેના મહાન પુત્રોએ ભાષા અને સાહિત્ય, ધર્મ અને ફિલસૂફી, કલા અને સ્થાપત્ય, અર્થશાસ્ત્ર અને રાજકારણનાં ક્ષેત્રોએ મહાન સિદ્ધિઓ પ્રાપ્ત કરી હોય. આવા સર્વતોમુખી સિદ્ધિઓના યુગોની પડછે પણ ભાવિ ઇતિહાસકારો ભારતના મુક્તિ-આંદોલનના જમાનાને ગૌરવભર્યું સ્થાન આપશે. આ રાજકીય જાગૃતિનાં વર્ષો દરમિયાન વિદેશી સરકાર લોકોના અવાજને રૂંધી નાખવા મથી રહી હતી ત્યારે દેશના આગેવાનોએ ધર્મ અને જ્ઞાતિ, કોમ અને પ્રાંતના સંકુચિત વાડાઓમાં વહેંચાયેલા દેશજનોમાં ઐક્યની ભાવના જાગ્રત કરી તેમને એક અદ્યતન રાષ્ટ્રમાં ફેરવી નાખવાનો પ્રાણવાન પુરુષાર્થ આદર્યો હતો.

આઝાદીની લડતના એ જમાનામાં ભાષા તથા વિચાર-વિનિમયના અવરોધો પાર વિનાના હતા. એ કાળમાં દેશના નેતાઓએ લોકશાહી માટે આવશ્યક એવા સમાનતાના સિદ્ધાંતની સાથે જ બિનસાંપ્રદાયિકતાના મૂળભૂત સિદ્ધાંત ઉપર પણ ભાર મૂક્યો હતો. સ્વાતંત્ર્ય-આંદોલન ઉપર આ સમયના મહાન નેતાઓના ઉન્નત સિદ્ધાંતોનો પ્રબળ પ્રભાવ હતો. આ આગેવાનોમાં પણ નેહરુઓ-પિતા અને પુત્ર, મોતીલાલ અને જવાહર–મોખરે હતા.



તેમની જીવનકહાણી ભારતની સ્વાતંત્ર્યની લડતનો એક અંતર્ગત અને અવિભાજ્ય ભાગ છે. અને બંને નેહરુઓની જીવનગાથા પરસ્પર એવી ગાઢ રીતે સંકળાયેલી

# પિતા-પુત્રની વિશિષ્ટ જોડલી

## જે. ડી. સુંદરમ્

NEHRUS: MOTILAL AND JAWAHARLAL
B. R. Nanda. (Allen and Unwin, 1962.)

ભારત જેવા પ્રાચીન સંસ્કૃતિવાળા દેશના સુદીર્ઘ અને વિવિધરંગી ઇતિહાસમાં સ્વાભાવિક રીતે જ એવા અનેક યુગો આવ્યા હોય, જ્યારે તેના મહાન પુત્રોએ ભાષા અને સાહિત્ય, ધર્મ અને ફિલસૂફી, કલા અને સ્થાપત્ય, અર્થશાસ્ત્ર અને રાજકારણનાં ક્ષેત્રોએ મહાન સિદ્ધિઓ પ્રાપ્ત કરી હોય. આવા સર્વતોમુખી સિદ્ધિઓના યુગોની પાછળ પણ ભાવિ ઇતિહાસકારો ભારતના મુક્તિ-આંદોલનના જમાનાને ગૌરવભર્યું સ્થાન આપશે. આ રાજકીય જાગૃતિનાં વર્ષો દરમિયાન વિદેશી સરકાર લોકોના અવાજને રૂંધી નાખવા મથી રહી હતી ત્યારે દેશના આગેવાનોએ ધર્મ અને જ્ઞાતિ, કોમ અને પ્રાંતના સંકુચિત વાડાઓમાં વહેંચાયેલા દેશજનોમાં એકતાની ભાવના જાગ્રત કરી તેમને એક અદ્યતન રાષ્ટ્રમાં ફેરવી નાખવાનો પ્રાણવાન પુરુષાર્થ આદર્યો હતો

આઝાદીની લડતના એ જમાનામાં ભાષા તથા વિચાર-વિનિમયના અવરોધો પાર વિનાના હતા. એ કાળમાં દેશના નેતાઓએ લોકશાહી માટે આવશ્યક એવા સમાનતાના સિદ્ધાંતની સાથે જ બિનસાંપ્રદાયિકતાના મૂળભૂત સિદ્ધાંત ઉપર પણ ભાર મૂક્યો હતો. સ્વાતંત્ર્ય-આંદોલન ઉપર આ સમયના મહાન નેતાઓના ઉન્નત સિદ્ધાંતોનો પ્રબળ પ્રભાવ હતો. આ આગેવાનોમાં પણ નેહરુઓ—પિતા અને પુત્ર, મોતીલાલ અને જવાહર—મોખરે હતા.



તેમની જીવનકથાઓ ભારતની સ્વાતંત્ર્યની લડતનો એક અંતર્ગત અને અવિભાજ્ય ભાગ છે. અને બંને નેહરુઓની જીવનગાથા પરસ્પર એવી ગાઢ રીતે સંકળાયેલી



છે કે એકની કારકિર્દીના પ્રસંગોને બીજા નેહરુના ઉલ્લેખ વિના ભાગ્યે જ આલેખી શકાય. પિતા અને પુત્રનો એકમેક પરનો પ્રભાવ અજબ હતો. 'ધ નેહરુઝ' નામનું શ્રી નંદાનું પુસ્તક, આ સંદર્ભમાં, ઘણું નોંધપાત્ર છે. પત્રસાહિત્ય તથા જીવનચરિત્રના રસિયાઓ માટે જ નહિ પણ ઇતિહાસ તથા દેશના રાજકીય પક્ષોના અભ્યાસીઓ માટે પણ આ પુસ્તક મહત્ત્વનું છે.

શ્રી નંદાએ આ ગ્રંથમાં રાષ્ટ્રના પનોતા પિતા પુત્રનું કલાત્મક અને સંપૂર્ણ છતાં પ્રભાવિત કરે એવુ ચિત્ર આલેખ્યું છે. આજે ઘણા લોકો મોતીલાલને જવાહરલાલના પિતા તરીકે જ ઓળખે છે આ સદીના પ્રારંભના બેત્રણ દાયકામાં કેટલાક વળી એવી પણ ટીકા કરતા કે જવાહર મહાન પિતાના પુત્ર છે એ નેતાગીરી માટેની તેમની એકમાત્ર લાયકાત છે! શ્રી નંદાએ આલેખેલું આ જીવનચરિત્ર પંડિત મોતીલાલ નેહરુને, ભારતના રાજકીય તખતા ઉપર બે દાયકાથી પણ વધુ સમય સુધી મોખરાનું સ્થાન ધરાવનાર નેતા તરીકે, યોગ્ય દૃષ્ટિકોણથી રજૂ કરે છે. તેમનામાં સંકુચિત વૃત્તિનો સદંતર અભાવ હોવાથી અને સિદ્ધાંતોને મૂર્ત સ્વરૂપ આપવા માટેની ભારે ધગશ હોવાથી આઝાદીની લડત ઉપર તેમનો ઘેરો પ્રભાવ પડ્યો હતો.

આ પુસ્તકનું ખરું મૂલ્ય એ છે કે બંને નેહરુઓનું પરસ્પરનું અવલંબન અને ગાંધીજી પ્રત્યેની તેમની નિષ્ઠા તથા ઉત્કટ લાગણીનું લેખકે એમાં સુરેખ પ્રતિબિંબ ઝીલ્યું છે. એ જમાનામાં આ ત્રિપુટીને ઘણી વાર 'પિતા, પુત્ર અને પયગંબર' તરીકે ઓળખવામાં આવતી.

મોતીલાલના પુત્રપ્રેમ અંગે શ્રી નંદાએ નીચેનો સંવાદ નોંધ્યો છે. ગાંધીજીને એક વાર એવો પ્રશ્ન કરવામાં આવ્યો હતો કે "મોતીલાલનો શ્રેષ્ઠ ગુણ કયો છે?"

"પુત્ર માટેનો પ્રેમ," ગાંધીજીએ જવાબ વાળ્યો.

"ભારત પ્રત્યેનો પ્રેમ નહિ?"

"ના, મોતીલાલનો દેશપ્રેમ તેમના જવાહર પ્રત્યેના પ્રેમમાંથી જ ઉદ્ભવ પામેલો હતો."

એક રીતે જોઈએ તો, મુખ્યત્વે પંડિત મોતીલાલ નેહરુનું જીવનચરિત્ર આલેખતું આ પુસ્તક ગાંધીજીએ મોટેરા નેહરુના કરેલા મૂલ્યાંકનનો વિસ્તાર કરનારું અને તેને પુષ્ટિ આપનારું છે. કાયદો અને વ્યવસ્થાને માન આપવાની તાલીમ જેમને મળી હતી એવા નામાંકિત ધારાશાસ્ત્રી ધીરેધીરે ન્યાયની એ જ સંસ્થાઓ સામે કઈ રીતે બળવો કરતા થઈ ગયા, બ્રિટિશ ગવર્નરોના માનમાં દબદબાભર્યા ભોજનસમારંભો યોજતા આ શોખીન અને અમીરી સ્વભાવના વકીલે રાષ્ટ્રને ચરણે પોતાનું સર્વસ્વ કઈ રીતે ન્યોછાવર કરી દીધું, આલિશાન ઇમારતોમાં મોજશોખથી જીવન જીવનારી વ્યક્તિએ કેવી રીતે હસતાં હસતાં જેલનું નીરસ અને અગવડભર્યું જીવન જીરવ્યું એનો આ પુસ્તક વાચકને ખ્યાલ આપે છે. આ બધાનો ખુલાસો સ્પષ્ટ છે: "પુત્ર પ્રત્યેનો સ્નેહ."



પંડિત મોતીલાલે કુટુંબને માટે અઢળક સંપત્તિ જમા કરી હતી. પુત્ર પણ પોતાને પગલે ચાલે અને ધીકતો ધંધો સંભાળી લે એવી તેમની મનીષા હતી. પરંતુ પુત્રને હજી મૂછનો દોરોય નહોતો ફૂટ્યો ત્યારથી પિતા એની સાથે મિત્ર જેવો વર્તાવ રાખતા અને પુત્ર પાસેથી પણ મિત્ર જેવા વર્તાવની અપેક્ષા રાખતા હતા. શ્રી નંદા કહે છે તેમ ફક્ત પુત્રની પાસે જ મોતીલાલ પોતાના બધા વિચારો નિ:સંકોચપણે વ્યક્ત કરતા હતા અને હજી તો જે શાળામાં ભણવા જતો હતો એવા કિશોર પુત્ર સમક્ષ મનનો બધો બોજ ઠાલવી શકતા હતા. એટલે જ જવાહર તર-



રૂથી આવેલા એક સહાનુભૂતિભર્યા પત્ર વિષે તેઓ આવા ઉદ્‌ગાર કાઢે છે: "એક તો એ પત્ર સાગરપારથી આવે છે અને મારા પુત્રની તરફથી આવે છે તેથી મારે મન એ પત્રનું આગવું મૂલ્ય છે." (પાનું ૭૭)

પિતા-પુત્રના પરસ્પરના ભાવનાત્મક અને બૌદ્ધિક અવલંબનને પરિણામે મોતીલાલ પુત્રની દિવસેદિવસે વધતી જતી લગની પાછળ ધીમેધીમે પણ અનિવાર્ય રીતે ઘસડાવા લાગ્યા.

શ્રી નંદા કહે છે તેમ "પુત્રના વધતા જતા ઉદ્દામવાદ તરફની મોતીલાલની વલણ ક્રમશઃ રોષ, વિરોધ, સંઘર્ષ, પરિવર્તન અને આખરે હિમાયતની હતી." (પાનું ૯૩) બેમાંથી એકકેયનું જીવન સરળ ન હતું. "પિતા-પુત્ર વચ્ચેનાં ઘેરી લાગણીનાં બંધન છતાં તેમની વચ્ચેના પ્રકૃતિજન્ય અને બૌદ્ધિક ભેદો સ્પષ્ટ તરી આવતા હતા. મોતીલાલ વ્યવહારુ, આત્મશ્રદ્ધાવાળા અને આશાવાદી હતા: જવાહર અભ્યાસ કે સિદ્ધાંતનિષ્ઠ, આત્મનિરીક્ષણ કરનારા અને શરમાળ પ્રકૃતિના હતા. મોતીલાલ કોઈ પણ જાતના ભ્રમમાં પડયા વિના જગતને છે તેવા જ સ્વરૂપમાં નિહાળતા, જ્યારે જવાહર અમૂર્ત તરફ વધુ ઢળતા અને પોતાના અંતરમાંના જીવનને આકાર આપવાનો પ્રયાસ કરતા હતા. મોતીલાલ ઉપયોગ કે ખપ પૂરતું જ વાચન કરતા, પરંતુ જવાહરલાલને મન વાચન સ્વર્ગીય આનંદ આપવા ઉપરાંત જ્ઞાનની નિઃસીમ ક્ષિતિજોની ચાવીરૂપ હતું. જવાહરની બૌદ્ધિક ભૂખ કદી સંતોષાતી નહિ." (પાનાં ૧૧૮-૧૧૯)

બન્નેનો પ્રકૃતિભેદ એવો હતો કે બન્નેને પ્રિય એવા પ્રશ્નો પરત્વે પણ એમની વચ્ચે ઉગ્ર મતભેદો જાગતા હતા. વડેરા નેહરુ લોકમાનસના અચ્છા જાણકાર હોવાથી દરેક પ્રશ્નને વ્યવહારુ દષ્ટિબિંદુથી જોતા હતા. યુવાન

નેહરુનું બૌદ્ધિક ફલક ઘણું વિસ્તૃત હોવાથી તથા તેઓ પ્રકૃતિએ ઊર્મિપ્રધાન અને રંગદર્શી હોવાથી તેમની દૃષ્ટિ હંમેશાં આદર્શ અને કલ્પનામાં રાચતી.

ધીરેધીરે એક પછી એક તબકકે, મોટેરા નેહરુની વિચારસરણીએ પલટા લીધા. થોડાં વર્ષો પહેલાં પોતે જેના ખ્યાલમાત્રને હસી કાઢત એવી વલણ તેમને લેવી પડી. આ બધાં સમાધાનો પિતા તથા પુત્ર બેઉને માટે દુઃખદ નીવડતાં. પણ ત્યારે ગાંધીજી તેમના તેજ મિજાજને શાંત પાડવાની નાજુક કામગીરી બજાવતા અને એકમેકને અનુકૂળ બનાવી તેમની ગૂંચવણનો નિવેડો લાવતા.

જવાહરલાલ વાસ્તવમાં મોતીલાલના રાજકીય પિતા હતા એવું શ્રી નંદાએ આ પુસ્તકમાં સ્પષ્ટ પ્રતિપાદન કર્યું છે. આમ છતાં તેમણે એટલા જ ભારપૂર્વક એ હકીકત જણાવી છે કે વડીલની પાર્થિવ દૃષ્ટિ અને વિવેકબુદ્ધિને લીધે જ પુત્રના પ્રબળ આવેગ તથા તરવરાટને અસરકારક અભિવ્યક્તિ મળી શકી.

અલબત્ત, આ પુસ્તકનાં પાનાંમાંથી મોતીલાલની, પોતાના જાજ્વલ્યમાન, વિજેતા પુત્રને લાડ કરતા અને તેની પાછળપાછળ ખેંચાતા પિતા તરીકેની છબી નથી ઊપસતી. પરંતુ એમાં પુત્રની જબરી રાજકીય સૂઝ તથા નિર્ણયશક્તિમાંથી પાઠ શીખતાં જરા પણ સંકોચ નહિ રાખતા પિતાનું નિરભિમાન પ્રગટ થાય છે.



મોતીલાલના પુત્રપ્રેમને જો કોઈની સાથે સરખાવવો હોય તો તેને જવાહરના પિતાપ્રેમ સાથે જ સરખાવી શકાય. જવાહરના પ્રત્યેક આચરણમાંથી પિતાની ક્ષેમકુશળતા માટેની ચિંતાનો આવિષ્કાર થતો. પિતાપુત્ર જેલમાં સાથે હતા ત્યારે જવાહરે જે ભક્તિભાવથી પિતાની સેવા કરી હતી તેનાથી પ્રભાવિત બનેલા મોતીલાલે [ગાંધીજીને



લખ્યું હતું: "મારે શેની જરૂર છે તેની જવાહરને અગા ઉથી જ ખબર પડી જાય છે. એ મારે માટે કોઈ કામ બાકી રાખતો જ નથી. આવાં સંતાનો માટે ગૌરવ લઈ શકે એવા ઘણા પિતાઓ હોય એમ હું ઇચ્છું છું." (પાનું ૩૩૨)

શ્રી નંદા કહે છે તેમ પિતાનું પુત્ર ઉપર ઘણું ઋણ હતું. પ્રામાણિકતા, હિંમત, અસાધારણ કાર્યક્ષમતા, વીગતો માટેની નિષ્ઠા અને સંકુચિતતાનો અભાવ આટલું જવાહરને વારસામાં મળ્યું હતું.

મોતીલાલ એક શ્રીમંત અને સમૃદ્ધ કુટુંબ નિર્માણ કરી શકયા હોત, પરંતુ એમણે ભારતની સ્વાતંત્ર્યની લડતના એક સેનાની થવાનું પસંદ કર્યું. એમનામાં પુત્રની મિશનરી ધગશ ન હતી, મહાત્મા ગાંધીનું સંતપણું ન હતું, પરંતુ સત્યાગ્રહ તેમના લડાયક જુસ્સાને અપીલ કરી ગયો: પોતાના પ્રહારને લાયક હોય એવા સમર્થ શત્રુ સાથે ભાલો અફાળીને તોડી નાખવા તેઓ હંમેશાં આતુર રહેતા એ યોદ્ધાના બખ્તરમા એક નાનીશી તરાડ હતી. એ હતો તેમનો પુત્રપ્રેમ. આ પુત્રપ્રેમ એ તેમની તાકાત તેમ જ નબળાઈ હતી. જિંદગીનાં અંતિમ વર્ષોમાં આ લાગણીએ શાંત સરોવર મટીને પ્રચંડ ધોધનું સ્વરૂપ ધારણ કર્યું હતું. પરંતુ એને કારણે એક સમર્થ ધારાશાસ્રી રાષ્ટ્રના નેતૃત્વની ધરી સમાન બની ગયા.

નેહરુઓની શ્રી નંદાએ કરેલી સમીક્ષા લેખકની સૂઝ અને સમજદારી તથા સંયમિત રજૂઆતનું દર્શન કરાવે છે: "મોતીલાલ ત્રણ સસ્કૃતિઓ – આર્ય, મોગલ અને યુરોપીય – ના સમન્વય જેવા હતા. માટે જ તેઓ બધા વાડાઓથી મુક્ત હતા અને ઉદાર બિનસાંપ્રદાયિકતામાં માનતા હતા."

આગળ ચાલતાં લેખક જણાવે છે: "તેમનાં મુત્સદ્દી-

ગીરી અને લડત તથા આત્મત્યાગ. એમની પેઢી ઉપર જાદૂ પાથર્યો હતો અને આજે તેમને દંતકથાની વ્યક્તિ તરીકે યાદ કરવામાં આવે છે એ સ્વાભાવિક છે, પરંતુ તેઓ વાર્તાઓમાં આવે છે એવા સર્વગુણસંપન્ન નાયક ન હતા. બાળક-જેવો તરવરાટ, કદીય ન સંતોષાય એવી જિજ્ઞાસા અને અદમ્ય ઉત્સાહ તેમનામાં નજરે પડતાં. જિંદગી તેમને મન અનંત સાહસ જેવી હતી અને મૃત્યુના દ્વાર સુધીનો પંથ તેમણે હસતાં હસતાં કાપ્યો હતો. તેમનામાં નબળાઈઓ પણ હતી: અભિમાન, ઉદ્ધતાઈ અને તેજ મિજાજ. પરંતુ આ બધાં સદ્ગુણો તથા નબળાઈઓને લીધે જ તેમનું વ્યક્તિત્વ આકર્ષક બન્યું હતું. એમનામાં માનવતાના તથા વીરત્વના ગુણોનો સુભગ સમન્વય થયો હતો. એમની માનવતાનો સૌથી વધુ આવિષ્કાર એમના પુત્રપ્રેમમાં થતો. મોતીલાલની બધી મહત્ત્વાકાંક્ષા એમના પુત્રને લગતી હતી અને એ પુત્રની બધી મહત્ત્વાકાંક્ષા ભારત માટેની હતી. ભારત માટે જવાહર જે જોખમો ખેડતા અને યાતનાઓ વેઠતા તેનાથી મોતીલાલના હૃદયમાં પિતૃસહજ અભિમાન અને પિતૃસહજ ચિંતાનો તુમુલ સંઘર્ષ જાગતો હતો." (પા. ૩૪૨-૪૩).



# ભારતની આજ અને આવતી કાલ

## શાંતિલાલ ડગલી

**INDIA TODAY AND TOMORROW.** Jawaharlal Nehru. (Indian Council for Cultural Relations, 1960.)

"આશા અને વ્યથા, નેત્રપાત્ર પ્રગતિ અને સાથોસાથ નિષ્ક્રિયતા, નૂતન ચેતના અને ભૂતકાળનાં વળગણોનો બોજ તથા વિશિષ્ટ વર્ગનાં અવરોધક બળો, રાષ્ટ્રભરમાં વધતી જતી એકતાની ભાવના અને અનેકવિધ વિઘાતક બળો – આવું સાવ વિરોધાભાસી ચિત્ર આજના ભારતનું જોવા મળે છે." (પાનું ૪૩)

"આવતી કાલનું ભારત કેવું હશે એ હું કહી શકતો નથી. મારી આશા અને ઇચ્છાઓ જ હું દર્શાવી શકું. સ્વાભાવિક રીતે જ, હું એમ ઇચ્છું કે ભારત ભૌતિક ક્ષેત્રે પ્રગતિ સાધે, તેની પંચવર્ષીય યોજનાઓ પાર પાડે, તેની વિશાળ પ્રજાનું જીવનધોરણ ઊંચું લાવે. હું એ ઇચ્છું છું કે અત્યારે ધર્મ, જ્ઞાતિ, ભાષા કે પ્રાંતને નામે પ્રવર્તતી સંકુચિતતા તથા ઘર્ષણોનો અંત આવે અને એવો વર્ગવિહીન તથા જ્ઞાતિવિહીન સમાજ રચાય જેમાં પ્રત્યેક વ્યક્તિને તેની શક્તિ અને યોગ્યતા અનુસાર વિકાસ સાધવાની સંપૂર્ણ તક મળે. મારી ખાસ તો એ આશા છે કે જ્ઞાતિવાદરૂપી શાપનો અંત આવે, કારણ કે જ્ઞાતિવાદમાં ડૂબેલા સમાજમાં લોકશાહી કે સમાજવાદ બેમાંથી એકે સંભવી શકે નહિ." (પાનું ૪૩)

૧૯૫૯ના ફેબ્રુઆરીની ૨૨મીએ જવાહરલાલ નેહરુએ આઝાદ સ્મારક-વ્યાખ્યાનમાં રજૂ કરેલું ભારતનું "આજનું અને આવતી કાલનું" આ ચિત્ર આજે સાડા પાંચ વર્ષ પછીયે કેટલું બધું સાચું લાગે છે! સામાન્ય રીતે સાચી લાગતી વાતથી આનંદ થાય છે, પણ આ બાબતમાં દુઃખ

થાય એવું છે. એ વખતના ભારતનું ચિત્ર આજેય એવું જ લાગે છે અને આવતી કાલના ભારત અંગેનું નેહરુનું સ્વપ્ન પણ સ્વપ્ન જ રહેશે કે શું એવી અશ્રદ્ધા વધતી જાય છે. પણ નેહરુ જે સમૃદ્ધ વિચારવારસો મૂકતા ગયા છે તેમાંથી મળતી તાજગી અને તેજરેખા આપણને માર્ગ-દર્શક જ નહિ પણ ચેતન બક્ષનાર બની રહે એમ છે.

આઝાદી પછી, પ્રવૃત્તિશીલ જીવનને કારણે જવાહર-લાલજી માટે લેખો લખવાનું કે નિરાંતે વિચારવાનું બહુ શક્ય રહ્યું ન હતું પણ ઠેરઠેર ભાષણો આપવાનું બનતું. તે દ્વારા તેઓ પ્રજાને કેળવણી આપવાનું કાર્ય કરતા. એમના ભાષણોમાં પુનરાવર્તન બહુ આવતું એવી ટીકા ઘણી વાર સાંભળવા મળે છે પણ જવાહરલાલજી તો લોકોને કેળવવા માગતા હતા એટલે એકની એક વાત ફરીફરી કહેવી પડે.



મૌલાના આઝાદ સ્મારક-વ્યાખ્યાનમાળાનું આ મંગળ પ્રવચન નેહરુનાં સેંકડો ભાષણ જેવું બનતા બચી ગયું છે. આ ભાષણ તેમણે આપેલું એ વખતે રોજબરોજની તેમની ભરચક પ્રવૃત્તિઓ ઉપરાંત સંસદની બજેટ બેઠક ચાલતી હતી તેના કામનું દબાણ પણ હતું, છતાં સમય કાઢી થોડી તૈયારી કરી તેમણે આ ભાષણ આપેલું. વરસોથી તેમના મનમાં નૂતન ભારતનું જે સ્વપ્ન ગોઠવાતું આવેલું તે તેમણે એક વિચારક, પ્રચારક, શિક્ષક અને ચિકિત્સકની અદાથી આ યાદગાર વ્યાખ્યાનમાં સમજાવ્યું છે

આ પુસ્તકની પ્રસ્તાવનામાં હુમાયું કબીરે કહ્યું છે એમ "નેહરુને મન વિચારવું એટલે અનુભવવું અને અનુભવવું એટલે અમલમાં મૂકવું એમ હતું. એમનામાં અનુભૂતિ અને અભિવ્યક્તિ હંમેશાં લગભગ એક સાથે ચાલતાં." એમના વ્યક્તિત્વ દ્વારા વ્યક્ત થતુ કલ્પનાશક્તિ, વિચારશક્તિ અને સંકલ્પશક્તિનું સંયોજન એમના આ



વ્યાખ્યાનમાં જોવા મળે છે.

વિજ્ઞાન અને ટેક્નોલૉજી પ્રત્યેનો નેહરુનો પ્રેમ જાણીતો છે. વિજ્ઞાન તથા ટેક્નોલૉજી વગર આપણું કોઈ ભાવી નથી એમ તેઓ કહે છે અને સાથેસાથે ભૂતકાળની અવગણના કરવાની સામે પણ ચેતવણી આપે છે. એમની દૃષ્ટિએ બુદ્ધ, ઉપનિષદો, રામાયણ અને મહાભારત ભૂતકાળના વિશિષ્ટ વારસા સમા છે. ભારત એને ભૂલી જાય તો ભારત એ ભારત જ નહિ રહે એમ નહેરુ કહે છે ત્યારે ભારતનું વ્યક્તિત્વ જાળવી રાખવાની તેમની ચિંતા એમાં સ્પષ્ટપણે દેખાઈ આવે છે. આ બાબતમાં તેઓ ગાંધીજીનો દાખલો આપે છે: "ગાંધીજીનો ગુણ એ હતો કે આપણી સમૃદ્ધ પ્રણાલીઓની ભૂમિ પર દૃઢતાપૂર્વક પગ ટેકવી રાખીને તેઓ ક્રાંતિકારી ભૂમિકા પર કામ કરતા હતા". (પાનું ૮)

ગાંધીજીએ એમની આ આગવી રીતે કામ કરીને દેશને આઝાદી અપાવ્યા પછી તે રાજકીય આઝાદીને ટકવી રાખવા આપણે આર્થિક આબાદી માટે વ્યવસ્થિત પ્રયાસો શરૂ કર્યા પણ એમાં જોઈએ એવી અને જોઈએ તેટલી ઝડપથી સફળતા મળી નથી. આ દિશામાં પ્રગતિ આડે આવતા એક મુખ્ય અવરોધની વાત કરતાં નેહરુ કહે છે: "સામાજિક માળખું બદલીશું નહિ ત્યાં સુધી સાચી પ્રગતિ શક્ય નથી. આપણું સામાજિક માળખું આધુનિક પ્રવાહો સાથે મેળ બેસાડી શક્તું નથી. વિચારસરણી માનવજીવનને બદલવામાં એટલી બધી અસર કરતી નથી પણ વિજ્ઞાન અને ટેક્નોલૉજીનો વિકાસ સતત અસર કર્યા કરે છે. ટેક્નોલૉજીનો વિકાસ જેટલો ધીમો એટલાં જૂનાં સ્વરૂપો વધારે ચાલુ રહેવાનાં."

આપણા પ્રશ્નો ઘણા છે અને મોટા છે ત્યારે પ્રગતિ ઘણી ધીમી છે અને પરિવર્તન લાવવાની નેહરુને અધીરાઈ

ઘણી હતી છતાં તેઓ કહે છે: "કોઈ સાચું પરિવર્તન લાદી શકાતું નથી. તે ઊગવું જોઈએ. જૂની પધ્ધતિઓ એકએક બદલી નાખવાનો પ્રયાસ કરવાથી તો પ્રશ્નો વધુ ગંભીર અને મુશ્કેલ બને છે. માણસે પરિવર્તનને તેની પ્રવૃતિઓ અને સંસ્થાઓના એક કદમી સાથી ગણીને ચાલવાની આજે જરૂર છે એટલી અગાઉ ક્યારેય ન હતી. પરિવર્તન લાવવા માટે શિક્ષણની અસર ઘણી મોટી છે, તે જીવન પ્રત્યેની નવી દષ્ટિ બક્ષે છે."

પરિવર્તનની સાથે આવતો સંઘર્ષ અને અથડામણ વિશે વાત કરતાં તેઓ કહે છે: "મારી દષ્ટિએ અથડામણ અને હિંસા ભયમાંથી જન્મે છે. એવું જ અસત્યનું છે. અભય જીવનમાં અનુકંપા અને સહિષ્ણુતા લાવે છે. ભૌતિક પ્રગતિ થાય એટલું જ જરૂરી નથી. પ્રજાનું ઊંડાણ વધે, તેની ગુણવત્તા વધે અને સાથેસાથે સહિષ્ણુતા, અનુકંપા તથા ડહાપણ આવે એય જરૂરી છે. એ વગરની દોલત ધૂળમાં ફેરવાઈ જતાં વાર લાગવાની નથી. દોલત જ ખડકયે રાખવાથી તો માણસના જીવનમાં આંતરિક શૂન્યતા આવી જાય છે." વ્યક્તિના સર્વાંગી વિકાસની જરૂરિયાત વિશે પંડિતજી કેટલા બધા સજાગ છે!



માનવીના મુક્ત વિકાસ માટે અનુકૂળ અને પોષક આબોહવા પૂરી પાડતી લોકશાહી પ્રત્યેની શ્રધ્ધા અત્યારે ડગવા માંડી છે ત્યારે બીજું કાંઈ નહિ તો વધુ ચર્ચાવિચારણાની દષ્ટિએ પણ પંડિતજીના એ વિશેના વિચારો ઉપયોગી નીવડશે. તેઓ કહે છે:

"કોઈ વાર એમ કહેવામાં આવે છે કે 'ઝડપી પ્રગતિ શાંતિમય તથા લોકશાહી પધ્ધતિઓ દ્વારા શક્ય નથી અને આપખુદ તથા બળજબરીવાળી પધ્ધતિઓ અપનાવવી પડે છે.' મને આ માન્યતા સ્વીકાર્ય નથી. આજના ભારતની



વાત કરીએ તો, લોકશાહી પધ્ધતિઓ ફગાવી દેવાથી બધું છિન્નભિન્ન થઈ જશે અને પ્રગતિ માટે તાત્કાલિક કોઈ અવકાશ રહેશે નહિ. લાંબા ગાળાની દષ્ટિએ પણ, હું વ્યકિતના ગૌરવમાં અને શકય હોય તેટલા વધારે પ્રમાણમાં તેને મુકત વાતાવરણ બક્ષવામાં માનું છું." (પાનું ૩૯)

નેહરુના આ અને બીજા વિચારો સાથે સંમત ન થતા હોય એવા લોકો જરૂર નીકળવાના પણ જવાહરલાલના વિચારોથી હવે પછીની પેઢીને માહિતગાર કરવાનું તો જરૂરી છે જ. વધુ વિચાર અને ચર્ચાને એથી જરૂર ઉત્તેજન મળશે. લોકશાહીવાદી માનસ ધરાવતા પંડિતજી પણ ઇચ્છતા કે દરેક બાબતની પૂરતી ચર્ચા થવી જોઈએ. સ્વતંત્ર વિચાર કરવાની શકિત હવે દુર્લભ થવા લાગી છે ત્યારે ભાષા અને વિચાર એમ બન્ને દષ્ટિએ પૌષ્ટિક એવાં એમનાં પ્રવચનોનો જેટલો ફેલાવો થાય તેટલો ઓછો છે. પંડિતજીનાં પ્રવચનોની લૉન્ગ પ્લેઈંગ રેકૉર્ડ હવે સુલભ બની છે એ તો સારું છે પણ આ વ્યાખ્યાનની જેમ નેહરુનાં બીજાં અનેક પ્રગટ અને અપ્રગટ પ્રવચનોમાંથી પસંદ કરી એકએક બબ્બે પ્રવચનોની ઘણીયે નાની પુસ્તિકાઓ પ્રગટ કરવી જોઈએ. ભારત સરકારે પંડિતજીનાં પ્રવચનોના ચાર ગ્રન્થો અત્યાર સુધીમાં પ્રગટ કર્યા છે પણ એટલા મોટા અને મોંઘા ગ્રન્થો બહુ ઓછા [illegible] ખરીદવાના કે વાંચવાના. પણ આ પુસ્તિકા જેવી [illegible] ગાની કિંમતની પુસ્તિકા હોય તો તેનો [illegible] થાય. આ પુસ્તિકાઓ અંગ્રેજી ઉપરાંત [illegible] પ્રગટ થાય તો ઉત્તમ.

# એક રસપ્રદ પ્રશ્નોત્તરી

## નગીનદાસ સંઘવી

પંડિતજી પોતાને વિશે. રામનારાયણ ચોધરી અનુવાદક· કરીમભાઈ વોરા. (નવજીવન, ૧૯૬૪)

**શ્રી** જવાહરલાલ નેહરુએ લખેલાં કે તેમના વિષે લખાયેલા પુસ્તકોમા આ એક અનોખી ઢબનું પુસ્તક છે, કારણ કે એ લખાયું નથી પણ કહેવાયું છે ૧૯ ૧૦ ૧૯૫૮થી ૨૦ ૧૦ ૬૦ સુધીના બરાબર બે વર્ષના ગાળા દરમિયાન શ્રી નેહરુ સાથેના ઠીકઠીક લાંબા અને અસખ્ય વિષયોની છણાવટ કરનાર ઓગણીસ વાર્તાલાપ આ પુસ્તકમા ગ્રથસ્થ કરવામા આવ્યા છે એક રીતે આ પુસ્તક અપૂર્ણ છે, કારણ કે શ્રી ચોધરીએ જણાવ્યું છે તેમ મૂળે તો પચાસ વાર્તાલાપોની યોજના હતી પણ સમયને અભાવે તે પડતી મૂકવી પડી ભકિતનમ્ર શ્રી ચોધરીએ કશા જ સંકોચ વગર અતિશય અગત, નાજુક અને કડવા પ્રશ્નો પણ પૂછ્યા છે અને શ્રી નેહરુએ તેના બેધડક જવાબ પણ આપ્યા છે કશી જ પૂર્વતૈયારીઓ વગર યોજાયેલી આ પ્રશ્નોત્તરીમાં ખુશનુમા વાતાવરણ મહેકી રહે છે બાળપણ, કૌટુંબિક જીવન, રાજકીય કારકિર્દી અને સાંપ્રત પ્રશ્નો અંગે પોતાનું વલણ દર્શાવતી વખતે શ્રી નેહરુની પ્રચંડ બુદ્ધિપ્રતિભા અને તેમનું મોહક વ્યકિતત્વ અહીં જે નિર્ભયતાથી ખીલી ઊઠે છે તેવું પદ્ધતિસર લખાયેલા પુસ્તકમાં શકય નથી.

અઢીસો પાનાના આ પુસ્તકમાં જે વિષયવૈવિધ્ય છે તે ગણાવતા પાર કે ખ્યાલ આવે તેવું નથી. ધોતિયાના અવગુણ, આધ્યાત્મિક પ્રશ્નો, ખોરાકની આદતો અને પસંદગી, લગ્નજીવનની મીઠાશ અને કડવાશ, સ્વજનો પ્રત્યેની ઉદાસીનતા, બાળક-પ્રેમ, બાળઉછેરના પ્રશ્નો, આંતર પ્રાંતીય અને આંતરદેશીય લગ્નો, સ્ત્રીઓ ઘરની બહાર નોકરી ધંધો કરે તેના આર્થિક અને નૈતિક ગૂંચવાડાઓ,





ગઈ પેઢીના અનેક મહારથીઓની વ્યક્તિમત્તાની ચર્ચા, ગાંધીજી સાથેના સંબંધો અને મતભેદો, પ્રજાસેવકોના ગુણો અને વહીવટી ક્ષેત્રે તેમનો ઉપયોગ કરવાથી ઊભા થતા પ્રશ્નો, લોકશાહી સમાજવાદ, સહકારી ખેતી, ખાદીનું અર્થકારણ, દારૂબંધી વગેરેના સૈદ્ધાંતિક અને વ્યવહારુ પ્રશ્નો, ત્રાનવાદી રાષ્ટ્રભક્તો અને તેમને ફાળો, વહીવટી શિથિલતા અને પ્રધાનોની એશઆરામીના આક્ષેપો, લગ્ન પ્રસંગે શ્રીમંતોને ત્યાં થતાં ખર્ચ અને ઘોંઘાટની અસંસ્કારિતા, ગોવધ અને ગોસંવર્ધન, યોગનાં આસનો, વિદ્યાર્થીઓનું કર્તવ્ય અને પ્રાણીઓ પ્રત્યેની આપણી ક્રૂરતા – આ અને આવા તો બીજા અગણિત પ્રશ્નો સંબંધે શ્રી નેહરુનાં મંતવ્યો, પૂર્વગ્રહો, ખ્યાલો અને ભાવનાઓ આપણને જાણવા મળે છે નેહરુ જેવા અતિકાય માનવની માનવીય બાજુઓ દર્શાવતું આ પુસ્તક અતિશય રસપ્રદ અને સુવાચ્ય છે. તેમાં અપાયેલી હકીકતો નેહરુ વિષેના અનેક પ્રચલિત ભ્રમનું નિરસન કરે છે. જલદ મિજાજને કારણે આસપાસના માણસો પર નેહરુ હાથ ઉપાડી લેતા, કમળા જોડે અને પોતાના સાસરા પક્ષ જોડે તેમને અણબનાવ હતો, ધર્મભાવના તરફ તેમને નફરત હતી એવી લોકજીભે ચડેલી અનેક બાબતો અંગે માત્ર પ્રશ્નો જ નહીં પણ પૂરક પ્રશ્નો પૂછીને તે સંબંધે નેહરુનું વલણ અને ખુલાસો વિશદ કરવામાં શ્રી ચોધરીએ મહત્ત્વનો ફાળો નોંધાવ્યો છે.

પોતાનું ઘર, સ્વજનો, પત્ની અને બાળકોને ભૂલી જઈને એકાગ્ર તન્મયતાથી દેશસેવાના કાર્યમાં રત થઈ જનાર નેહરુ એક સાદા વાક્યમાં પોતાની ધૂન સચોટ રીતે વ્યક્ત કરે છે:

"બે ત્રણ વરસ તો મારાં એવાં ગયાં કે મારી આજુબાજુ શું બને છે તે હું જોવા પામતો નહીં...એટલે સુધી કે બેત્રણ

વરસ પછી મેં જોયું તો મને નવાઈ લાગી કે જેમને હું રોજ જોતો હતો તે છોકરાં મોટાં થઈ ગયાં છે ..બે વરસમાં ફેરફાર થઈ ગયો છે, લોકો બદલાઈ ગયા છે, કેટલીક નાની છોકરીઓ હતી તેમનાં લગ્ન થઈ ગયાં છે, ચાપવાલો તે બધી મોટી થઈ છે."

ઘરના બાળકોની ઉંમરનો કે વિકાસનો ખ્યાલ પણ ન રહે એ સાધના કેટલી ઉગ્ર, એકલક્ષી અને એકાગ્ર હશે તેની કલ્પના જ કરવી રહી છાતી ચીરનાર સર્જનની હેતાળ કઠોરતાથી શ્રી ચૌધરીએ પૂછેલા પ્રશ્ન અને નેહરુએ આપેલા જવાબ પણ સાંભળવા જેવા છે:

ચૌધરી: તમે તેની (કમળાની) તબિયતની પતિ તરીકે કાળજી રાખેલી નહીં.

નેહરુ: કાળજી સો ..

ચૌધરી: આ પૂછું છું કારણ કે લોકોને એવો ખ્યાલ છે કે નહોતી રાખી.

નેહરુ: બંને વાત ખરી છે. કોઈ વાર કાળજી રાખી. કોઈ વાર ન રાખી. મતલબ કે મારા મનમાં કેટલાય સવાલો રમતા હતા. તેની બીમારીની વાત છોડો. હું દેશભરમાં દોડાદોડ કરતો હતો. ઘરનો ખ્યાલ મને રહ્યો નહતો. મારું મન બીજા પાર વગરના વિચારોથી ભરેલું હતું.

ચૌધરી: વારુ ત્યારે શ્રી કમળાને તેની બીમારીમાં તમે સ્વિટ્ઝરલૅન્ડ મૂકીને આવતા રહ્યા તે વાજબી કહેવાય?

નહેરુએ વિસ્તારપૂર્વક વિગતો આપીને આંખમાં આંસુ ભરીને વર્ણવ્યું કે પોતે કમળાની કદી જ ઉપેક્ષા કરી નથી.

ચૌધરી: તમારું લગ્નજીવન સુખી રહેલું? કદી આપસમાં અણબનાવ થયેલો? થયેલો તો તે કેવી રીતે મટી ગયેલો?

નેહરુ: તમારો આ સવાલ તો ભારે છે! ......અરે થોડા અણબનાવ તો થતા જ......પણ અમારા વચ્ચે લાગણી ઘણી જ હતી.





જુદાજુદા વિષયો સંબંધે આવા અનેક દાખલાઓ આપી શકાય અને તેથી નેહરુના અનેકરંગી વ્યક્તિત્વનો સર્વગ્રાહી પરિચય ટૂંકમાં એક જ પુસ્તકમાંથી કરી જવાનો કોઈ આગ્રહ રાખે તો આ પુસ્તકનું નામ નિ:શંક સૂચવી શકાય.

નેહરુ જેવા અતિ વ્યસ્ત અને જવાબદાર માણસ આટલો લાંબો સમય આવી મુલાકાતો પાછળ ગાળે એ તેમની સુજનતા, સંસ્કારવાંચ્છુ જીવનદૃષ્ટિ અને મહાનુભાવતા છે. પણ તેમનો સમય માગનાર માણસ પર પૂરી તૈયારી કરીને જવાની જવાબદારી છે. નકામા પ્રશ્નો, અશક્ય પ્રશ્નો, અન્યત્ર સહેલાઈથી ઉત્તર મેળવી શકાય તેવા પ્રશ્નો તેમને પૂછવા ન જોઈએ અને જરૂર કરતાં એક ક્ષણ પણ વધારે તેમનો સમય બગાડવો ન જોઈએ. આ મુલાકાતોમાં આ સમતુલા જળવાઈ નથી. ખોરાકની આદતો, લાલ ગુલાબના શોખ જેવી બેચાર બાબતોના પ્રશ્નો બિનજરૂરી રીતે બેવડાયા છે. કેટલાક પ્રશ્નો એવા છે કે જેનો જવાબ નેહરુ આપી શકે નહીં, તેમણે આપવો પણ ન જોઈએ. "તમારો ચહેરો ફોટોજેનિક કહેવાય છે અગર તો ચર્ચિલે તમને ભય અને દ્વેષના વિજેતા ગણાવ્યા છે તે બરાબર છે?" આ પ્રશ્નો પૂછનારને છાજતા નથી. કારણ કે તેમાં નવાબી હજૂરિયાની ખુશામતખોરીની ગંધ આવે છે. "લેખક, વિચારક, પ્રચારક, વક્તા, સંગઠનકર્તા અથવા તો પ્રબંધક એ બધામાંથી તમારો કયો ગુણ તમે ખાસ માનો છો?" આ સવાલનો જવાબ બિચારા નેહરુ શું આપે? એમણે તો એટલું જ કહ્યુ કે "મારા ગુણો કે ખામીઓની યાદી તો ન બનાવી શકું." ભારતના ઇતિહાસ અંગેના, અંગ્રેજોના આવવાથી થયેલા ફાયદા અંગેના અને દયાનંદ સરસ્વતીની મહત્તા અંગેના જવાબો અન્યત્ર સહેલાઈથી મળી શકે તેવા છે તેમાં નેહરુને શું પૂછવાનું છે?

વળી પ્રશ્નોત્તરી કે વાર્તાલાપ એ માત્ર ફાવે તેવા સવાલો પૂછવાની પદ્ધતિ નથી. સમાજશાસ્ત્રના આજના અભ્યાસીઓએ મુલાકાત-વાર્તાલાપ (interviews)ની એક ખાસ તરકીબ ઘડી કાઢી છે અને તે પ્રમાણે સકલિત અને સુગ્રથિત પ્રશ્નો પૂછવામાં આવે તો શાસ્ત્રીય જ્ઞાન સંપાદનમાં ઘણો વધારો થાય તેવો તેમનો ચર્ચાસ્પદ દાવો બાજુએ મૂકીએ તોપણ તેને લીધે વાર્તાલાપો વધારે વ્યવસ્થિત અને ઉપયોગી બને એમા કશી જ શક નથી શ્રી ચૌધરી આવી પદ્ધતિઓ વિશે કશું જાણતા હોય અગર તો તેમણે જાણવાનો પ્રયાસ પણ કર્યો હોય તેમ લાગતુ નથી. શ્રી ચૌધરીએ પોતાની ઓળખ 'કંટાળા માર્ગે' ચાલનાર 'દેશભક્ત' તરીકે આપી છે અને પોતાના પ્રશ્નો 'નમ્રતા અને નિઃસ્વાર્થતા'થી પ્રેરાયા હોવાનો દાવો કર્યો છે. આ દાવાને નકાર્યા સિવાય પણ આટલું તો કહી શકાય કે ત્યાગ, તિતિક્ષા કે અન્ય સદ્‌ગુણો જ્ઞાનપ્રાપ્તિની આધુનિક તરકીબો અને પદ્ધતિઓની અવેજીમા ચાલી શકે એ જમાનો લગભગ પૂરો થવા આવ્યો છે આવી મુલાકાતો કે વાર્તાલાપોનો કસ કાઢવા માટે કેવળ ભક્તિભાવ કે સ્નેહથી ચાલે તેવુ નથી. આધુનિક પદ્ધતિનો પણ આપણે ઉપયોગ કરવો જોઈએ.



નવજીવન ટ્રસ્ટ ગાંધીજીની સંસ્થા હોવાથી અને તેમના ટ્રસ્ટીઓ જોડે પોતાના લાંબા સંબંધોને કારણે શ્રી ચૌધરીએ આ પુસ્તક તથા તેના અનુવાદનું કામ 'ખાસ' આ સંસ્થાને સોંપ્યું તેમાં તેમણે ભૂલ કરી છે એવું આ અનુવાદ વાચ્યા પછી લાગ્યા વગર રહેતું નથી. આપણા કેળવાયેલા વર્ગની સર્વસામાન્ય નબળાઈ અને આદતને કારણે નેહરુએ વાતચીતમાં વારંવાર અંગ્રેજી શબ્દો, વાક્યો અને વાક્યખંડો વાપર્યા છે. સુયોગ્ય પર્યાય ગુજરાતીમાં ન મળે તો



'બ્લંડરબુસીઝ' જેવા અંગ્રેજી શબ્દો વાપરવા જોઈએ. પણ કેવળ મૂળ વાર્તાલાપની ઝમક જાળવી રાખવા માટે લગભગ દરેક પાને સરેરાશ પાંચ છ અંગ્રેજી શબ્દો અને ક્યારેક તો આખાં અંગ્રેજી વાક્યો જ ગુજરાતી લિપિમાં છપાય અને કૌંસમાં તેનો તરજૂમો મુકાય તેમાં કશું ઔચિત્ય દેખાતું નથી. ઑઝ એ વીઝીટર, વૉઈસ, ફાસ્ટ, ઈસ્ટ, વેસ્ટ, બોગસ મેમ્બર્સ, મીટિંગ્સ, ક્વીન, બુલ્સ જેવા શબ્દો અને શબ્દસમૂહો પાને પાને ઊભરાય છે અને કોળિયામાં આવેલા કાંકરાની માફક વાચકને અકળાવી મૂકે છે. વળી કેટલેક સ્થળે અંગ્રેજી તથા હિંદી શબ્દોના અનુવાદ પણ ખોટા કરવામાં આવ્યા છે. Conservative પક્ષ માટે 'પુરાણો પક્ષ' નહીં પણ 'રૂઢિચુસ્ત પક્ષ' એવો શબ્દપ્રયોગ પ્રચલિત છે. હિંદી ભાષામાં 'સમાધાન' અને 'જમાનાથી' એ શબ્દોનો અર્થ સંદર્ભમાં જુદો થતો હોવા છતાં પણ જેમના તેમ મૂકી દેવામાં આવ્યા છે કેટલેક સ્થળે તો ગુજરાતી વાક્યરચના પણ ખોટી છે: 'નવબધા વરસનો?" (પાનું ૨૩), "(રાજેન્દ્રબાબુ) શરૂઆતથી જ ગાધીજી સાથે હતા. કૉંગ્રેસમાં એક જમાનામાં, આજકાલના નહીં" (પાનું ૭૪), ("હિંદુસ્તાનમાં) દૂધ માટે આદર છે" (પાનું ૧૬૨).

મહાદેવભાઈ દેસાઈ અને કિશોરલાલ મશરૂવાળા જેવા સિદ્ધહસ્ત અનુવાદકોના અનુવાદો પ્રસિદ્ધ કરીને નવજીવન પ્રકાશન મંદિરે ઊભી કરેલી છાપની સરખામણીમાં આ તરજૂમો અતિશય કંગાળ દેખાય છે. ગુજરાતમાં સુંદર સુવાચ્ય તરજૂમા કરી શકે તેવી.ઓલાદ.ખલાસ થઈ છે કે નવજીવન પ્રકાશન મંદિરને [illegible] નથી?

# સમાજવાદના પ્રણેતા

## નરોત્તમ શાહ

સિદ્ધાર્થ (એટલે ભાવી બુદ્ધ)ના પિતા શુદ્ધોદનને કોઈક જ્ઞાની પુરુષે એમ કહ્યાનું કહેવાય છે કે આ બાળક – સિદ્ધાર્થ – ભવિષ્યમા ક્ તો મહાવીર યોદ્ધો બનશે અથવા મહાતપસ્વી બનશે દીકરો વૈરાગી ન બને એ હેતુથી શુદ્ધોદને વર્ષો લગી દીકરાને રિદ્ધિસિદ્ધિ અને મોજશોખની કેદમા રાખ્યો અને આ દુનિયામા દુ ખ જેવી કઈ પણ વસ્તુ છે એનો ખ્યાલ સુદ્ધા ન આવવા દીધો. દતકથા મુજબ જ્યારે જિંદગીમા પહેલી જ વાર સિદ્ધાર્થને ખબર પડી કે આ દુનિયામાં રોગ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુ જેવી વસ્તુઓ હોય છે ખરી ત્યારે એમને ભારે આઘાત લાગ્યો અને એ બધાનો ઉપાય શોધવા માટે એમણે પોતાના એશઆરામના જીવનમાથી મહાભિનિષ્ક્રમણ કર્યું

પડિત મોતીલાલજી સમગ્ર એમના એકના એક જવાહર વિષે કોઈએ એવું ભવિષ્ય ભાખ્યુ ન હતુ કે "તમારો દીકરો ભવિષ્યમા મહાન સમાજવાદી થશે." એમ છતાય નેહરુ કુટુમ્બમા જાહેજલાલી અને એશઆરામનું એવું વાતાવરણ હતું કે એમા જન્મેલો કોઈ લાડકો દીકરો સમાજવાદી બનીને મૂડીવાદને પડકાર આપવાનો વિચાર ન કરે છતાં જવાહરના જીવનમા એવુ બન્યું એ તેમની ઉચ્ચ વૈજ્ઞાનિક બુદ્ધિમત્તા અને વિરલ માનવતાની ગવાહી આપે છે

જવાહર ભાગ્યે જ દસેક વર્ષના હશે ત્યારથી તેઓ દેશ અને દુનિયાના રાજકારણમા રસ લેવા લાગ્યા હતા એ એમની જિજ્ઞાસાવૃત્તિ, બુદ્ધિમત્તા, અને મોતીલાલજીના ઘરમા જમતા વકીલોના ડાયરાને આભારી હતું દક્ષિણ આફ્રિકામાં ચાલતા બોઅર વિગ્રહના સમાચાર જાણવા તેઓ દરરોજ કેવી આતુરતાથી અગ્રેજી દૈનિક સમાચારપત્રની વાટ જોતા એ હકીકતની એમણે પોતાની આત્મકથામા નોધ કરી છે અલબત્ત એ વખતે એમની સહાનુભૂતિ બોઅરોને

પક્ષે હતી કારણ કે અંગ્રેજોની ગુલામી એમને સાલતી હતી. (એ વખતે દક્ષિણ આફ્રિકામાં ગાંધીજી સક્રિયપણે બોઅરોની વિરુદ્ધ અંગ્રેજોને મદદ કરી રહ્યા હતા.)

૧૯૦૫માં અચાનક રશિયા અને જાપાન વચ્ચે યુદ્ધ જામ્યું. જાપાન જેવડો નાનકડો એશિયાઈ દેશ પણ એક મહાકાય યુરોપિયન સત્તા સામે કેવી બહાદુરીથી બાથ ભીડી શકે છે એ જોઈને એમની છાતી ગજગજ ઊછળતી. સોળ કે સત્તર વર્ષના જવાહરે જાપાન વિષે જેટલાં પુસ્તકો મળ્યાં એટલાં મેળવીને વાંચવા માંડયાં.

ત્યાર બાદ તેઓ અભ્યાસ માટે ઇંગ્લૅન્ડ ગયા ત્યારે પણ એમના પર સમાજવાદની કોઈ અસર દેખાતી ન હતી. ભારતથી આવેલા બીજા સહાધ્યાયીઓની જેમ, તેઓ પણ રાષ્ટ્રવાદી હતા અને ભારતના રાજકારણમાં રસ લેતા હતા. કૉંગ્રેસનાં નરમ અને ગરમ દળો વચ્ચેના વિવાદમાં એમની સહાનુભૂતિ ગરમ દળ (ટિળક અને એમના સાથીદારો) સાથે હતી.

ઇંગ્લૅન્ડવાસનાં છેલ્લાં વર્ષોમાં જ્યારે તેઓ લંડનમાં હતા (૧૯૧૦-૧૯૧૨), ત્યારે એમને સમાજવાદનો પ્રથમ પરિચય થયો જણાય છે. પણ જ્યારે તેઓ ભારત આવ્યા ત્યારે કૉંગ્રેસના વાતાવરણમાં રાષ્ટ્રવાદથી તરબોળ રહેતા. અલબત્ત, તેઓ નોંધે છે:

"......છતાં નવું સાહિત્ય વાંચવામાં આવતું ત્યારે વળી મારા મગજમાં છુપાઈ રહેલા સમાજવાદના અંગારા ધગી ઊઠતા. એ વેળાનો મારો સમાજવાદ શાસ્ત્રીય કરતાં ભૂતદયા-પ્રેરિત અને સ્વપ્નદર્શી વધારે હતો." (મારી જીવનકથા, પૃ. ૩૯)



વધુમાં તેઓ નોંધે છે:

"મારાં રાજકાજ મારા વર્ગનાં એટલે કે 'બુર્ઝવાઝી' (એટલે મધ્યમ) વર્ગનાં હતાં." (એજન, પૃ. ૫૧)

"૧૯૨૦માં કારખાનાંઓ અને ખેતરોમાં કામ કરનાર



શ્રમજીવી વર્ગની સ્થિતિનું મને કશું જ્ઞાન ન હતું અને મારી રાજકીય દૃષ્ટિ પૂરેપૂરી મધ્યમ વર્ગની હતી. દેશમાં ભયાનક ગરીબી અને દુઃખ છે અને હિંદુસ્તાન રાજકીય રીતે સ્વતંત્ર થાય કે તરત તેણે ગરીબીના પ્રશ્નને પ્રથમ જ ઉપાડવો જોઈશે એટલું તો હું જાણતો પણ એ રાજકીય સ્વાતંત્ર્યમાં મધ્યમ વર્ગનું જ ઉપરીપણું રહેશે એ વિષે પણ મને શંકા ન હતી."

(એજન, પૃ. ૫૨)

આ ગાળામાં એમના જીવનમાં એક એવો બનાવ બન્યો કે જેથી જવાહર તદ્દન નવી જ દિશામાં વિચારવા લાગ્યા. એ વળાંકબિંદુ સમો બનાવ હતો અલ્લાહાબાદની બાજુમાં આવેલા પ્રતાપગઢ જિલ્લાનાં ગામડાંઓનો પ્રવાસ, અને ખેડૂતોની દુર્દશાનું પ્રત્યક્ષ નિરીક્ષણ. જમીનદારોના દલાલો, શરાફો અને પોલીસ એવાં બધાં ગીધડાં (ગીધડાં શબ્દ જવાહરે પોતે વાપરેલો છે) કિસાનોને કેવી રીતે ફોલી ખાતાં હતાં અને ખેડૂત ઉપર કેવા સિતમો ગુજારતાં હતાં એ બધાનું દારુણ ચિત્ર જવાહરે પોતાની આત્મકથામાં આપ્યું છે. તેઓ નોંધે છે :

"મારી આંખ ઊઘડી અને ભારતમાતાનું નવું ચિત્ર મારી આગળ ખડું થવા લાગ્યું—વસ્ત્રહીન, અન્નહીન, દલિત અને અત્યંત પીડિત ભારતમાતાનું."

(એજન, પૃ. ૫૫)

બસ, ત્યાર પછી અમીરાઈમાં ઊછરેલા એ નબીરાને હિંદના નાગા, ભૂખ્યા કરોડોનો મૂંગો આર્તનાદ રાતદિવસ સતાવવા લાગ્યો. આઝાદી આવતાં આ સમસ્યાનો ઉકેલ આપમેળે નહિ આવી જાય એ તો એમને દેખીતું જ લાગતું હતું. છતાં એ વિષે કૉંગ્રેસના કાર્યક્રમમાં કંઈ ન હતું એ વિચારીને તેઓ ખૂબ મૂંઝાતા. આ અરસા વિષે એમણે ફરિયાદ કરી છે :

"આ વિષે ગાંધીજીના પોતાના વિચારો પણ અજબ રીતે અસ્પષ્ટ હતા, અને એ રીતે સ્પષ્ટ વિચાર કરવાનું તેઓ ઉત્તેજન પણ ન આપતા. પણ જ્યારે જ્યારે તેઓ બોલતા

ત્યારે ત્યારે તેમના શબ્દોમાં દલિત અને પીડિત વર્ગો માટેનું સ્વરાજ તેઓ ઇચ્છે છે એમ સ્પષ્ટ સમજાતું અને આ સ્વરાજ કેવા પ્રકારનું હશે તે વિષે તેઓ કશું કહેતા નહીં તેમ જ દબાવનારા અને પીડા આપનારા વગેરેને પણ તેઓ નિર્ભય કરતા જતા હતા, છતાં અમને ઘણાને એટલું આશ્વાસન તો રહેતું જ કે એ દલિતો અને પીડિતોને માટેના સ્વરાજની ભાષા એઓ વાપરે છે." (એજન, પૃ. ૭૮)

આવી પરિસ્થિતિમાં જવાહરનું મન ખૂબ ગૂંચવાતું અને એમને કોઈ સ્પષ્ટ માર્ગ દેખાતો ન હતો.

૧૯૨૬ના માર્ચમાં જવાહર યુરોપના પ્રવાસે ગયા અને ૧૯૨૭ના અંત લગી યુરોપના અનેક દેશોનો પ્રવાસ કર્યો, ત્યાંના રાજકીય આંદોલનોનો અભ્યાસ કર્યો અને માર્ક્સવાદ, સમાજવાદ અને સૉવિયેત રશિયા અંગે પણ પુષ્કળ વાંચન કર્યું. રશિયન ક્રાંતિના દસમા વાર્ષિકોત્સવ પ્રસંગે તેઓ મૉસ્કોની મુલાકાતે પણ ગયા હતા: લગભગ પોણાબે વર્ષના આ પ્રવાસની જવાહરના મન ઉપર ખૂબ ઊંડી અસર પડી :

"હું સંપૂર્ણ શક્તિ અને સ્ફૂર્તિ અનુભવતો હતો તેમ જ પૂર્વે વારવાર મથન અને નિષ્ફળતાની જે ભાવનાથી મારું હૃદય વ્યાકુળ થતું તે હવે તરતને માટે તો અદશ્ય થઈ હતી. મારી દષ્ટિનો વિસ્તાર વધ્યો હોઈ રાષ્ટ્રવાદનો ધર્મ મને ચોક્કસપણે અપૂર્ણ અને સંકુચિત લાગવા માંડયો....સામાજિક મુક્તિ અને સમાજની તેમ જ રાજ્યસંસ્થાની સમાજવાદને અનુસરતી રચના વિના વ્યક્તિનો અગર દેશનો વિકાસ શક્ય નથી એવી મારી ભાવના થઈ હતી .....કેટલીક અણગમો ઉત્પન્ન કરે એવી તેની બાજુઓ હોવા છતાં સોવિયેટ રશિયાએ મને પુષ્કળ આકર્ષ્યો અને જગત સમક્ષ એ આશાનો એક સંદેશ રજૂ કરે છે એમ પણ મને લાગ્યું." (એજન, પૃ. ૧૭૦)



આમ ૧૯૨૬-૧૯૨૭ના યુરોપના પ્રવાસ દરમિયાન જવાહર ચોક્કસપણે સમાજવાદ તરફ વળ્યા એમ કહી શકાય.



જોતજોતામાં બધે વાત ફેલાઈ ગઈ કે જવાહર સમાજવાદી બની ગયા છે. એ જમાનામાં સમાજવાદ શબ્દ બહુ જાણીતો ન હતો. ઉપરાંત ઉપરચોટિયા સર્વસ્વીકારને પરિણામે એ શબ્દ અર્થહીન પણ બની ગયો ન હતો. સમાજવાદ એટલે ક્રાંતિ અને મૂડીવાદનો સમૂળગો નાશ એ જ એનો અર્થ હતો. એટલે જવાહરના પરિવર્તનથી ચોમેર સનસનાટી મચી ગઈ. તેમાંયે નેહરુ રશિયાની મુલાકાતે ગયા હતા એથી તો લોકોને ખૂબ કુતૂહલ થતું હતું. એટલે કે રશિયા કેવો દેશ છે, ત્યાં શું બની રહ્યું છે એ જવાહર પાસેથી જાણવા લોકો ખૂબ ઉત્સુક હતા. જવાહર લખે છે કે એ અરસામાં "જ્યારે જ્યારે મને ભાષણ કે વાર્તાલાપ આપવાનું આમંત્રણ આપવામાં આવતું ત્યારે – અને ખાસ કરીને વિદ્યાર્થીઓની સભામાં – વિષય તરફ઼ે લગભગ અચૂક રીતે સૉવિયેત રશિયાનું નામ આગળ આવતું." (સૉવિયેત રશિયા, પૃ. ૧) આ અરસામાં એમણે મદ્રાસના "હિંદુ" દૈનિકમાં રશિયા વિષે એક લેખમાળા લખી, જે પાછળથી પુસ્તક (સૉવિયેત રશિયા) રૂપે પ્રસિદ્ધ થઈ હતી. જવાહરનું આ પહેલું પુસ્તક હતું.

હવે જવાહરે કામદાર-આંદોલનમાં પણ રસ લેવા માંડ્યો. ઑલ ઇંડિયા ટ્રેડ યુનિયન કૉંગ્રેસના પ્રમુખ તરીકે એમની વરણી થઈ.

૧૯૨૯ના કૉંગ્રેસ (રાષ્ટ્રીય મહાસભા) ના લાહોર અધિવેશનના પ્રમુખ તરીકે જવાહર ચૂંટાયા. એ ઐતિહાસિક પ્રસંગે એમણે આપેલા ભાષણમાં એમણે પોતાના સમાજવાદી વિચારોની ઉદ્‌ઘોષણા કરી :

"મારે નિખાલસપણે કબૂલ કરવું જોઈએ કે હું સમાજવાદી છું, અને પ્રજાતંત્રવાદી છું. હું રાજાઓ અને મહારાજાઓમાં માનતો નથી. તેમ જ જેઓ લોકોના જીવન અને એમનાં સુખદુઃખ ઉપર જૂના જમાનાના રાજાઓ કરતાં

પણ વધુ સત્તા ભોગવે છે અને જૂના સામંતશાહી અમીરોની પદ્ધતિઓ કરતાં જેમની પદ્ધતિઓ વધુ લૂંટખોર છે એવા આધુનિક ઉદ્યોગપતિઓ પેદા કરતી સમાજવ્યવસ્થામાં પણ હું માનતો નથી ... હિંદમાં પ્રવર્તતી ગરીબી અને અસમાનતા આપણે દૂર કરવા માગતા હોઈએ તો હિંદે એ માર્ગે (સમાજવાદ ભણી) જવું જ પડશે."

"કેટલીક વાર એમ કહેવામાં આવે છે કે મૂડીદારો અને મજૂરો વચ્ચે તેમ જ જમીનદારો અને ગણોતિયાઓ વચ્ચે કૉંગ્રેસે એક સરખાં પલ્લાં રાખવાં જોઈએ. પણ હકીકતમાં એક પલ્લું ભયંકર હદે નીચું ઢળેલું રહ્યું છે અને હજુયે છે. એટલે અત્યારની સ્થિતિને એમ ને એમ રાખી મૂકવી એ અન્યાય અને શોષણ જાળવી રાખવા બરાબર છે. આ સ્થિતિનો એક માત્ર ઉપાય એ છે કે એક વર્ગ ઉપરના બીજા વર્ગના આધિપત્યનો અંત લાવવો."

ત્યાર પછી તો અસહકારનું આંદોલન શરૂ થયું અને ૧૯૨૯થી માંડીને ૧૯૪૭ સુધીના ગાળાનો મોટા ભાગનો સમય જવાહરે કારાવાસમાં જ કાઢ્યો. કારાવાસ દરમિયાન (૧૯૩૦-૧૯૩૩) એમણે પોતાનો પહેલો મહાગ્રંથ લખ્યો જે ૧૯૩૪માં "ગ્લિમ્પ્સિસ ઑફ વર્લ્ડ હિસ્ટરી" નામે પ્રસિદ્ધ થયો. આ પુસ્તકમાં જવાહરે માર્ક્સવાદી દૃષ્ટિબિંદુથી વિશ્વના ઇતિહાસનું સુંદર અન્વેષણ કર્યું છે. આજ લગી અંગ્રેજી ભાષામાં ઉપલબ્ધ માર્ક્સવાદી સાહિત્યમાં આની તોલે આવે એવો બીજો કોઈ વિશ્વઇતિહાસનો ગ્રંથ નથી.



૧૯૩૩માં નેહરુ જેલમાંથી બહાર આવ્યા ત્યારે એમણે "હિંદ કયે માર્ગે?" એ શીર્ષક તળે એક યુગવર્તી લેખમાળા લખી, જેમાં એમણે સમાજવાદ આ દેશ માટે શા માટે અનિવાર્ય છે એ પ્રશ્નની પદ્ધતિસર આલોચના કરી. ગાંધીજીની સર્વોદયની ફિલસૂફી અંગે એમણે લખ્યું:

બાકી આખાયે પુસ્તકમાં એમણે હિંદના અનેક પ્રશ્નોની સમાજવાદી-માર્ક્સવાદી દૃષ્ટિથી આલોચના કરી છે. બ્રિટિશ શાહીવાદ, રાજા-નવાબો, કોમવાદ, ધર્મ, ભાષા અને લિપિનો પ્રશ્ન — એવા અનેક પ્રશ્નોની એમણે વેધક ચર્ચા કરી છે. પણ સમકાલીનોનું તેમ જ આપણું સૌથી વધુ ધ્યાન ખેંચે એવી ચર્ચા તો એમણે કરી છે ગાંધીજીની ફિલસૂફીની. જેવા સર્વગ્રાહી, કાતિલ અને જડબાતોડ પ્રહારો જવાહરે એ આત્મકથામાં ગાંધીવાદ ઉપર કર્યા છે એવા પ્રહારો બીજા કોઈએ કર્યા નથી. ગાંધીવાદનું ખંડન કરતાં કરતાં વારંવાર તેમણે માર્ક્સવાદની હિમાયત કરી. માર્ક્સવાદ અંગે તેમણે લખ્યું છે:

"......માર્ક્સની ફિલસૂફીએ મારા દિલની ઘણીયે ગૂંચોનો ઉકેલ મને આપ્યો. ઇતિહાસને હું નવા અર્થમાં સમજતાં શીખ્યો. માર્ક્સના ભાષ્યથી તેના ઉપર ઘણો પ્રકાશ પડયો."

(એજન પૃ. ૩૮૮-૮૯)

"માર્ક્સની ફિલસૂફી કોઇ પણ પૂર્વગ્રહી વાદથી મુક્ત છે, તથા તેનું આખું દૃષ્ટિબિંદુ શાસ્ત્રીય છે, એ વસ્તુએ તેના તરફ મને ખેંચ્યો....દુનિયામાં ઊભા થયેલા બારીક મામલાએ તથા સર્વત્ર વ્યાપી રહેલી મંદીએ માર્ક્સનું પૃથક્કરણ સાચું ઠરાવ્યું. જ્યારે બીજી બધી પદ્ધતિઓ અને વાદો અંધારામાં ફાંફાં મારતાં હતાં ત્યારે માર્ક્સવાદ એકલો ઓછીવત્તી સંતોષકારક રીતે આનો ખુલાસો આપતો હતો અને તેનું સાચું નિરાકરણ બતાવતો હતો." - (મારી જીવનકથા, પૃ. ૩૮૯)



અલબત્ત, ગાંધીજી માટે એમને અનહદ ભકિતભાવ હતો. જો ગાંધીજી ન હોત તો કદાચ જવાહર કોંગ્રેસમાંથી કાયમને માટે છૂટા થઈ ગયા હોત. ગાંધીજી પ્રત્યે એમને અનહદ ભક્તિભાવ હોવા છતાંયે, ગાંધીજી સાથેના પોતાના મતભેદોની તેઓ બેધડકપણે જાહેરમાં ઉગ્ર ચર્ચા કરતા. આજે એક એવી ફૅશન થઈ ગઈ છે કે દરેક જણ પોતાને સમાજવાદી કહેવડાવે છે. સમાજવાદ શબ્દના આવા વિચિત્ર

બાકી આખાયે પુસ્તકમાં એમણે હિંદના અનેક પ્રશ્નોની સમાજવાદી-માર્ક્સવાદી દૃષ્ટિથી આલોચના કરી છે. બ્રિટિશ શાહીવાદ, રાજા-નવાબો, કોમવાદ, ધર્મ, ભાષા અને લિપિનો પ્રશ્ન—એવા અનેક પ્રશ્નોની એમણે વેધક ચર્ચા કરી છે. પણ સમકાલીનોનું તેમ જ આપણું સૌથી વધુ ધ્યાન ખેંચે એવી ચર્ચા તો એમણે કરી છે ગાંધીજીની ફિલસૂફીની. જેવા સર્વગ્રાહી, કાતિલ અને જડબાતોડ પ્રહારો જવાહરે એ આત્મકથામાં ગાંધીવાદ ઉપર કર્યા છે એવા પ્રહારો બીજા કોઈએ કર્યા નથી. ગાંધીવાદનું ખંડન કરતાં કરતાં વારંવાર તેમણે માર્ક્સવાદની હિમાયત કરી. માર્ક્સવાદ અંગે તેમણે લખ્યું છે:

"......માર્ક્સની ફિલસૂફીએ મારા દિલની ઘણીયે ગૂંચોનો ઉકેલ મને બતાવ્યો. ઇતિહાસને હું નવા અર્થમાં સમજતાં શીખ્યો. માર્ક્સના ભાષ્યથી તેના ઉપર ઘણો પ્રકાશ પડયો." (એજન પૃ. ૩૮૮-૮૯)

"માર્ક્સની ફિલસૂફી કાંઈ પણ પૂર્વગ્રહી વાદથી મુક્ત છે, તથા તેનું આખું દૃષ્ટિબિંદુ શાસ્ત્રીય છે, એ વસ્તુએ તેના તરફ મને ખેંચ્યો....દુનિયામાં ઊભા થયેલા બારીક મામલાએ તથા સર્વત્ર વ્યાપી રહેલી મંદીએ માર્ક્સનું પૃથક્કરણ સાચું ઠરાવ્યું. જ્યારે બીજી બધી પદ્ધતિઓ અને વાદો અંધારામાં ફાંફાં મારતાં હતાં ત્યારે માર્ક્સવાદ એકલો ઓછીવત્તી સંતોષકારક રીતે એનો ખુલાસો આપતો હતો અને તેનું સાચું નિરાકરણ બતાવતો હતો." (મારી જીવનકથા, પૃ. ૩૮૯)

અલબત્ત, ગાંધીજી માટે એમને અનહદ ભક્તિભાવ હતો. જો ગાંધીજી ન હોત તો કદાચ જવાહર કોંગ્રેસમાંથી કયમને માટે છૂટા થઈ ગયા હોત. ગાંધીજી પ્રત્યે એમને અનહદ ભક્તિભાવ હોવા છતાંયે, ગાંધીજી સાથેના પોતાના મતભેદોની તેઓ બેધડકપણે જાહેરમાં ઉગ્ર ચર્ચા કરતા. આજે એક એવી ફૅશન થઈ ગઈ છે કે દરેક જણ પોતાને સમાજવાદી કહેવડાવે છે. સમાજવાદ શબ્દના આવા વિચિત્ર



રોની બૌદ્ધિક ચર્ચા કરવા ભાગ્યે જ તૈયાર હોય છે.

જવાહર પણ એવા જ એક 'કૉન્ટ્રોવર્શિયલ' પુરુષ થઈ ગયા ૧૯૩૪માં લખતાં તેઓ નોંધે છે:

"સમાજવાદીઓનો કાર્યક્રમ હજી બહુ ઓછો જાણીતો થયો છે, અને મહાસભાના ઉપલા વર્ગના સભ્યો તેનાથી ભડકે છે." (મારી જીવનકથા, પૃ. ૧૩૧)

વધુમાં તેઓ લખે છે:

"મારા સમાજવાદી પ્રચારથી કાર્યવાહક મંડળમાના મારા કેટલાક સાથીઓ પણ અકળાયા. ઘણા વરસથી હું આ પ્રચાર કરતો આવ્યો હતો, પણ તેને તેઓ સહન કરતા આવ્યા હતા અને હજુયે તેને તેઓ મૂગે મોઢે સહન કર્યાં કરત; પણ હવે તો હું કેટલેક અંશે દેશનાં માલદાર મંડળોને ભયરૂપ લાગતો હતો, અને મારી પ્રવૃત્તિઓ હવે નિર્દોષ ગણી શકાય એવી રહી નહોતી. હું જાણતો હતો કે મારા કેટલાક સાથીઓ સમાજવાદી નહોતા. પણ મેં હંમેશા એવું માન્યુ હતું કે મહાસભાના કાર્યવાહક મંડળના સભાસદ હોવા છતાંયે મહાસભાને એમાં સંડોવ્યા વિના સમાજવાદનો પ્રચાર કરવાની મને પૂરી છૂટ છે......પણ મારાથીયે બીજું શું થઈ શકે એમ હતું? જેને હું મારા કાર્યમા અતિ મહત્ત્વનુ ગણતો તે તો હું છોડવા માગતો નહોતો." (મારી જીવનકથા, પૃ ૫૦૭)



૧૯૨૯થી ૧૯૩૯ સુધીનાં બારેક વર્ષ દરમિયાન, આ મતભેદો સતત ઉગ્ર રહ્યા કરતા હતા. પોતાના 'બુર્ઝ્વા' સાથીદારો સાથેના જવાહરના સબંધો અત્યંત ખરાબ હતા. એમની સાથે કૉંગ્રેસની કારોબારીમાં કામ કરવું એય એમને માટે ત્રાસજનક થઈ પડયું હતું. આ અંગે એમણે પોતાની આત્મકથામાં પોતાની વ્યથા વારંવાર વ્યક્ત કરી છે. બીજી તરફથી એ સાથીદારોએ ૧૯૩૪માં (જવાહર હાજર ન હતા – જેલમાં હતા – ત્યારે) એક ઠરાવ પસાર કર્યો જેનો ઉલ્લેખ 'લૂઝ ટૉક' ઠરાવ તરીકે જવાહરના લખાણુમાં વારંવાર આવે છે. આ ઠરાવમાં સમાજવાદ

ખાનગી મિલકતનો અંત, અલબત્ત, મર્યાદિત અર્થમા એ રહેવા દેવામા આવે"

લખનૌ અધિવેશન પૂરુ થયા પછી જવાહરે દેશભરમા પ્રવાસ કરવા માડયો અને કૉંગ્રેસના કાર્યક્રમ માટે પ્રચાર શરૂ કર્યો, અને સાથે સમાજવાદનો પણ. કારોબારીના એમના નાથીદારોનો ધૂધવાટ ફાટફાટ થયા માડયો. લખનૌ અધિવેશન પૂરુ થયે હજી ત્રણ મહિના થયા ન હતા ત્યા રાજેન્દ્રપ્રસાદ, રાજગોપાલાચારી, જયરામદાસ દોલતરામ, જમનાલાલ બજાજ, વ-લભભાઈ પટેલ, આચાર્ય કૃપલાણી અને એસ. ડી દેવ એ સાત આગેવાનો વર્ધામા ભેગા થયા અને જૂન ૨૯, ૧૯૩૬ના રોજ પોતાની સયુકત સહી સાથે એક કડક કાગળ લખીને કૉંગ્રેસની કારોબારીમાથી પોતાના રાજીનામા આપ્યા આ અપૂર્વ અને અત્યત ગભીર પગલાનું કારણ સમજાવતા એમણે પોતાના કાગળમા લખ્યુ કે 'અમને લાગે છે કે જ્યારે કૉંગ્રેસે સમાજવાદ સ્વીકાર્યો નથી ત્યારે, ખાસ કરીને આ તબક્કે, કૉંગ્રેસના પ્રમુખ (જવાહર) તેમ જ કારોબારીના બીજા સમાજવાદી સભ્યો સમાજવાદનો પ્રચાર કરે અને એના ઉપર ભાર મૂકે એ હકીકતથી દેશના સૌથી અગત્યના હિતો જોખમાય છે અને જેને અમે બધા આ દેશનું પ્રથમ અને સૌથી અગત્યનું ધ્યેય માનીએ છીએ એ આઝાદી માટેનો રાષ્ટ્રસઘર્ષ જોખમાય છે"



આ સયુકત પત્ર લખ્યા પહેલા આ સાત મોવડીઓએ ગાધીજી સાથે આ પ્રશ્નની ચર્ચા કરી હતી કે નહિ એ વિષે હજી કઈ જાણવા મળતું નથી પણ ત્યાર પછી તરત જ તેઓ ગાંધીજીને મળ્યા અને ગાધીજીની સલાહ અનુસાર બે જ દિવસ પછી પોતાનું સયુકત રાજીનામું પાછુ ખેચી લીધું આ બને પત્રો જવાહરના છેલ્લા

# નેહરુનું હિન્દનું દર્શન

### કા. ના. સુબ્રમણ્યમ્

DISCOVERY OF INDIA. Jawaharlal Nehru. (Asia, 1946.)

જવાહરલાલ નેહરુનું " ડિસ્કવરી ઑફ ઇન્ડિયા " નામનુ પુસ્તક અત્યંત મહત્ત્વનું અને નોંધપાત્ર છે કારણ કે જવાહરલાલની સાથે ઊછરેલી આખી પેઢીના ભારત-દર્શન કરતાં એ ભિન્ન હતું આજે એક પેઢી પછીયે એ સાચું ભારતદર્શન બની રહે છે તે આ પુસ્તકની સર્વ-કાલીનતા દર્શાવે છે. ચોકકસ સમયને સ્પર્શતું હોવા છતાં, આ પુસ્તક, આમ નિત્ય છે, શાશ્વત છે. ભારતની હવે પછીની પેઢીઓને થનાર ભારતદર્શનને પણ આ પુસ્તક વાચા આપવાનું ચાલુ રાખશે કે કેમ એ જોવાનું રહે છે, પરંતુ કમમા કમ છ-સાત પેઢી સુધી તો આ પુસ્તક એ કામગીરી બજાવશે એમ માની લેવામાં હરકત નથી.

પુસ્તક તરીકે જોઈએ તો નેહરુનું આ છેલ્લું પુસ્તક છે. એ પછી તેમને જેલમાં વધુ વરસ ગોંધાઈ રહેવાનું ન હતું, પુસ્તકો લખવાની ફુરસદ મળવાની ન હતી અને નવઆઝાદ દેશના વડા પ્રધાન તરીકે રાષ્ટ્રનું સુકાન હાથ ધરવાનું હતું. વાચકને આ પુસ્તકમાં જવાહરલાલની ઊંડી સૂઝ અને આંતરદર્શનની પ્રતીતિ થાય છે. પશ્ચિમના સુવિકસિત દેશોમાં જ્ઞાનનો જે ખ્યાલ પ્રવર્તે છે તે જોતાં, નેહરુએ હાથ ધરેલી કામગીરી માટે ત્યાં સાસ્કૃતિક અને ઐતિહાસિક ઘટનાઓના આવા આલેખન અને અર્થ-દર્શન માટે જ્ઞાનકોશોનાં થોથાં ભરવામાં આવ્યાં હોત. જ્યારે અહીં તો એવી સગવડના અભાવે એક જ વ્યકિતએ આ અજોડ દસ્તાવેજ તૈયાર કરવાનું હાથ ધર્યું અને અસાધારણ પ્રભુત્વ અને હથોટીથી તેમણે એ કામ બજાવ્યુ તે જોતાં એમ જરૂર કહી શકાય કે નેહરુ સિવાય બીજું





કોઈ આ સિદ્ધિ પ્રાપ્ત કરી શકે નહિ.

શૈક્ષણિક અને સિદ્ધાંતની દૃષ્ટિએ જોઈએ તો આ પુસ્તકમાં પ્રમાણભાન જેવું કશું છે જ નહિ એમ લાગે. ઇતિહાસનાં સુગ્રથિત પુસ્તકોમાં વર્તમાનને કદી ન મળે એવું સ્થાન અહીં આપવામાં આવ્યું છે. પશ્ચિમની દૃષ્ટિએ જોઈએ તો ઇતિહાસનાં પુસ્તકો મહદંશે ભૂતકાળને જ સ્પર્શતાં હોય છે. જવાહરલાલના પુસ્તકમાં તો ભવિષ્યની પણ વિસ્તૃત વિચારણા થઈ છે. ઇતિહાસકારોની દૃષ્ટિએ તો આ પણ પ્રમાણનો અભાવ ગણાય.

કૉન્ફ્યુશિયસે એક સ્થળે અતીતના ઇતિહાસકારોની એક પ્રણાલી નાશ પામવા અંગે ખેદ વ્યક્ત કર્યો છે. તેના જમાના પૂર્વેના સમયમાં ઇતિહાસકારો ઇતિહાસના ગ્રંથોમાં કેટલાંક કોરાં પાનાં છોડતા હતા. તેઓ એમ સૂચવતા હતા કે ઘણી બાબતોનો હજી તેમને ખ્યાલ નથી અને સુજ્ઞ વાચકો તેમાં પૂર્તિ કરી શકે છે. કૉન્ફ્યુશિયસના જમાનામાં આ પદ્ધતિનો ત્યાગ કરવામાં આવ્યો, કારણ કે એ સમયના ઇતિહાસકારો એમ માનવા લાગ્યા કે અમે બધું જાણીએ છીએ. 'ડિસ્કવરી' વાંચતી વેળાએ આપણને ભૂતકાળ વિષે જે જાણતા હોઈએ તેનું તેમ જ ન જાણતા હોઈએ તેનું પણ એમાં દર્શન થાય છે.

વર્તમાન અને ભાવિ ઉપર નેહરુએ મૂકેલા ભારને કારણે જ આ પુસ્તક એક અજોડ કૃતિ બની રહે છે. આપણે સૌ વર્તમાનમાં જીવીએ છીએ અને ભાવિ ભણી આપણી મીટ મંડાયેલી છે એ ધ્યાનમાં લઈએ તો સમજાશે કે નેહરુનું આ પુસ્તક એક માનવદસ્તાવેજ છે, અને જેનાં બધાં પાસાં આટલાં રસપ્રદ હોય એવું કોઈ પુસ્તક તાજેતરના સમયમાં લખાયું નથી.

અલબત્ત, આ પુસ્તકમાંયે જવાહરલાલને મન

ભૂતકાળ મહત્ત્વનો છે જ, કારણ કે સાંપ્રતને ભૂતકાળથી સદંતર અલગ કરી શકાય નહીં. ભૂતકાળમાં ભવ્ય ઘટનાઓની સાથે શરમનજક ઘટનાઓનાં, વીર પુરુષોની સાથે જ ભીરુઓનાં પણ દર્શન થાય છે. પરંતુ નેહરુએ તો ભૂતકાળનાં ભાતભાતનાં સ્વરૂપોને આ ગ્રંથમાં છતાં કર્યાં છે. આ ભૂત અને વર્તમાનની ઊંડી સમજ દ્વારા આપણે ભાવિને ભેટવા સજ્જ થઈ શકીએ.

ભૂતકાળની ભવ્ય છતાં મૃત પરંપરા અને સમસ્યાઓથી સભર એવા જીવંત વર્તમાન વચ્ચેનો આ સુભગ સમન્વય જવાહરલાલના વ્યક્તિત્વમાં જોવા મળે છે. તેમણે પોતાના જમાનાની લડતો અને મથામણોમાં કેન્દ્રસ્થાન ભોગવ્યું હતું. ભૂત અને વર્તમાનના આ સંયોજનને કારણે "ડિસ્કવરી ઑફ ઇન્ડિયા" એક અદ્યતન 'ક્લાસિક' અને આજે આકાર લઈ રહેલા ભારતને સમજનારા માટેની અનિવાર્ય માર્ગદર્શિકા બની રહે છે. ભૂતકાળની સમજ સાથે વર્તમાન ઉપર યોગ્ય પ્રમાણમાં ભાર મૂકવાનું કામ કપરું છે અને લગભગ અશક્ય ગણાય એવી આ કામગીરી જવાહરલાલે સમર્થ રીતે બજાવી છે. આઝાદીને ઉંબરે આવી ઊભેલા ભારતને નેહરુની એ મૂલ્યવાન ભેટ હતી. ભારત તેના સુદીર્ઘ ઇતિહાસનું નવું પાનું ખોલી રહ્યું હતું અને આ પુસ્તક પણ ઇતિહાસનું એક મહત્ત્વનું સીમાચિહ્ન છે. આઝાદીની લડતમાં સક્રિય ભાગ લેનારાઓ માટે તેમ જ તેથી અલિપ્ત રહેલા લોકો માટે આ પુસ્તકે રાષ્ટ્રની નવી જ તાસીર, નવી વિચારસરણી અને નવા જ મિજાજનું દર્શન રજૂ કર્યું છે. આ તાસીરમાં કંઈ અવનવું ન હતું, પરંતુ નેહરુની ખૂબી એ છે કે તેમણે ભારતના નવા સ્વરૂપને અભિવ્યક્તિ આપી. આમ, ઉચિત રીતે જ આ પુસ્તકનું નામ "ડિસ્કવરી ઑફ ઇન્ડિયા"





રાખવામાં આવ્યું છે.

આવી કૃતિના સર્જન માટે જરૂરી એવી અનેકવિધ પ્રતિભા નેહરુમાં હતી. જે પ્રજાના જીવનસંગ્રામનું પોતે આલેખન કરી રહ્યા હતા તેની સાથે તેઓ તાદાત્મ્ય અનુભવતા હતા. તેમનામાં કલાકારની સંવેદનશીલતા અને સંયમ હતાં. સામાન્ય રાજપુરુષોમાં રોજબરોજની વ્યવહારુ મુશ્કેલીઓને કારણે જે સંભવી શકે જ નહિ તેવી વિશાળ દૃષ્ટિ જવાહરલાલમાં હતી. નેહરુની પશ્ચિમની તાલીમ અને ભારતની પરંપરા પ્રમાણેનું આધ્યાત્મિક ઓજમાં રસ ધરાવતું માનસ આ બન્નેએ આ પુસ્તકના ઘડતરમાં મૂલ્યવાન ફાળો આપ્યો છે.

નેહરુએ આ પુસ્તકના આમુખમાં લખ્યું છે :

"છેલ્લા પાંચ માસ દરમ્યાન મેં ભૂતકાળમાં પ્રવાસ કર્યો છે અને ભાવિમાંય ડોકિયું કર્યું છે. ક્યારેક મે સાંપ્રતના સનાતન સાથેના સંગમ ઉપર સમતુલા જાળવવાનો પ્રયાસ કર્યો છે. આ પાંચ મહિના દરમ્યાન વિશ્વમાં અનેકાનેક ઘટનાઓ બની છે અને યુદ્ધનો અંત આવ્યો છે. લશ્કરી વિજયની દૃષ્ટિએ એનું ભવ્ય પરિણામ આવ્યું છે, પરંતુ હું વર્તમાનની તીક્ષ્ણ ધારથી દૂર રહ્યો છું, અને ભૂત તથા ભાવિના વ્યાપક વિસ્તારોમાં જ ઘૂમવાનું મેં પસંદ કર્યું છે."

હકીકતમાં આ પુસ્તકમાં ભૂત, વર્તમાન અને ભવિષ્યનું સહઅસ્તિત્વ સધાયું છે. આને લીધે તેને શાશ્વત મહત્ત્વ પ્રાપ્ત થાય છે.

વિચારપ્રવાહોના તવારીખકાર તરીકે નેહરુ સંપૂર્ણપણે આધારભૂત ગણાય એવી માહિતી રજૂ કરે છે. ગણિતશાસ્ત્ર, બુદ્ધ અને શંકર વિષેનાં પ્રકરણો આનાં સુંદર દૃષ્ટાંત છે. નેહરુની શૈલી સુરેખ અને વેધક છે. ભૂતકાળની સિદ્ધિઓને તેમણે તેના વર્તમાન મહત્ત્વના દૃષ્ટિબિંદુથી મૂલવી છે. અંગ્રેજી ભાષામાં કોઈ ભારતીય લેખક ન આલેખી શકે

એવી નેહરુની આ રજૂઆત છે.

નેહરુએ આ પુસ્તકમાં ભારતની એકતાને કેન્દ્રસ્થાને રાખી છે અને કોઈ તવારીખકારે આવા વિશિષ્ટ દૃષ્ટિબિંદુથી ઇતિહાસનું આલેખન કર્યું નથી. આવા ખાસ ઉદ્દેશપ્રધાન ઇતિહાસના આલેખનમાં જવાહરલાલ અજોડ ગણાય છે અને એ ઉદ્દેશ પણ કેવો મહાન અને ઉદાત્ત છે! જવાહરલાલ જેવા પ્રથમ કક્ષાના દેશનેતા અને રાષ્ટ્રવિધાયક સિવાય કોણ આ કામ બજાવી શકે? આ એકતાના પ્રાધાન્યે પણ "ડિસ્કવરી ઑફ ઇન્ડિયા"ને ઉચ્ચ કોટિનું પુસ્તક બનાવી દીધું છે.

આ પુસ્તકનાં વિવિધ પાસાં વિવિધ સ્તરના દેશજનોને વિશિષ્ટ રીતે આકર્ષે તેવાં છે. પ્રત્યેક વાચને નવીનતા અર્પી રહે અને નવું જ દર્શન કરાવે એવી આ રમણીય કૃતિ છે.

"ડિસ્કવરી ઑફ ઇન્ડિયા"નું શ્રેષ્ઠ લક્ષણ એ છે કે તે આપણને – દરેક વાચકને – આગવું ભારતદર્શન કરાવે છે. પ્રત્યેક પાને એ ભૂતકાળ પ્રત્યેના આપણા રસને વધુ જીવંત બનાવે છે. આ વિશિષ્ટ ભારતદર્શન એ વાચક માટે જીવનનો એક અનેરો આનંદ અને લહાવો બની રહે છે. જવાહરલાલ પોતાની પેઢીના તથા આગામી પેઢીના દેશજનોનો હાથ ઝાલીને તેમને આપણી મહાન સંસ્કૃતિના આત્માનો સાક્ષાત્કાર કરાવે છે. નેહરુની આત્મકથા સુદ્ધાં તેમની બધી કૃતિઓમાં આ પુસ્તક શ્રેષ્ઠ ગણાય છે તે એના આ વિધાયક અને સર્જનાત્મક મૂલ્યને કારણે. "ડિસ્કવરી ઑફ ઇન્ડિયા" અંગ્રેજીમાં લખાયેલાં ભારતીય પુસ્તકોનું ચરમ શિખર છે.



# પારદર્શી વિભૂતિ

## રઘુવીર ચોધરી

**नेहरुजी अपनी ही भाषा में.** सपादक रामनारायण चोधरी. (नवजीवन प्रकाशन मंदिर, अहमदाबाद १४, १९६४.)

**આ** પુસ્તક મૂળ હિંદી ભાષામાં છપાયું, લખાયું નથી. નેહરુજી હિન્દીમાં બોલ્યા છે ઘણું પણ એમણે લખ્યું છે અંગ્રેજીમાં જ. આ પુસ્તક એવું છે કે જેમાં બોલાયેલા શબ્દો સીધા લિપિબદ્ધ થયા છે.

સને ૧૯૫૮થી ૧૯૬૦ સુધીમાં શ્રી રામનારાયણ ચોધરી નેહરુજીને ઓગણીસ વાર મળ્યા. એમના પ્રશ્નોત્તર આ પુસ્તકરૂપે પ્રગટ થયા છે. બીજા લોકોએ તો ઘણું લખ્યું છે. ખુદ નેહરુજીએ પણ પોતાને વિષે આત્મકથામાં અને અન્યત્ર લખ્યું છે. પણ આ પુસ્તક કેવળ વધારો નથી. આની ઉપાદેયતા ઘણી છે, ખાસ કરીને નેહરુજીના દૃષ્ટિકોણને સમજવા માટે. આ પ્રશ્નો એક દુરસ્ત ગાંધીવાદીના છે. આ પ્રશ્નો એવા છે જેમના ઉત્તર કદાચ નેહરુજી પૂછ્યા વિના પ્રગટ ન કરત. આ પ્રશ્ન માત્ર જિજ્ઞાસા સંતોષવા પુછાયેલા નથી. ગાંધીવિચાર સાથે નેહરુજી ક્યાં સહમત છે, ક્યાં છૂટા પડે છે એ જાણવા માટે પણ – આગળ વધીને કહીએ તો બંનેની તુલના કરવા માટે પણ – પૂછવામાં આવ્યા છે.

ધર્મ કે ઈશ્વરમાં માનવું – ન માનવું એ સવાલ નેહરુજીને સમજાતો ન હતો. કેમ કે એમની દૃષ્ટિએ આ સવાલ સુપરફિશિયલ હતો, બુનિયાદી નહીં. ગૌતમ બુદ્ધને કોઈએ આ સવાલ પૂછ્યો ત્યારે એમણે જવાબ રૂપે એટલું જ કહ્યું, 'હું આનો જવાબ આપી શકું નહીં." ન તો હા કહી, ન તો ના કહી. આ પુસ્તકમાં એક પ્રસંગ છે:

લેનિનગ્રાડમાં રાધાકૃષ્ણન્ ત્યાંના અધ્યાપકોને અને વિદ્યાર્થીઓને મળ્યા હતા. એ લોકો ઈશ્વરમાં માનતા ન હતા કારણ કે એ સામ્યવાદી હતા. રાધાકૃષ્ણને એમને પૂછ્યું: 'તમે લોકો ટ્રુથ, ગુડનેસ, બ્યૂટી – સત્ય, કલ્યાણ, સૌંદર્ય – માં માનો છો?' તો એ લોકોએ જવાબ આપ્યો: 'હા' ત્યારે રાધાકૃષ્ણને કહ્યું કે 'એ જ છે ઈશ્વર.' નેહરુજી આવા ઈશ્વરવાળા ધર્મમાં માનતા હતા. એટલે કે એ પથ્થરોમાં નહોતા માનતા, સંપ્રદાયોમાં નહોતા માનતા પણ ધર્મમાં માનતા હતા. અને જે માણસ સંપ્રદાયમાં નથી માનતો તે નાસ્તિક નહિ, આસ્તિક કહેવાય આ જમાનામાં આવા અનેક શબ્દોના અર્થ બદલાઈ ગયા છે. રૂઢ અર્થમાં ભક્ત કે સંત ન હોવા છતાં નેહરુજી સાત્ત્વિક પુરુષ હતા. એ પોતે અન્યત્ર કહે છે તેમ પ્રકૃતિની વિવિધતા અને વિપુલતા એમના અંતરને હલાવી મૂકતી અને આત્માનો સુસંવાદ પેદા કરતી સમગ્ર સૃષ્ટિને જ ઈશ્વરરૂપ લેખતા પ્રાચીન હિંદના અથવા ગ્રીસના વાતાવરણમાં મહાલતા હોય તેવી કલ્પના એ કરી શકતા. આમ ઈશ્વરમાં માનવા કે ન માનવાની બાબતે એમનું રચનાત્મક વલણ જ કામ કરે છે. એમણે સંસારની ઉપેક્ષા નથી કરી છતા એ સંસારી ન હતા. એમણે કોઈ ધર્મની આચારસંહિતાઓનું રટણ નથી કર્યું કે દીક્ષાઓ લઈને તિલક નથી કર્યાં છતા એ પરમ ધાર્મિક પુરુષ હતા અથવા એ જ તો એમની ધર્મપરાયણતાની વિશેષતા હતી. એ વૈજ્ઞાનિક દૃષ્ટિવાળા હતા માર્ક્સનો પ્રભાવ પણ એ કાળે એમણે સ્વીકારેલો પરંતુ એ ભૌતિકતાવાદી ન હતા, ત્યાગીને ભોગવનારા હતા. અદ્વૈત વિશેની વેદાંતની ફિલસૂફી તરફ એ આકર્ષાયા હતા. ગીતા અને ઉપનિષદોના પ્રભાવનો એમણે સ્વીકાર કર્યો છે બાળપણમાં ગૌતમ બુદ્ધની વાર્તાઓની એમના ચિત્ત પર ઊંડી અસર થયેલી.





આ પુસ્તક વાંચતાં એક પ્રતીતિ એ થાય છે કે ગાંધીવિચારના આત્માની સુરક્ષા અને ગૌરવ નેહરુજીએ કર્યાં છે. ગાંધીજી સ્વયં 'ગાંધીવાદ' જેવા શબ્દના વિરોધી હતા. વાદ કે સંપ્રદાય એક સંકીર્ણ વસ્તુ છે. ગાંધીજી બુધ્ધ હતા અને બૃહત્તર થઈ રહ્યા હતા. એમણે કહેલું કે વિચાર સદા-સર્વદા વિકસશીલ રહે છે. વિચારોની સરહદો નક્કી કરી દેવામાં રહેલો ગેરલાભ એમણે જોયો હતો. આ દૃષ્ટિએ વિચારતાં નેહરુજીમાં ગાંધીવિચારનો વિકાસ લક્ષિત થશે. એ હકીકત છે કે નેહરુજીના વ્યક્તિત્વના નિર્માણમાં ગાંધીજીનો સહુથી વિશેષ યોગ હતો અને એ પણ હકીકત છે કે ગાંધીજીની કેટલીક વાતોનો સ્વીકાર એમણે ઘણો મોડે કર્યો, કેટલીક વાતોનો સ્વીકાર કરવો બાકી રહ્યો. આ માણસે ગાંધીજીનું અંધ અનુકરણ ન કર્યું, જે ઘણાઓએ કર્યું— જેમના માટે એકમાત્ર સમસ્યા એ રહી ગઈ કે ગાંધીજીની કોઈ પણ વાત વર્જ્ય કેવી રીતે માની શકાય? નેહરુજીએ કોઈ બાહ્ય કે સ્થૂલ વસ્તુનું તથા પ્રદર્શન માટે અનુકરણ ન કર્યું. એમની કોઈ પણ પ્રવૃત્તિને અનુકરણ જેવો શબ્દ બંધબેસતો ન આવે.

ગાંધીજી કારખાનાના કે યંત્રોના વિરોધી ન હતા. ગામડાંમાં વીજળીનાં કારખાનાં ચાલશે તો લોકોને ઉચિત લાભ થશે એ વાતનો એમણે સ્વીકાર કર્યો હતો. અંબર-ચરખો પણ યંત્ર જ છે. પરંતુ એ એવું યંત્ર છે કે જેના ઉપર માણસનો અધિકાર રહે છે. સત્તાના વિકેન્દ્રીકરણમાં નેહરુજી માનતા અને એમણે એનો અમલ પણ કર્યો છે. સાદાઈ વિષેના પ્રશ્નના ઉત્તરમાં એમણે કહ્યું કે ગાંધીજીનો સાદાઈનો સિદ્ધાંત એમની કામ કરવાની પદ્ધતિ પ્રમાણે ઠીક હતો. ગાંધીજી પાછળ વીસ આદમી એમની સાદાઈ સંભાળતા હતા. પરંતુ એમાં ગાંધીજીની ખૂબી

એ હતી કે દરેક વાતમાં એ તે રીતે વર્તવા માગતા હતા જે રીત ભારતના મામૂલી ખેડૂત માટે પણ શક્ય હોય. પરિણામે એ લોકોની નિકટ પહોંચતા. એ વસ્તુ એમના માટે ચાલતી હતી, આપણે લોકો એવું કરીએ તો તમાશો થઈ જાય!

ભારતના લોકોએ યુગો પછી ગાંધી જેવા કોઈ એક માણસને આટલો બધો ચાહ્યો, સ્વીકાર્યો. એમના પછી ભારતીય જનતાની શ્રદ્ધા નેહરુજી તરફ સહુથી વધુ હતી. વિશ્વજનમત વિષે પણ એવું કહી શકાય. અમેરિકાના પ્રમુખનું પદ સંભાળતાં સ્વ. કેનેડીએ ઘણી અદબ સાથે નેહરુજીનું નામ પોતાના ભાષણમાં યાદ કર્યું હતું. ૧૯૪૨ની એ. આઈ. સી. સી.ની બેઠકમાં શ્રી રામનારાયણ ચૌધરીના પ્રશ્નના ઉત્તરમાં રાજકીય વારસ તરીકે નેહરુને જાહેર કરવાનું કારણ ગાંધીજીએ આ પ્રમાણે આપ્યું હતું: 'જવાહરલાલ એ વિશુદ્ધ આત્મા છે. એમનું હૃદય સ્ફટિક-મણિ જેવું સ્વચ્છ છે. તે ભૂલ કરી શકે છે, પરંતુ ભારતના ગરીબોનાં હિત સદા એમની પાસે સુરક્ષિત રહેશે.' નેહરુના સખત વિરોધી સર-વિન્સ્ટન ચર્ચિલનો અભિપ્રાય પણ જાણીતો છે: 'આ માણસે માનવ-સ્વભાવની મોટામાં મોટી બે નબળાઈઓ જીતી લીધી છે, એનામાં નથી ભય કે નથી દ્વેષ.' એક વાર (દસેક વર્ષ પહેલાં) મદ્રાસની જાહેર સભામાં સવાલ કરવામાં આવેલો: 'ભાવી પેઢીઓ આપને કયા રૂપે યાદ કરે તો તમને ગમશે - આઝાદીના સૈનિક, રાજનીતિજ્ઞ, શાંતિના દૂત, લેખક, વિચારક કે રચનાત્મક કાર્યકર્તારૂપે?' નેહરુજીએ ઉત્તર આપ્યો હતો: 'મને એ વાતની ફિકર નથી કે મને કોઈ યાદ કરે. જ્યારે એક ક્રમ ખતમ થઈ જાય છે તો નાહક કોઈના માથે બોજ શા માટે પડે? પરંતુ જો કોઈ યાદ કરે તો એ રીતે યાદ કરે કે



જગાડવામાં, અને કેટલાંક ચિત્તને હલાવી દેવામાં.

પદ છોડી દેવાની વાતના સંદર્ભમાં એમણે કહ્યું હતું કે અલગ બેસીને કામ કરવામાં નકામા થઈ જવાનો ભય છે. 'હું આઠ હજાર કામ કરી શકું છું, હું સાહિત્યનું કામ કરું, આ કરું તે કરું, પરંતુ હું રાજનીતિનો માણસ છું. હું દુનિયાને બદલવા ઇચ્છું છું. હું હિંદુસ્તાનને બદલવા ઇચ્છું છું. હું ઘરમાં બેસીને માળા ફેરવવા માગતો નથી. એ મારા કાબૂ બહારની વસ્તુ છે.'

ગોવધ બંધ થાય એ વિચાર સાથે નેહરુજી સહમત હતા, પરંતુ એ માટે કેન્દ્ર સરકાર તરફથી બળજબરીપૂર્વક કાયદો કરાવવાના પક્ષમાં એ ન હતા. ગોપૂજાના વિરોધી હતા: 'પરંતુ માણસની અવનતિ કરાવે છે વાસ્તવમાં આ પૂજા. હું તો માણસની પૂજા પણ પસંદ નથી કરતો, જનવરની પૂજા કેવી રીતે પસંદ કરું? પછી ગમે તે જાનવર હોય. જો પૂજા કરવી હોય તો માનવજાતની પૂજા થાય. પછી ભલે માનવતા ફેલાય જાનવર સુધી.'

પ્રશ્ન પૂછવામાં આવેલો કે આપ ભગવાં કપડાં પહેરનારાઓની ટીકા કરો છો કેમ કે એમનું જીવન એવું નથી. તો પછી આપ ખાદી તત્ત્વજ્ઞાન અનુસાર જીવન જીવ્યા વિના ખાદી કેમ પહેરો છો? નેહરુજીએ જવાબ આપ્યો: 'મેં તો કોઈનું તત્ત્વજ્ઞાન કદી મંજૂર નથી કર્યું. કોઈ ખાદી પહેરનારા સાહેબ સમજે કે પોતે જ્ઞાની પુરુષ છે તો મુબારક છે એમને. આ આપણી આઝાદીનો પોશાક છે. પછી તે ઊંચનીચનો ભેદ દૂર કરવાની નિશાની થઈ ગઈ. રાને બીજું કંઈ પહેરું તો પરેશાની થાય છે. બલ્કે ખાદી પણ વધારે બારીક પહેરું તો ગોઠતું નથી. આદત મોટી વસ્તુ છે.'



રહેણીકરણી, ભોજન, સામાજિક રૂઢિ નિષેધો વગેરે



તે એક એવો આદમી હતો જે ભારત અને ભારતના લોકોને ચાહતો હતો અને ભારતના લોકોએ પોતાનો પ્રેમ એને પુષ્કળ આપ્યો. હતો.'

સમાનતા અને વ્યકિત-સ્વાતંત્ર્ય એ બે માનવમૂલ્યોને પ્રતિષ્ઠિત કરવા નેહરુજીએ પુરુષાર્થ કર્યો છે. 'નેહરુ પછી કોણ?' એ પ્રશ્નનો ઉત્તર એમણે કદી ન આપ્યો, કારણ કે એ બાબતને એ ભારતીય લોકમતનો વિષય સમજતા. પોતાની ઇચ્છા કે અનિચ્છા સાથે આવા પ્રશ્નને કશી લેવા-દેવા ન હોય તેવું માનતા હતા. પ્રત્યેક માણસનું આગવું વ્યકિતત્વ હોય, બીજાઓને જોઈને પોતાની જિંદગીને કોઈ ફક્ત નકલ ન બનાવી દે એવું નેહરુજી ઇચ્છતા હતા. એમના સ્વાતંત્ર્ય અંગેના ખ્યાલ રાજકીય હક્ક પૂરતા મર્યાદિત ન હતા. સ્વતંત્ર વ્યકિતત્વના એ હિમાયતી હતા.

પંચાયત-રાજ્ય એ એટલા માટે ઇચ્છતા હતા કે લોકો પોતાના અધિકારોને, પોતાનાં લક્ષ્યોને જાતે સમજે, સમસ્યાઓનો જાતે ઉકેલ પ્રાપ્ત કરે. તેથી નાલાયકોની પંચાયતને પણ એ ખરાબ માનતા ન હતા.

નેહરુજીના સમાજવાદનો અર્થ એવો નથી કે દરેક માણસ સરખી મુશ્કેલીઓ વેઠે. કિંતુ દરેકને વિકાસની તક મળે—જેવી યોગ્યતા હોય, જેવી શકિત હોય તે પ્રમાણે તક મળે—અને ઊંચ-નીચનો ભેદ ન રહે, એ સમાજ-વાદનો સાચો અર્થ છે.

રાષ્ટ્રીય આંદોલનોના યુગમાં કઈકઈ સંસ્થાઓ સાથે એ જોડાયેલા હતા એ અંગે પણ અહીં સારી એવી ચર્ચા છે. ક્રાંતિકારી આંદોલનો સાથે નેહરુજીનો ખૂબ ઓછો સંબંધ રહ્યો. કોઈકોઈ વાર નાનીમોટી મદદ કરતા હતા, પણ એ પ્રવૃત્તિને એ અપરિપક્વ માનતા હતા. એમની દૃષ્ટિએ આ પ્રવૃત્તિનો ઉપયોગ હતો જડ થઈ ગયેલાંઓને

જ્ઞાનમાં, અને કેટલાંક ચિત્તને હલાવી દેવામાં.

પદ છોડી દેવાની વાતના સંદર્ભમાં એમણે કહ્યું હતું કે અલગ બેસીને કામ કરવામાં નકામા થઈ જવાનો ભય છે. 'હું આઠ હજાર કામ કરી શકું છું, હું સાહિત્યનું કામ કરું, આ કરું તે કરું, પરંતુ હું રાજનીતિનો માણસ છું. હું દુનિયાને બદલવા ઇચ્છું છું. હું હિંદુસ્તાનને બદલવા ઇચ્છું છું. હું ઘરમાં બેસીને માળા ફેરવવા માગતો નથી. એ મારા કામૂ બહારની વસ્તુ છે.'

ગોવધ બંધ થાય એ વિચાર સાથે નેહરુજી સહમત હતા, પરંતુ એ માટે કેન્દ્ર સરકાર તરફથી બળજબરીપૂર્વક કાયદો કરાવવાના પક્ષમાં એ ન હતા. ગોપૂજાના વિરોધી હતા: 'પરંતુ માણસની અવનતિ કરાવે છે વાસ્તવમાં આ પૂજા. હું તો માણસની પૂજા પણ પસંદ નથી કરતો, જાનવરની પૂજા કેવી રીતે પસંદ કરું? પછી ગમે તે જાનવર હોય. જો પૂજા કરવી હોય તો માનવજાતની પૂજા થાય. પછી ભલે માનવના ફેલાય જનવર સુધી.'



પ્રશ્ન પૂછવામાં આવેલો કે આપ ભગવાં કપડાં પહેરનારાઓની ટીકા કરો છો કેમ કે એમનું જીવન એવું નથી. તો પછી આપ ખાદી તત્ત્વજ્ઞાન અનુસાર જીવન જીવ્યા વિના ખાદી કેમ પહેરો છો? નેહરુજીએ જવાબ આપ્યો: 'મેં તો કોઈનું તત્ત્વજ્ઞાન કદી મંજૂર નથી કર્યું. કોઈ ખાદી પહેરનારા સાહેબ સમજે કે પોતે જ્ઞાની પુરુષ છે તો મુબારક છે એમને. આ આપણી આઝાદીનો પોશાક છે. પછી તે ઊંચનીચનો ભેદ દૂર કરવાની નિશાની થઈ ગઈ. અને બીજું કંઈ પહેરું તો પરેશાની થાય છે. બલ્કે ખાદી પણ વધારે બારીક પહેરું તો ગોઠતું નથી. આદત મોટી વસ્તુ છે.'

રોજીકરણી, ભોજન, સામાજિક રૂઢિનિષેધો વગેરે

છે. નેહરુજીની વિનોદશક્તિનો પણ અહીં પરિચય થાય છે. વાતવાતમાં સૂક્ષ્મ વ્યંગ એ કરી લે છે. ક્વચિત્ પોતાના પર પણ એ હસી લે છે. એ વિદ્વાન છે. ખમચાતાં ખમચાતાં પણ અનેક વિષય પર એ કંઈક કહી શકે છે અને એ કંઈક એમનું પોતાનું હોય છે. પણ એ કંઈક કહેતા હોય ત્યારે એક બાબત તરફ તુરત ધ્યાન ખેંચાય છે. એ ભાગ્યે જ કડકટ્ટ બોલી જતા હોય છે. પૂર્વે પ્રકટ કરેલી ધારણાઓને પણ જાણે ફરી તપાસીને જ પ્રકટ કરવી જોઈએ એવું એમનું માનસ હતું એવું લાગે છે. પોતાની માન્યતાઓમાં દઢતા છે એવું બતાવનારા આવું ન કરે. માન્યતાઓમાં, વિચારોમાં દઢતા તો હોય પણ તેની સાથે વિચારોમાં વિકાસની સંભાવના પણ છે તેની પ્રતીતિ એમના શબ્દમાંથી સ્ફુટ થાય છે. એકેએક શબ્દ આકાર ધારણ કરે તે પહેલાં ચકાસાતો હોય તેવું નેહરુજીને સાંભળતાં અને આ પુસ્તક વાંચતાં લાગ્યું છે. એમની સર્ગશક્તિ પણ અહીં ઠેરઠેર ઊઠી આવે છે. એવાં વાક્યો ઘણી વાર આવે છે જે હૃદયને સ્પર્શી જાય છે. ઉદાહરણરૂપે એક-બે એવાં વાક્યો અહીં રજૂ કરવા જતાં બીજાં સંખ્યાતીત વાક્યોને અન્યાય થાય.

રાજપુરુષ તરીકે વર્તવાનું હોવા છતાં નેહરુજીએ પોતાની અને લોકોની વચ્ચે કશો અંતરપટ ન રાખ્યો. એ પારદર્શી પુરુષ હતા. જગતના સહુથી મોટા લોકશાહી દેશની શાસનવ્યવસ્થા સંભાળવાનું સામર્થ્ય આ કક્ષાએ વિકસેલું જોઈને—નેહરુને જોઈને—ખબર પડી કે માણસ કેટલો વિકાસ કરી શકે છે, કેટલો મહાન થઈ શકે છે! પ્રેમનું વ્યાપકતમ રૂપ અને પ્રેમનો ગહનતમ અર્થ નેહરુજીના સ્મરણ સાથે યાદ આવ્યા કરશે. માનવજાતિની સ્મરણશક્તિ એટલી ક્ષીણ કદીય નહીં થાય કે એ જવાહરલાલને ભૂલી જાય, પરંતુ એ નેહરુજીની કલ્પનાનું વિગ્રહરહિત જગત એમના સ્મારક-



# ગાંધીજી અને પંડિતજી

## વાડીલાલ ડગલી

આજથી પંદરેક વરસ પહેલાં હું કેલિફોર્નિયા યુનિવર્સિટીમાં ભણતો હતો ત્યારે એક ચીની શિક્ષણ-શાસ્ત્રી મારી સાથે રહેતા હતા. તેમણે ગાંધીજી અને પંડિત-જીની આત્મકથા એક પખવાડિયામાં વાંચી. મેં તેમને પૂછ્યું: "કઈ આત્મકથા વધુ ગમી?"

"આત્મકથા નેહરુની ગમી." મારા ચીની મિત્રે કહ્યું, "પણ મન આકર્ષાયું ગાંધીના વ્યક્તિત્વ તરફ. નેહરુ જેવો માણસ મારા દેશમાં હોય તો છાતી ફુલે, પણ મારું માથું તો ગાંધી જેવાના જ ખોળામાં હું મૂકું. નેહરુ અન્યાય સામે કૂદી પડનારા વીર યોદ્ધા છે, પણ એમનામાં સામુદાયિક ચળવળને પાર પાડવાની ગાંધી જેવી કુનેહ કે આવડત નથી. મને નેહરુ ગમે છે, પણ મારે કોઈના અનુયાયી જ થવાનું હોય તો હું ગાંધી પાસે જ જઉં."

મારા ચીની મિત્રે પંડિતજી અને ગાંધીજીના વ્યક્તિત્વની આવી વ્યવહારુ સમીક્ષા કરી ત્યારે મને સહેજ આંચકો લાગ્યો, પણ એણે જે કહ્યું એમાં ઘણું તથ્ય લાગ્યું. પંડિતજીએ પોતે પણ હૃદય વલોવી નાખે એવાં ઘર્ષણો પછી પણ ગાંધીજીના ખોળામાંથી માથું ન ઉઠાવ્યું. ગાંધીજી અને પંડિતજીનો સંબંધ જૂની અને નવી પેઢીનો સંબંધ હતો; એક અનુકંપાશીલ કર્મવીર અને બળવાખોર બુદ્ધિજીવી વચ્ચેના સંબંધ જેવો હતો; એક માથાભારે ગુરુ અને આંખાંખોળા કર્યા કરતા શિષ્ય વચ્ચેના સંબંધ જેવો હતો.



ગાંધીજી અને જવાહરલાલજીના સંબંધોનું એક ધ્યાન ખેંચે એવું લક્ષણ એ છે કે બન્નેને એકબીજા અગમ્ય લાગતા. પંડિતજી ગાંધીજીને પહેલી વાર ૧૯૧૬ના ડિસેમ્બરમાં મળ્યા. ૧૯૪૮ના જાન્યુઆરીની ૩૦મીએ

બતાવવું જોઈએ. જ્યાં વિચારોનો મતભેદ હોય ત્યાં ગાંધીજીનો પંડિતજી પ્રત્યેનો અપાર પ્રેમ પણ એક બાજુ રહી જતો. ૧૯૨૮માં પંડિતજીની કેટલીક પ્રવૃત્તિઓ ગાંધીજીને ન ગમી – ખાસ કરીને તે વખતની કલકત્તા કૉંગ્રેસમાં પંડિતજીના આગ્રહથી જે ઠરાવો પસાર કરવામાં આવ્યા તે. આ સમયે ગાંધીજીએ પંડિતજીને લખ્યું: "તમને મારાથી કશી પણ મુક્તિ જોઈતી હોય તો તમે મને આ બધાં વરસો દરમિયાન જે નમ્રતાભરી અને નિઃશંક વફાદારી આપી છે તેમાંથી હું તમને સંપૂર્ણ મુક્તિ આપુ છુ. તમારી મનોદશાની અત્યારે મને જાણ થઈ તેથી તો મારે મન તમારી એ વફાદારી વિશેષ કીમતી બને છે હુ સ્પષ્ટપણે જોઉં છુ કે તમારે મારી સામે તેમ જ મારા વિચારો સામે ખુલ્લેખુલ્લી રીતે ઝુંબેશ ચલાવવી જોઈએ કેમ કે હું ખોટો હોઉં તો દેશને પારાવાર નુકસાન કરી રહ્યો છુ એ ઉઘાડુ છે અને એ જાણ્યા પછી મારી નામે બળવો ઉઠાવવાની તમારી ફરજ થઈ પડે છે. અથવા, તમારા નિર્ણયોના સાચાપણા વિષે તમને કશી શંકા હોય તો તમારી સાથે રૂબરૂમાં એની ચર્ચા કરવાને હું તૈયાર છુ. તમારી અને મારી વચ્ચેના મતભેદો મને એટલા બધા વિશાળ અને મૂળભૂત લાગે છે કે આપણી વચ્ચે કોઈ સામાન્ય ભૂમિકા હોય એમ મને દેખાતુ નથી. તમારા જેવા મારા આટલા બધા બહાદુર, આટલા બધા વફાદાર, આટલા બધા કાર્યકુશળ અને આટલા બધા પ્રામાણિક સાથીને મારે ગુમાવવો પડશે એ માટેનો મારો ખેદ તમારાથી હુ છાનો રાખી શકતો નથી; પરંતુ ધ્યેયની સેવાને ખાતર સાથીદારોનો ભોગ આપ્યે જ છૂટકો." ('કેટલાક જૂના પત્રો': નેહરુ. નવજીવન. પા. ૬૬).

'ગાંધીજીની નેતાગીરીમાં એવુ શુ હતું જે પંડિતજીને ખૂંચતું હતુ? ખરું પૂછો તો બન્નેના વ્યક્તિત્વ એટલાં બધા





નિરાળાં હતાં કે બન્ને સાથે કામ કરી શકયા એ જ મોટું આશ્ચર્ય છે.

એ બન્નેના વ્યકિતત્વની ભિન્નતા એમના ગદ્યની શૈલીમાં તરત નજરે પડે છે. ગાંધીજીનું લખાણ કોઈ સેનાપતિના હુકમ જેવું સ્પષ્ટ, ટૂંકું અને મુદ્દાસર હતું. એમનાં વાકયો સામાન્ય રીતે નાનાં અને ગતિશીલ. એમના ગદ્યમાં ગામડાંની સંસ્કૃતિની સરળતા અને ભગવાન પોતાના ભકતને આદેશ આપતા હોય એવી આત્મશ્રદ્ધા નીતરતી. જેટલી ગાંધીજીના ગદ્યમાં કામ પતાવવાની તાલાવેલી હતી તેટલી પંડિતજીના ગદ્યમાં ચર્ચા કરવાની હોંશ હતી. પંડિતજીના ગદ્યનાં વાકયો ઘણી વાર લાંબાં અને કયારેક અટપટાં પણ લાગે. મુંબઈ, લંડન કે ન્યુ યૉર્કમાં જોવા મળતી વાહનોની મૂંઝવી નાખે એવી ગિરદી અને શહેરી જીવનના ધમપછાડા પંડિતજીના ગદ્યમાં વારંવાર ડોકિયાં કરે. પંડિતજીની શૈલી એટલે આધુનિક સંસ્કૃતિનાં રોમાંચ, ગડમથલ અને સંશોધનભૂખ. સામાજિક અન્યાય સામેનો વીસમી સદીનો ઉકળાટ પણ પંડિતજીના ગદ્યના હાડમાં પ્રસરી ગયેલો દેખાય છે. ગાંધીજી પહેલાં કર્મવીર અને પછી સાહિત્યકાર. જવાહરલાલજી સાહિત્યકાર અને સૈનિક એકીસાથે. ગાંધીજીને મન શબ્દ એક સાધન હતું. નેહરુ માત્ર નિજાનંદ માટે અનેક વાર સાચા શબ્દની શોધમાં નીકળી પડતા.

આપણે આઝાદીને ઉંબરે હતા એ સમયે – ઑકટોબર ૧૯૪૫માં – ગાંધીજીએ જવાહરલાલજી સાથે એમના જીવનદર્શન વિશે ઝીણવટથી ચર્ચા કરી. આમેય જવાહરલાલજીને લાગ્યા કરતું કે ગાંધીજી અને કૉંગ્રેસ આઝાદી પછીની આર્થિક વ્યવસ્થા વિશે સ્પષ્ટપણે વિચારતાં નથી અને બધું અધ્ધર અધ્ધર રાખે છે. સમાજવાદ સિવાય આરો નથી એમ જવાહરલાલજી માનતા, અને એ ધ્યેય ગાંધીજી અને

કૉંગ્રેસને ગળે ઉતરાવવા અથાગ મથામણ કરતા આ બધી વસ્તુઓ લક્ષમા રાખીને ગાધીજીએ આ સમયે એમની કલ્પનાના અહિંસામય, સત્યપરાયણ, ઓછી જરૂરિયાતવાળા અને સ્વાવલબી ગ્રામસમાજનુ ચિત્ર રજૂ કર્યું આ સમાજમા રેલવે અને તાર ટપાલ જેવા આધુનિક સાધનો પણ હશે એવુ ગાધીજીએ કહ્યુ પડિતજીને આ ચિત્ર અવાસ્તવિક લાગ્યુ એમણે કહ્યું કે પ્રશ્ન સત્ય અસત્ય કે હિંસા-અહિંસાનો નથી તેમણે એ મુદ્દા ઉપર ભાર મૂક્યો કે ઉદ્યોગીકરણ વિના આવા અર્થમા સ્વતત્ર રહી શકાવાનું નથી મોટુ લશ્કર ભલે ન હોય, પણ જરૂર પડ્યે લશ્કરી સત્તા ઊભી કરવા માટે ઔદ્યોગિક પાયો તો હોવો જ જોઈએ

અને સત્ય અને અહિંસા ગામડામા જ પાગરી શકે એ વિચારનો પડિતજીએ અસ્વીકાર કર્યો તેમણે તો કહ્યુ કે સામાન્ય રીતે ગામડુ બૌદ્ધિક તેમ જ સાસ્કારિક દષ્ટિએ પછાત હોય છે પછાત પરિસ્થિતિમા પ્રગતિ થઈ શકતી નથી. ત્યાંના લોકોના મન સકુચિત હોય છે અને સકુચિત મનના લોકો જુઠ્ઠા અને હિંસક બને એ વધુ સભવિત છે ગાધીજીએ ગામડા અને તેના ઝૂપડાની સ્તુતિ કરી હતી એના જવાબમા પડિતજીએ પૂછ્યું હતુ "કરોડો માણસો માટે મોટા મહેલોનો સવાલ જ નથી, પણ કરોડો લોકો જેમા સસ્કારી જીવન ગાળી શકે એવાં સુખ સગવડવાળા અને આધુનિક ઢબના ઘરો તેમને શા માટે ન મળવા જોઈએ ?" ('જવાહરલાલ નેહરુ'—એમ કે ગાધી ભારતીય વિદ્યાભવન, પા. ૧૧૧) પણ પડિતજીએ એટલુ તો કબૂલ કર્યું કે મોટા ઉદ્યોગોનું વિકેન્દ્રીકરણ થવુ જોઈએ વીજળીના પ્રતાપે વિકેન્દ્રીકરણ શક્ય બન્યુ છે ગાધીજી આ ચર્ચાનો અત ચાર સર્વમાન્ય સિદ્ધાતો તારવીને લાવ્યા. ખરી રીતે





તો ચર્ચા અધૂરી જ રહી નેહરુના ભારતમાં ગાધીનું સ્વપ્ન કેમ પાછુ હડસેલાઈ ગયુ એ સમજવા માટે ગાધીજી અને નેહરુ વચ્ચેનો આ અગેનો પત્રવ્યવહાર જોવા જેવો છે

ગાધીજી અને જવાહરલાલજીની વચ્ચેના વિચારઘર્ષણોની પાછળ ખરો મુદ્દો આ હતો કોને પ્રાધાન્ય આપવુ—સાધનને કે સાધ્યને? જવાહરલાલજી કહેતા કે સાધ્ય વિશે સ્પષ્ટ સમજણ નહીં થાય ત્યા સુધી દેશનો સઘ ક્યાંએ પહોચવાનો નથી એમને એમ લાગતું કે અહિંસાને નામે કાયરતા અને નિષ્ક્રિયતાને ઉત્તેજન મળે છે અને ખાસ કરીને વર્તમાન અન્યાયી આર્થિક વ્યવસ્થાને યથાવત્ જાળવી રાખવા પ્રયત્ન થાય છે દેશ સમક્ષ સુસગત સામાજિક ફિલસૂફી હોય તો આવું ન બને. ગાધીજીનુ કહેવુ એમ હતું કે સાધ્યની તો બધા વાત કરે છે, પણ ખરાખરીનો ખેલ તો શુદ્ધ સાધનને વળગી રહેવામાં છે જેણે શુદ્ધ સાધન અપનાવ્યુ એણે બીજી કાઈ ચિંતા કરવાની જરૂર નથી વર્તમાનમા સામે જે પ્રશ્ન પડ્યો છે એને શુદ્ધ સાધનની સહાયથી હલ કરવામા આવે તો ભવિષ્યના ચિત્રની ઝઝટમાં પડવાની જરૂર નથી

ગાધીજીના ચિત્તમા ભવિષ્યનો નકશો નહોતો એવુ ન હતું એમને ભય એવો હતો કે સાધ્યની ચર્ચા કરવા જતા બુદ્ધિભેદ ઊભો થશે અને કરવાનું કામ એક બાજુ રહી જશે પોતે પ્રત્યાઘાતી અને જુનવાણી છે એવી ખોટી છાપ ઊભી થવા દઈને પણ ગાધીજી એમની આ કાર્યપદ્ધતિને વળગી રહ્યા

ગાધીજી અને પડિતજીના સંબધો પર ઉપરછલી નજર નાખનારને પણ એક સવાલ થવાનો આ મહાપુરુષો બન્ને એકબીજાને કેમ વળગી રહ્યા? એક વસ્તુ ચોખ્ખી દેખાતી હતી કે એ બન્ને વચ્ચેનો રાગત

સંબંધ પિતા-પુત્ર જેવો હતો. ગાંધીજીએ પંડિતજીને એક વાર લખી નાખેલું કે હું તમારો "શાણો પિતા" છું. પણ અંગત સંબંધો ગમે તેટલા પ્રેમભર્યા હોય પણ રાજકીય મતભેદો ઉગ્ર હોય તો ગાડું ક્યાં સુધી ચાલે? મને એમ લાગે છે કે એ બન્નેના મનમાં એકબીજાની જરૂર વસી ગઈ હતી. ગાંધીજી નેહરુની નીડરતા, ત્યાગભાવના અને અનુકંપા પ્રત્યે આકર્ષાયા. એમણે વ્યવસ્થિત રીતે આ યુવાન આગેવાનને આગળ ધકેલવા માંડ્યો. પોતે વૃદ્ધ છે અને આવતી કાલ યુવાનોની છે એ વાત ગાંધીજી બરાબર સમજી ગયા હતા. આધુનિક જમાનાને ઘોળીને પી જનારો અને યુવાનોનો લાડીલો નેહરુ એમનું કામ આગળ ધપાવે તો દેશ અશાંતિ અને અંધાધૂંધીમાંથી બચી જશે એમ તેમને લાગ્યું. ૧૯૩૯માં સુભાષબાબુએ પંડિતજીને લખેલું કે "તમને ખોઈ બેસવાનું થાય એવું વલણ ગાંધીજી કદી પણ અખત્યાર નહિ કરે." ગાંધીજીને પણ એવી ખાતરી થઈ ગઈ હતી કે "જવાહરલાલ પોતાની કાર્યપદ્ધતિઓની રજૂઆત બહુ જ ઉગ્ર રીતે કરે છે એ ખરું, પણ કાર્યમાં તે સૌમ્ય છે."

પંડિતજી માટે તો ગાંધીજી કર્મભૂમિના અજોડ જાદુગર હતા. એમણે જોયું કે વિચારો ગમે તેટલા મહાન હોય, પણ તેનો અમલ ન થઈ શકે તો વ્યક્તિ અને વિચાર બન્ને નીચા પડે છે. ગાંધીજીએ કેટલીક વાર અસહ્ય ઠપકા આપ્યા છતાં પંડિતજી એમનાથી જુદા ન પડ્યા એનું રહસ્ય શું છે? પંડિતજીને ખાતરી થઈ ગઈ હતી કે ભારતની પ્રજાને ક્યારે શું જોઈએ છે એ ગાંધીજી બરાબર જાણે છે. ગાંધીજીના ટેકા વિના એમની પોતાની સ્થિતિ વાવાઝોડામાં ઊડતા તણખલા જેવી થઈ જશે. પ્રજાનું ભલું કરવું હોય તો ગાંધીજીના શુદ્ધ સાધનની કાર્યપદ્ધતિનો ઉપયોગ કર્યા સિવાય ચાલ-





વાનું નથી. કોઈ મોટો ઊભરો આવે અને શમી જાય એ કરતાં સતત થોડું નક્કર કામ કરવું એ વધુ પ્રામાણિક છે અને આવું પાયાનું કામ કરવા માટેની ચાવી ગાંધીજી પાસે છે એવી તેમને પ્રતીતિ થઈ હતી. પંડિતજીને એમ પણ લાગ્યું હશે કે ભારતની અને એશિયાની પ્રજાઓનું ગૌરવ ફરી વાર પ્રસ્થાપિત કરવું હોય તો ગાંધીના મૌલિક માર્ગે ચાલ્યા વિના છૂટકો નથી. આત્મગૌરવ ગાંધી-આંદોલનનું હાર્દ હતું. બુદ્ધિજીવી નેહરુએ જોયું કે આવા આત્મગૌરવ વિના વિચારોની દુનિયામાં પણ ટકી ન શકાય.

આમ જોઈએ તો, ગાંધીજી અને પંડિતજી બે જુદી સંસ્કૃતિઓના પ્રતિનિધિ જેવા હતા. જૂનું એટલું સોનું નહિ, પણ બધું જૂનું એ કથીર પણ નહિ. બધું નવું પણ ક્રાંતિકારી કે લોકહિતકારી છે એમ પણ કહેવાય નહિ. ગાંધીજી અને પંડિતજી એવા કાળમાં મળ્યા કે જ્યારે ભારત પરંપરાગત સમાજવ્યવસ્થામાંથી ઔદ્યોગિક સમાજ-વ્યવસ્થા તરફ જવા પ્રથમ પગલું ભરી રહ્યું હતું. આવા સમયે બે લોકનાયકો વચ્ચે વિચારોની અથડામણ થઈ અને મનમેળ થયો એના પ્રતાપે સમાજમાં આવા સંક્રાંતિકાળે થતી અથડામણ હળવી બની અને આપણું અદ્યતન સમાજવ્યવસ્થા તરફનું પયાણ સંસ્કારી તેમ જ આછું કષ્ટમય બન્યું.

# વિરાટનું વ્યક્તિત્વ

## જ્ઞાનેશ્વર નાડકર્ણી

A BUNCH OF OLD LETTERS. Mostly written to Jawaharlal Nehru and some by him (Asia, 1958)

એક રીતે જોઈએ તો 'એ બચ ઑફ ઓલ્ડ લેટર્સ' એ નેહરુએ લખેલુ છેલ્લું પુસ્તક છે અને તેમણે તે પૂરેપૂરું લખેલું નથી તે તેની લાક્ષણિકતા છે. લાક્ષણિકતા હુ એટલા માટે કહુ છુ કે છેલ્લા બે દાયકાના તેના જીવનમા રાજનીતિજ્ઞ અને શાસનકાર નેહરુએ લેખક નેહરુ માટે બહુ ઓછો સમય રહેવા દીધો હતો લેખકજગત સાથેનો તેમનો એકમાત્ર સપર્ક પી ઈ એન ની વાર્ષિક પરિષદ હતી જોકે સાહિત્ય અકાદમીની રચના પછી વર્ષ દરમિયાન મળતી તેની બેઠકમા તેઓ હાજરી આપતા હતા પણ એ તો માત્ર સરહદને સ્પર્શવા જેવું હતું. 'ડિસ્કવરી ઑફ ઇન્ડિયા' પછી પંડિતજીએ એટલું અસરકારક બીજુ કશું લખ્યુ નથી.

આમ છતાં, નેહરુને મળેલા અને તેમણે લખેલા પત્રોનો તથા તેમની અને તેમના નિકટના ને પ્યારા સાથીઓ વચ્ચે થયેલા પત્રવ્યવહારનો આ સગ્રહ, તેમના ઈતિહાસ તેમ જ અન્ય લેખ-સગ્રહો જેટલો જ નેહરુનો છે એકાદ પુસ્તકમા પુરાઈ રહે તેવી નેહરુની પ્રતિભા ન હતી અને તેથી આ સંગ્રહ વામનો મહીં વિરાટનુ જીવન અને કાર્ય નિર્દેશતી એક રૂપરેખા, નમૂનો બની રહે છે

નેહરુ સાઠ વર્ષ વટાવી ગયા ત્યારે આ સગ્રહ પ્રગટ થયો હોઈ તેમા ભૂતકાળની વાત આવે તે અનિવાર્ય છે નેહરુએ પોતે પણ આ પુસ્તકની પ્રસ્તાવનામા એ સ્પષ્ટ કર્યું છે કે આ પત્રો ચાલીસી કે આઝાદી પછીના દાય

કામાં લખાયેલા નહીં પણ ચાલુ સદીના શરૂઆતના દાયકાઓમાં લખાયેલા છે. આ સંગ્રહમાં પત્રલેખક તરીકે દેખાતી સંખ્યાબંધ વ્યક્તિઓ – જેમાંનો મોટો ભાગ પ્રથમ પંક્તિના આઝાદીના લડવૈયાઓનો છે તે – ઇતિહાસની ગર્તામાં આજે ખોવાઈ ગઈ છે. બીજી બાજુ અમીરમાંથી સત્યાગ્રહી તરીકે પલટાયેલા મોતીલાલ જેવી વ્યક્તિનું – પિતાએ પુત્ર પર લખેલા પત્રોમાંથી – ગૌરવશાળી વ્યક્તિત્વ ઊભું થાય છે. આમાંના સંખ્યાબંધ પત્રો હૃદયસ્પર્શી છે અને એક નીડર અને સિદ્ધાંતવાદી પુરુષનું દર્શન કરાવી જાય છે. નેહરુ કુટુંબનું દેશાભિમાન ભાગ્યે જ બીજે કંઈ આટલું સ્પષ્ટ તરી આવ્યું છે.

અલબત્ત, ગાંધીજી આ પત્રવ્યવહારમાં સર્વત્ર છાઈ રહે છે. પંડિતજીની પહેલાં તો એવી જ ઇચ્છા હતી કે ફક્ત ગાંધીજીએ તેમના પર લખેલા પત્રોનો સંગ્રહ પ્રગટ કરવો. પણ ક્રમશઃ બીજા પત્રો પણ ઉમેરાવા લાગ્યા અને ઇતિહાસના તાણાવાણા મળવા લાગ્યા. ગાંધી અને નેહરુ વચ્ચે જે સંબંધ હતો તેનો જગતના ઇતિહાસમાં જોટો મળવો મુશ્કેલ છે. સ્ટાલિન અને ક્રુશ્ચૉફ કે માઓ ત્સે તુંગ અને ચૂ એન લાઈ અથવા રૂઝવેલ્ટ અને તેના અનુયાયીને જે રાજકીય વિચારધારા બાંધતી હતી તેના કરતાં ભારતના સ્વાતંત્ર્ય સંગ્રામના આ બંને આગેવાનોનો સંબંધ વધુ શુદ્ધ ભૂમિકા પર હતો.



ગાંધીજી અને નેહરુ વચ્ચેના સંખ્યાબંધ સંઘર્ષોનું આ પત્રો આબાદ પ્રતિબિંબ પાડે છે. તેમના સ્વભાવગત શાણપણ અને ભલમનસાઈને લીધે આ બંને નેતાઓ અલગ ન પડ્યા અને પરિણામે કૉંગ્રેસ ટકી રહી. ગાંધીજી પર તેમણે લખેલા પત્રોમાં જવાહરલાલ તેમનો મુદ્દો સમજાવતા કે દલીલ કરતા અને કોઈ અપવાદરૂપ કિસ્સામાં તેમને



ઠપકો આપતા દેખાય છે. ગાંધીજી અને નેહરુને આ પુસ્તકમાં સ્વપ્નસેવી તરીકે જોવામાં ઘણો રસ પડે છે. પણ આ પત્રોમાંથી બંનેના વ્યક્તિત્વમાં જે તફાવત ઊભો થાય છે તે એ છે કે ગાંધીજી નક્કર ભૂમિ પર ઊભેલા દેખાય છે જ્યારે નેહરુ એકીટસે આકાશમા નિહાળતા જણાય છે.

એક રીતે જોઈએ તો, બંને એકમત હતા ત્યાં પણ તેમના વ્યક્તિત્વનાં આગવાં પાસાં હતાં. ઉદાહરણ તરીકે જનસમૂહ સાથે સંપર્ક જાળવી રાખવાનું બંનેને ગમતું હતું અને બંને તેને તેમની પવિત્ર ફરજ માનતા હતા. પણ ગાધીજી ગરીબ કિસાન કે મજૂરના દિલમાં પ્રવેશી શકતા હતા જ્યારે જવાહરલાલ દેશના યુવાનો, વિદ્યાર્થીઓ અને કામદારસંઘોની વધુ નજીક હતા. બંને પાસે પોતાનો પંથ હતો, પણ ગાંધીજીએ એ પંથને ધર્મ બનાવ્યો જ્યારે નેહરુએ વિજ્ઞાન. આ તફાવત બંનેનાં ઉછેર, શિક્ષણ અને દૃષ્ટિકોણ વચ્ચેના વિશાળ અંતરને છતું કરે છે.

રાજકીય તખ્તા પર ગાંધીજીના પ્રવેશ પછીના કૉંગ્રેસના આંતરપ્રવાહો આમાંના મોટા ભાગના પત્રોમાં અલગ તરી આવે છે શરૂઆતના દસકામાં બંધારણીય અધિકારો મેળવવાની લડત ઘણી ધીમી હતી. આ સમયે પણ કૉંગ્રેસમાં ફાટફૂટ હતી. ત્યાર બાદ ગાધીજીએ કૉંગ્રેસની જાહેર મતને લડતનું સ્વરૂપ આપ્યું. ગાંધીજીએ આરંભેલી અસહકારની ઝુંબેશે કૉંગ્રેસને આત્મનિરીક્ષણ કરવાની તક આપી તથા કંઈક-સિદ્ધિ હાંસલ કર્યાનો આત્મવિશ્વાસ આપ્યો. ગાધીજીનાં કેટલાંક પગલાંથી જવાહરલાલ ઉશ્કેરાઈ જતા. આ પત્રોમાંથી એ સાફ તરી આવે છે કે ગાંધીજીએ તેમને જે શિખવાડ્યુ તેની અવગણના કરીને પણ બ્રિટિશ સરકાર સાથે ફેંસલો કરી નાખવા માટે નેહરુ તલપાપડ થઈ ગયા હતા

ત્રીસીમા કારોબારી સમિતિના સભ્યો વચ્ચેની ખેંચતાણ વધુ ઉગ્ર બની. સુભાષચંદ્ર બોઝે નેહરુને લખેલા એક લાંબા પત્ર પરથી કૉંગ્રેસના ઉદ્દામવાદીઓ તે વેળા કઈ રીતે વિચારતા હતા તેનો આપણને ખ્યાલ આવે છે. પણ સારું હોય કે નરસું, ગાંધીજીનો અવાજ હંમેશાં આખરી રહેતો.

રોમાં રોલાં, બર્ટ્રાંડ રસેલ કે બર્નાર્ડ શૉ જેવા વિદ્વાનો સાથેના પત્રવ્યવહારમાં નેહરુના આંતરરાષ્ટ્રીય રસનું અચ્છું પ્રતિબિંબ પડે છે. તેમની કક્ષાના આ વિદ્વાનો સાથે નેહરુ નમ્રતાપૂર્વક વાત કરતા હતા. વિશ્વની ઘટનાઓના તેમના વિશાળ જ્ઞાનને અનુરૂપ આ નમ્રતા હતી. જેમની પ્રત્યે નેહરુને ખૂબ માન હતું તે આઈન્સ્ટાઈન અને શૉ જેવા માણસો જગતમાંથી ચાલ્યા ગયા ત્યારે નેહરુને એકલા પડી ગયાની લાગણી થયેલી પણ આજે તો તેમની માફક નેહરુ પણ ચાલ્યા ગયા છે એનો આપણને વેદના સાથે ખ્યાલ આવે છે.

આ પત્રોમાં નેહરુ માનવી તરીકે દેખાય છે તે વિષે કોઈ શું કહેશે? નેહરુના વાણી અને વર્તનમા કદી ફેર ન પડતો. જીવનમાં તેમણે જે આચર્યું તે મુજબ તેમણે લખ્યુ – ક્યારેક આવેશપૂર્વક પણ હમેશા માપાળુતાથી, વિચારપૂર્વક અને હેતુસહિત. અને એમનો હેતુ ક્યારેય સપાટી પર દેખાતો નહીં



'ડિસ્કવરી ઑફ ઇન્ડિયા' લખ્યા પછી નેહરુ બીજું કોઈ પુસ્તક લખી ન શક્યા તે રંજની વાત છે. આવુ કોઈ બીજું પુસ્તક તે લખી શક્યા હોત તો તે રસિક બન્યું હોત કેમ કે તે પછી સમય પલટાઈ ગયો છે. ભારત પરનું ચીની આક્રમણ તેમને માટે ફક્ત એક અંગત આઘાત જ ન હતો પણ તેમના વાચન અને અનુભવે તેમને ઇતિહાસના જે પાઠ શીખવ્યા હતા તે છિન્નભિન્ન કરનારું આક્રમણ

હતું. પરિણામે, ઊભી થયેલી કડવાશ કદાચ તેમના આ પુસ્ત કમા ઠલવાઈ હોત. આ કડવાશ કદાચ બ્રિટિશ સરકાર સામેની નેહરુની કડવાશથી પણ વિશેષ તીવ્ર બની હોત. આવુ કોઈ પુસ્તક લખાયું હોત તો તે જરૂર ચમત્કારિક બનત.

પણ આવું કોઈ પુસ્તક ન લખાયાના આશ્વાસનરૂપે આ પત્રોમાં નેહરુનું અભ્યાસ કરવા લાયક વ્યક્તિત્વ ઊભું થાય છે આ પુસ્તકમાં નેહરુનો જીવન ઘડતરકાળ આલેખ વામાં આવ્યો છે અને તે આલેખનારાં છે તેમનું જીવન ઘડનારાં સ્ત્રી પુરુષો

વિધિની એ પણ એક વિચિત્રતા છે કે નેહરુએ આ પુસ્તકનું સંપાદન ઉત્તરના એક પહાડી સ્થળે રજા ગાળતી વેળા કરેલું; અને આવી જ બીજી રજા ગાળીને પાછા ફર્યા બાદ તેમનું અવસાન થયું.



# પ્રકૃતિપ્રેમી નેહરુ

## અફર ફત્તેહઅલી

જવાહરલાલે એમની કારકિર્દીના પ્રારંભકાળમાં "દરેક વસ્તુની બજારુ કિંમત જાણવાનો દાવો કરતા પરંતુ કોઈ પણ વસ્તુનું સાચું મૂલ્ય જરાય નહિ સમજતા" લોકોનો ઉલ્લેખ કર્યો હતો. નેહરુનું તો સારુંયે જીવન ખરાં મૂલ્યોની ખોજ જેવું જ હતું. બીજી કોઈ પણ બાબત કરતાં આને લીધે જ તેઓ સમગ્ર વિશ્વ ઉપર ઘેરી છાપ મૂકી ગયા છે.

કોઈ પણ ધોરણથી જોઈએ તોપણ તેમના રસના વિષયોની વ્યાપકતા નોંધપાત્ર હતી. નેહરુ કેમ્બ્રિજમાં વનસ્પતિશાસ્ત્રના વિદ્યાર્થી હતા અને કદાચ એટલે જ તેઓ તમામ પ્રાકૃતિક પ્રક્રિયાઓમાં ઊંડો રસ લેતા હતા.

નેહરુને બીજી બધી જેલો કરતાં દેહરાદૂનની જેલ પસંદ હતી તેનું કારણ હિમાલયનું સાન્નિધ્ય હતું. તેમણે આત્મકથામાં આ અંગે લખ્યું છે: "મારી કોટડીમાંથી હું એ પર્વતોને જોઈ શકતો નહીં, પરંતુ મારું મન તેમનાથી ભરેલું રહેતું. અને તેમના સાન્નિધ્યનું મને હંમેશાં ભાન રહેતું અને અમારી ગૂઢ મૈત્રી વધતી જતી."



પંડિતજીની આત્મકથાનું "જેલમાં મનુષ્યેતર પ્રાણીઓ" નામનું પ્રકરણ વાંચતાં જ આપણને ખાતરી થાય છે કે તેઓ પ્રકૃતિ જીવનનું ઊંડું નિરીક્ષણ કરતા હતા.

જેલના દરવાજા પાસે ઊભેલાં પીપળાનાં ભવ્ય વૃક્ષોનું જવાહરલાલ નિરીક્ષણ કરતા, અને પાનખરની તેમની પાંદડાં વિનાની અવસ્થાથી માંડીને સૂર્યના પ્રકાશમાં ચળકતાં તથા હવાની લહેરીમાં ખેલતાં લાખો પાંદડાં નજરે પડયાં ત્યાં સુધીના અજબ રૂપાંતરની તેઓ નોંધ લેતા હતા.

પોતાની કોટડીમાં રહેતાં ભમરા તથા ભમરીઓ સાથે તેમણે ભારે મૈત્રીભર્યા સંબંધો કેળવ્યા હતા. છેવટે એક દિવસ એક ભમરાએ તેમને ડંખ માર્યો ત્યારે તેમણે થોડી



ક્ષણો માટે અહિંસામાંથી શ્રદ્ધા ગુમાવી અને એ તમામને નાબૂદ કરી નાખવાનો પ્રયત્ન કર્યો. પણ તેમણે તો પોતાના ઘરોના બચાવમા (કદાચ તેમાં તેમના ઈંડાં હશે) બહાદુરીથી લડત ચલાવી અને નેહરુ પાછા પડયા. તેમણે નક્કી કર્યું કે જો ફરી તેઓ એમને દખલ ન કરે તો ભલે શાંતિથી રહે ત્યાર પછી તો આ ભમરાઓ તથા ભમરીઓથી વીંટળાયેલા જવાહરલાલ એ કોટડીમાં એક વરસ રહ્યા. પણ ભમરાઓએ કદી નેહરુ ઉપર હુમલો ન કર્યો, અને બંને પક્ષે પરસ્પર આદર કેળવ્યો.

પક્ષીઓ તથા જીવજંતુઓનું નિરીક્ષણ કરનાર સહુ કોઈ જાણે છે કે તેમની વર્તણૂક વિષે ઉલ્લેખ કરતાં પહેલાં કેટલી બધી ધીરજની જરૂર પડે છે, પરંતુ પંડિત નેહરુને ચોકસાઈપૂર્વક નિરીક્ષણ કરવાની કુદરતી બક્ષિસ હતી અને તેઓ જે કાંઈ જોતા તેની મહત્ત્વની વિગતો તેમના ચિત્તમાં કોતરાઈ જતી. ગરોળીઓ વિષે તેમણે લખ્યુ છે: "રાતે ફરતી ગરોળીઓને શિકાર પકડતી જોવાની તથા એકબીજાની પાછળ પડતી અને આપણને હસવું આવે એવી રીતે પોતાની પૂંછડી હલાવતી જોવાની મજા આવતી. સાધારણ રીતે તેઓ ભમરાને પકડતી નહિ પણ બે વાર અતિશય કાળજીથી તેનો પણ શિકાર કરતાં અને બરાબર આગળથી પકડતાં મેં જોઈ. ભમરાના ડંખથી તે બચી ગઈ એ બુદ્ધિપૂર્વક હતું કે અકસ્માત્ હતું તે હું જાણતો નથી."

વીંછી સાથે રમવાનો – કોઈ સોબત ન હોય ત્યારે પણ – કોઈને સ્વપ્નેય ખ્યાલ ન આવે. પણ પંડિત નેહરુના વિચારો નિરાળા હતા. તેઓ લખે છે: "એક કાળો અને ઝેરી દેખાતો વીંછી પકડીને મેં થોડાક દિવસ એક શીશીમાં ભરી રાખ્યો હતો, અને તેને હું માખીઓ વગેરે ખવડાવતો. પછી એક દોરીથી બાંધી મેં તેને ભીંતિ

ટીંગાડી રાખ્યો પણ ત્યાંથી એ નાસી છૂટયો. છૂટી સ્થિતિમાં ફરી પાછો એ મળી આવે એવી મારી ઇચ્છા નહોતી એટલે આખી કોટડી મેં સાફ કરી અને તેની બધે શોધ ચલાવી પણ ભાઈસાહેબ અદશ્ય થઈ ગયા હતા." વીંછી ડંખ મારે નહિ એવી રીતે તેને દોરીથી બાંધવો એ કામમાં જેવીતેવી ચાલાકી જોઈએ ?

નેહરુનાં બધાં લખાણોમાં એક પ્રકારનું તત્ત્વજ્ઞાન નજરે પડે છે. પ્રાણીઓ પ્રત્યેના આપણા વર્તાવ અંગે એમની વારંવાર ટાંકવામાં આવતી આ પંક્તિઓ હજી વારંવાર ટાંકવાની જરૂર માનીને અહીં આપું છું: "સાધારણ રીતે હિંદીઓને ઘરમાં જાનવર રાખવાં ગમતાં નથી. પ્રાણીઓ પ્રતિ અહિંસાની તેમની ફિલસૂફી હોવા છતાં તેમના પ્રત્યે તેઓ તદ્દન બેદરકાર અને માયા વિનાના હોય છે. ગાય તો તેમનું માનીતું જાનવર ગણાય. ઘણા હિંદુઓ તેના પ્રત્યે બહુ આદર રાખે છે અને તેની પૂજા પણ કરે છે. ઘણી વાર એ હુલ્લડનું કારણ પણ બની છે. છતાં હિંદુઓ ગાયને સારી રીતે રાખતા નથી. પૂજા અને દયા હંમેશાં સાથે જોવામાં આવતાં નથી."

દેહરાદૂનની જેલમાં હતા ત્યારે તેમને ઇન્દિરા ગાંધીએ સલીમ અલીનું "ધ બુક ઑફ ઇન્ડિયન બર્ડ્ઝ" નામનું પુસ્તક ભેટ આપ્યું હતું. આ પુસ્તકની મદદથી તેઓ વિવિધ પક્ષીઓને ઓળખવાનો પ્રયાસ કરતા હતા. કાબર અને પોપટ જેવાં શુષ્ક પંખીઓનું નિરીક્ષણ કરવામાં પણ તેમને મજા પડતી હતી.



દેહરાદૂનમાં એક વાર જેલની બારીમાંથી નેહરુએ એક નવું જ પ્રાણી જોયું. ગરોળી અને મગરના કંઈક વચલા વાંધાનું એ પ્રાણી હતું. એ પ્રાણી બે ફૂટ લાંબું હતું. તેને મોટા નહોર હતા અને તેની પીઠ ભીંગડાંભીંગડાંવાળી



જાડી હતી. આ કઢંગું પ્રાણી જીવતું હતું છતાં તેને કંઈક વિચિત્ર રીતે બેવડું કરી ગાંઠની જેમ વાળી નાખ્યું હતું અને ગાંઠના વચ્ચેના ભાગમાં લાકડી ભરાવી એક વનવાસી તેને ઉપાડીને મોજથી ચાલ્યો જતો હતો. ત્યારે તો નેહરુને ખબર ન પડી કે એ કયું પ્રાણી છે, પરંતુ તેમણે તેનો આકાર અને તેનું કદ બરાબર યાદ રાખી લીધાં. પાછળથી એફ. ડબલ્યુ. ચેમ્પિયનના "જંગલ, ધૂપ અને છાયામાં" એ નામના પુસ્તકમાંથી તેમણે શોધી કાઢ્યું કે આ પ્રાણી સૂર્યમુખી કે કીડીખાઉં હતું. ઠીકઠીક સમય વીતી ગયા બાદ પૂર્વસ્મરણને જોરે આમ ફરી ચકાસી જોવા જેટલો રસ બહુ થોડી વ્યક્તિઓને હોય છે.

વડા પ્રધાન થયા પછી નેહરુને આવા હળવા શોખ માટે બહુ થોડો અવકાશ રહેતો. પરંતુ અનેક પ્રસંગોએ પ્રકૃતિ-સંરક્ષણ ખાતર તેમણે અંગત દરમિયાનગીરી કરી હતી. ભરતપુર ખાતેના 'ઘાના' (સરોવર વિસ્તાર)ને પક્ષીઓ માટેના રક્ષિત સ્થાનમાં ફેરવી નાખવા અંગેના વિવાદમાં તેમણે પોતે દરમિયાનગીરી કરી હતી. જૂના જમાનામાં ભરતપુરના રાજાઓ આ 'ઘાના'નો શિકાર માટેના ખાસ સ્થળ તરીકે ઉપયોગ કરતા હતા. તે સ્થળનો બીજા કોઈને ઉપયોગ કરવા દેવામાં નહિ આવતો હોવાથી એ વિશાળ વિસ્તાર સ્થાનિક તથા ઋતુપ્રવાસી પક્ષીઓ માટેના દર, કુદરતી આશ્રયસ્થાન જેવો બની રહ્યો હતો. ભરતપુરમાં મહારાજાના શાસનનો અંત આવ્યા પછી નવી સ્થાનિક સંસ્થાઓ તથા મહારાજા વચ્ચે આંતરિક ઈર્ષ્યા અને ખટપટનું વાતાવરણ સરજાયું. એક દરખાસ્ત એવી થઈ કે આ સરોવરનું બધું પાણી બીજી દિશામાં વાળી દેવું. મહારાજા આ કમનસીબ પગલાને અટકાવવા અસમર્થ હતા. જો આ પગલું અમલમાં આવ્યું હોત તો

વર્ષોથી અહીં રહેતાં વિવિધ પ્રકારના હજારો બગલા તથા અન્ય પક્ષીઓ નાશ પામત.

આ માટે પ્રકૃતિપ્રેમીઓનું એક પ્રતિનિધિમંડળ વડા પ્રધાનને ખાસ મળવા ગયું અને તેમણે પક્ષીજીવનના હિતમાં આ વિસ્તારને બચાવી લેવાની ઇષ્ટતા જવાહરલાલજીને સમજાવી. તેમણે આ સરોવર-વિસ્તારને પક્ષીઓના રક્ષિત સ્થાન (સૅંક્ચ્યુઅરી)માં ફેરવી નાખવાની દરખાસ્ત રજૂ કરી. ધાર્યા પ્રમાણે, શ્રી નેહરુએ તરત સમજી લીધું કે સરોવર વિસ્તારમાંથી પ્રાપ્ત કરવામાં આવનારી જમીનની બજારુ કિંમત તેના ખરા મૂલ્યની સરખામણીએ કાંઈ જ નહિ ગણાય. છેવટે, તેમની દરમિયાનગીરીને પરિણામે, 'ઘાના' આજે પક્ષીઓ માટેનો એક અજોડ અને ભવ્ય રક્ષિત વિસ્તાર બની ગયો છે. એની થોડી જાહેરાત અને પ્રચાર કરવામાં આવે તો આ સ્થળ કીમતી હૂંડિયામણ કમાનાર જગ્યા બની શકે તેમ જ ભારતવાસીઓને દેશની પક્ષીસૃષ્ટિની વિશેષ નિકટ લાવી શકે.

એવી જ રીતે બીજા એક પ્રસંગે પંડિતજીએ ઘોરડ (Great Indian Bustard) ને ઉગારી લેવા માટે દરમિયાનગીરી કરી હતી. પક્ષીની આ જાત શિકારીઓના બેજવાબદારીભર્યા વર્તનથી એટલી બધી ઓછી થઈ ગઈ છે કે તેને સંપૂર્ણપણે રક્ષિત જાત તરીકે જાહેર કરવી એ ખૂબ આવશ્યક બની ગયું હતું. થોડાં વર્ષ પહેલાં કચ્છમા એક લશ્કરી ટુકડીએ આવાં ત્રણ વિરલ પક્ષીઓને ઠાર કર્યાં હોવાના અહેવાલ આવ્યા હતા. આ બાબતમાં સંરક્ષણ-પ્રધાન સમક્ષ તાકીદની રજૂઆત કરવામાં આવી, પરંતુ તેમણે આ પત્રનો કોઈ જવાબ જ ન આપ્યો. પત્રમાં સૈનિકો સામે કડક પગલાં લેવાની અપીલ કરાઈ હતી. એ જ પત્રની નકલ શ્રી નેહરુને પણ મોકલવામાં આવી





હતી અને તેમણે પોતાની મેળે તરત જ આ અંગે અસરકારક પગલાં લીધાં હતાં.

આવી નજીવી બાબતોમાં વારંવાર જવાહરલાલની અંગત મદદ લેવી પડતી હતી એ આપણા લોકોની પ્રકૃતિ પ્રત્યેની દષ્ટિ કેવી ટૂંકી છે તેનું દ્યોતક છે.

એક પબ્લિક સ્કૂલના આચાર્યનાં કૅમ્પિંગ માટેનાં સાધનો મુંબઈના કસ્ટમવાળાઓએ અટકાવ્યાં હતાં. એ માટે પણ તેમને શ્રી નેહરુની મદદ લેવી પડી હતી. આ આચાર્યે આ વાત પતી ગયા પછી સખેદ એવી ટીકા કરી હતી કે એક પબ્લિક સ્કૂલ અને કૅમ્પિંગનાં સાધનો વચ્ચે મહત્ત્વનો સંબંધ રહેલો છે એ વડા પ્રધાન નેહરુ સિવાય કોઈ સમજી શકતું જ ન હતું!

ભારતના પ્રકૃતિપ્રેમીઓએ જે એક બાબતમાં તેમના ઉપર ભારે આશા બાંધી હતી તે કામ જવાહરલાલ અધૂરું મૂકી ગયા છે. પંજાબ સરકાર ભારતમાં એક અમેરિકી પેઢીના સહકારથી નાની બંદૂકો (ઍરગન)નું ઉત્પાદન કરવાનું એક કારખાનું સ્થાપવા માગતી હતી. ઇન્ટરનૅશનલ કાઉન્સિલ ફૉર બર્ડ પ્રિઝર્વેશનની ભારતીય શાખાના અધ્યક્ષે આ નાની બંદૂકો પક્ષીઓનો કેવો કચ્ચરઘાણ વાળી નાખશે તેનો ચિતાર રજૂ કરતો પત્ર કેન્દ્રના ગૃહપ્રધાનને લખ્યો હતો. શાળાના વિદ્યાર્થીઓ અને બેજવાબદાર લોકો રાષ્ટ્રના વિરલ પક્ષીધનનો નાશ કરશે એમ એમાં જણાવવામાં આવ્યું હતું. એમાં એવી પણ માગણી કરવામાં આવી હતી કે આ કારખાનામાં તૈયાર થનારી નાની બંદૂકોને પણ આર્મ્સ ઍક્ટ લાગુ પાડવો, તેમ જ એનું લાઇસન્સ આપવામાં ભારે કાળજી દાખવવી. પત્રમાં વધુમાં જણાવવામાં આવ્યું હતું કે આપણો સમૃદ્ધ પક્ષીજીવનનો વારસો સંસ્કૃતિના વિકાસ સાથે દિવસે દિવસે અલ્પ થઈ રહ્યો છે

અને બેફામપણે લાઇસન્સો આપવાથી તથા નાની બંદૂકો ઉપર પૂરતાં નિયંત્રણો નહિ મૂકવાથી દેશનું પક્ષીજીવન સદંતર નાશ પામશે.

આ અપીલ, હંમેશ મુજબ, સૌ પ્રથમ જવાહરલાલને સ્પર્શી ગઈ હતી. પરંતુ એ બાબત વિચારણા હેઠળ હતી ત્યાં જ તેમનું અવસાન થયું. આપણે આશા રાખીએ કે પોતાની વિશાળ અને સુસંસ્કૃત દૃષ્ટિ માટે પંકાવા લાગેલા નવા વડા પ્રધાન આ બાબતમાં ઘટતું કરશે અને એ માટે જરૂરી ધારો પસાર કરાવશે.

વડા પ્રધાન નેહરુની નીતિ ચાલુ રહેશે એવી મતલબની અનેક જાહેરાતો આપણા અગ્રણીઓ કરે છે. જવાહરલાલને—માત્ર આર્થિક જ નહિ પણ કલાસૌંદર્યનાં કારણોસર—દેશનાં વનઉપવનો તથા પ્રાણીસૃષ્ટિના સંરક્ષણમાં જે ઊંડો રસ હતો તે આપણા નવા નીતિઘડવૈયાઓ યાદ રાખશે અને નેહરુની એ ઉદાત્ત ભાવનાનો આદર કરશે એવી આપણે આશા રાખીએ.



# નેહરુ-સાહિત્યનો સંદર્ભગ્રંથ

## નિપુણ હ. પંડયા

**JAWAHARLAL NEHRU : A DESCRIPTIVE BIBLIOGRAPHY.** Jagdish Sharma. (S. Chand & Co, Delhi, 1955.)

સંદર્ભસૂચિ સામાન્ય રીતે કોઈ વિષયને[1] લગતી પણ હોઈ શકે કે એક વ્યક્તિના[2] સાહિત્ય તથા તે વ્યક્તિ અંગે લખાયેલા બીજા સાહિત્યને લગતી પણ હોઈ શકે અથવા તો કોઈ એક દેશમાં પ્રસિદ્ધ થતાં પુસ્તકો[3] અંગેની પણ હોઈ શકે. સંદર્ભસૂચિઓ બે પ્રકારની હોય છે: પહેલા પ્રકારની સંદર્ભસૂચિમાં નિયત કરેલા ક્રમ પ્રમાણે કેવળ કૃતિઓનાં નામો, તેના લેખકોનાં નામ, પ્રકાશન સંસ્થા વગેરે વિગતો આપેલી હોય છે જ્યારે બીજા પ્રકારની સંદર્ભસૂચિમાં આ બધી વિગતો ઉપરાંત દરેક પુસ્તક યા લેખ નીચે તેના સંબંધી નોંધ પણ હોય છે. અભ્યાસની દૃષ્ટિએ આ પ્રકારના સંદર્ભગ્રંથો ઘણા જ ઉપયોગી હોય છે જો આ પ્રકારના સંદર્ભગ્રંથો તૈયાર ન હોય તો સંશોધકે સૌથી પ્રથમ પોતાના કાર્ય માટે આ વિગતો એકત્રિત

---

१ अ A Buddhist Bibliography—compiled by A. C March

ब Bibliography of Indian Literature Pub by Sahitya Akademy, Delhi

२ अ Mahatma Gandhi—A Descriptive Bibliography—comp by Dr. J. S. Sharma

ब Malaviayana—A Bibliography of Pandit Madan Mohan Malaviya—Pub by Benares Hindu University.

3 National Bibliography—Pub by National Library, Calcutta

કરવાની રહે છે. આ કાર્ય સંશોધનકર્તાની શકિત અને સમયનો ભોગ માગી લે છે. જે વિષયની સંદર્ભસૂચિ તૈયાર કરવાની હોય તે વિષય અને તેને મળતા વિષયો અંગે પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો, સામયિકો, પરિષદોના અહેવાલો તથા લેખો, અભિનંદનગ્રંથો, વર્તમાનપત્રો વગેરેમાં એ વિષય પર આવેલાં લખાણોની સૂચિ તૈયાર કરવાની હોય છે. દેખીતું જ છે કે આ સંજોગોમાં આવી તૈયાર સંદર્ભસૂચિ સંશોધનકર્તાને આશીર્વાદરૂપ થઈ પડે.

નેહરુ અંગે આ સંદર્ભસૂચિ તૈયાર કરવામાં ડૉ. શર્માનો હેતુ તેઓના જણાવ્યા પ્રમાણે નેહરુનાં લખાણો તથા નહેરુ વિષેનાં લખાણોનો વસ્તુલક્ષી (objective), પૃથક્કરણાત્મક (analytical) તથા સટિપ્પણ (annotated) અભ્યાસ કરવાનો, નેહરુના જીવનના મહત્ત્વના પ્રસંગોની ક્રમવાર યાદી કરવાનો, નેહરુ અંગેની બીજી પરચૂરણ માહિતી આપવાનો તથા નેહરુના વિચારો અને તેની છેલ્લા ચાર દાયકાના ભારતના રાજકીય, આર્થિક તથા સામાજિક જીવન પર અસર એ વિષય પર સંશોધનકર્તાને ઉપયોગી થઈ પડે એવો સંદર્ભગ્રંથ તૈયાર કરવાનો છે.

આ હેતુને લક્ષમાં રાખીને ડૉ. શર્માએ આ ગ્રંથને ત્રણ ભાગમાં વહેંચી નાંખ્યો છે. સૌથી પહેલા ભાગના ત્રણ વિભાગો—(૧) આધારગ્રંથો, (૨) કાલાનુક્રમ તથા (૩) જીવનવૃત્તાંત—કરવામાં આવ્યા છે. પહેલા વિભાગના ત્રણ પેટા વિભાગો કરી, પ્રથમ પેટા વિભાગમાં જે જે સંદર્ભગ્રંથોમાં નેહરુને વિષે તથા તેમનાં પુસ્તકો વિષે માહિતી આપવામાં આવી હોય તેવા સંદર્ભગ્રંથોની યાદી વર્ણાનુક્રમે આપી છે. બીજા પેટા વિભાગમાં નેહરુનાં લખેલાં પુસ્તકોની યાદી આપવામાં આવી છે તથા ત્રીજા પેટા



સટિપ્પણ તૈયાર કરવામા ડૉ શર્માએ પૂરતો શ્રમ લીધો છે એટલુ જ નહીં પરતુ "સદર્ભસૂચિઓ" એ વિષય ઉપર મહાનિબધ લખી તેઓએ પીએચ ડી ની ઉપાધિ મેળવી છે તે વિશેષ જ્ઞાનનો પણ આ સદર્ભસૂચિ તૈયાર કરવામા પૂરેપૂરો ઉપયોગ કર્યો છે કેવળ આ વિષયનુ સૈદ્ધાતિક જ્ઞાન જ નહીં પરતુ ૧૯૫૫મા મહાત્મા ગાધીજી અંગેની પણ આવી સદર્ભસૂચિ તેઓએ તૈયાર કરી હોવાથી તેઓ આ કાર્યના અનુભવી પણ છે આવો સપૂર્ણ સદર્ભગ્રથ, નેહરુનું જીવન, મનન તથા મતવ્યો જાણી શકાય એ હેતુથી તૈયાર કરીને ડૉ. શર્માએ વિદ્વત્સમાજ તથા નેહરુના અભ્યાસીઓની ખરેખર એક વિશિષ્ટ સેવા કરી છે ભારતના આ લાડીલા નેતા સબંધી માહિતી આવી રીતે એક જ સ્થળે ગ્રથસ્થ થયેલી બીજે મળવી મુશ્કેલ છે આપણે આશા રાખીએ કે શ્રી શર્મા ૧૯૫૫થી આગળ વધી, ૨૭ મે, ૧૯૬૪ કે જે દિવસે નેહરુ ચિરતન નિદ્રામા પોઢી ગયા ત્યા સુધીના સમયની, તેમણે આપેલા બધા જ વિભાગોની, પૂર્તિ કરી દેશે આવી આતરરાષ્ટ્રીય ખ્યાતિવાળી વ્યક્તિ માટે વિશ્વની ખૂબ જાણીતી ભાષાઓમા લખાયેલું સાહિત્ય ડૉ શર્માએ એકત્રિત કર્યું છે તે અભિનદનીય છે, પરતુ હવે જ્યારે ૨૭ મે ૧૯૬૪ સુધીના સમયને આવરી લેતી નવી આવૃત્તિ બહાર પડે ત્યારે તેમા નેહરુના હિન્દી ભાષામા લખાયેલા સાહિત્યને તથા નેહરુ વિષે લખાયેલા હિન્દી સાહિત્યને ડૉ. શર્મા સ્થાન આપે એવી આશા આપણે જરૂર રાખી શકીએ



# સંક્ષિપ્ત અવલોકનો

## નેહરુ પર ચાલેલા ખટલા

**TRIALS OF JAWAHARLAL NEHRU.** Ram Gopal. (The Book Centre Pvt. Ltd., Bombay, 1964).

**અ**દાલત સમાજની આરસી જેવી છે અને હરકોઈ, નાનામોટા અગર સારાનરસા રાજકીય તથા સામાજિક પ્રવાહનું પ્રતિબિંબ તેમાં ઝિલાયા સિવાય રહેતું નથી. ભારતીય આઝાદી માટેની લડત શરૂ થઈ ત્યારથી આ લડતના પડઘા પણ અદાલતોમાં સ્પષ્ટ કે અસ્પષ્ટ રૂપે સંભળાવા લાગ્યા હતા. આ લડત પ્રજામાં પ્રસરતી ગઈ અને ઉગ્ર બનતી ગઈ તેમતેમ અદાલતોનું કામ વધ્યું. મહાત્માજીએ શરૂ કરેલી અનોખી પદ્ધતિને કારણે અદાલતોનું કામ સામાન્ય ન્યાયાધીશો માટે આસાન, અને કેવળ કાયદાપરસ્ત નહિ પણ ન્યાયપ્રિય ન્યાયાધીશો માટે વિકટ બનવા લાગ્યું, કારણ કે તેમની સમક્ષ અતિ ઉચ્ચ અને નૈતિક કક્ષાના લોકો ગુનેગારો તરીકે હાજર થવા લાગ્યા. માનવસમાજની અપૂર્ણતા છે કે આપણામાંથી સર્વશ્રેષ્ઠ માણસોને હરહંમેશ ગુનેગાર ગણાવું પડે છે અને તેઓ યાતના ભોગવે તે પછી જ આપણે તેમને પૂજતા આવ્યા છીએ.

આઝાદીના લડવૈયાઓના અગ્રણી મહારથી જવાહરલાલ નેહરુને લગભગ દશ વર્ષ જેટલા લાંબા સમય સુધી જેલમાં ધકેલી દેનાર વિવિધ અદાલતી ખટલાઓની પાર્શ્વભૂમિકા, અદાલતી તપાસ અને ચુકાદાઓનો આ સંગ્રહ આઝાદી-સંગ્રામની તવારીખનો એક મહત્ત્વનો સંદર્ભગ્રંથ બની રહેશે તેમાં શંકા નથી. ડૉ. રફીક ઝકરિયાએ પોતાના મનનીય ઉપોદ્ઘાતમાં નોંધ્યું છે તેમ 'નેહરુ પર ચલાવવામાં આવેલા ખટલાઓ ધારાશાસ્ત્રીની દૃષ્ટિએ ફિક્કા અને વ્યર્થ છે.' છતાં શ્રી નેહરુનું વ્યક્તિત્વ, તત્કાલીન અદાલતોની



પ્રસિદ્ધ થતાં ગંદાં અને બુદ્ધિહીન લખાણોથી કંટાળીને શરદબાબુએ એક વખત તેનો રદિયો આપવા માટે ગુરુદેવને વિનતિ કરી. ઠીકઠીક સમય મૂંગા રહ્યા પછી કવિવરે અતિશય અન્યમનસ્કપણે જવાબ આપ્યો કે " જે લોકો કે વસ્તુને માટે કશું જ સારું કહેવા જેવું નથી તે માટે મારે શું લખવું? મારાથી કેવી રીતે લખાય ?" શ્રી કરાકાના પુસ્તકના અવલોકનમાં પણ લગભગ આવી જ કાંઈક મુશ્કેલી છે.

લોકશાહી સમાજમાં કરોડો લોકોના હૃદયસિંહાસને બેસનારને જાણ્યા, અજાણ્યા અસંખ્ય લોકો તરફથી અકારણ સ્નેહ અને આદર મળે છે તેમ કેટલાક લોકોનો અકારણ રોષ કે દ્વેષ પણ તેમણે સહેવો પડે છે. ભારતની આઝાદીનાં પ્રથમ પાંચ વર્ષ દરમિયાનની શ્રી નેહરુની રાજનીતિ અને વહીવટના અત્યંત કલુષિત દૃષ્ટિકોણથી કરવામાં આવેલા આ ક્ષુદ્ર વિવેચનમાં શ્રી નેહરુ કરતાં શ્રી કરાકાનું જ દર્શન સવિશેષ થાય છે. શ્રી નેહરુજીનાં કાર્યો કે કાર્યપ્રણાલી અંગે મતભેદને અવકાશ જ નથી, નેહરુએ જે કાંઈ કર્યું છે તે સારું જ કર્યું છે, બરાબર કર્યું છે, કાર્યક્ષમ રીતે જ કર્યું છે એવું કહી શકાય નહીં. આપણા દેશમાં ગરીબી દૂર કરવા માટે, સામાજિક અન્યાયો મિટાવવા માટે, વહીવટી તંત્રની શિથિલતા, સટ્ટો તથા જોહુકમી ટાળવા માટે ઘણું થયું છે, છતાં ઘણું બાકી રહ્યું છે, ઘણું કરવામાં આવ્યું નથી એ મુદ્દા પરની વિગતો એકઠી કરીને શ્રી કરાકાએ રજૂ કરી હોત તો વડા પ્રધાન તરીકે શ્રી નેહરુની કારકિર્દીનાં પાંચ વર્ષોનો મજાનો ટીકાત્મક ગ્રંથ તૈયાર થયો હોત. પણ તેવું કશું કરવાને બદલે નાના મોટા નજીવા પ્રસંગો શોધીને વિકૃત સ્વરૂપે રજૂ કરીને અને ક્યારેક તો ઉપજાવી કાઢીને શ્રી કરાકાએ કેવળ કાદવ જ ફેંકવાનો પ્રયાસ કર્યો છે.





વ્યવસ્થા અને વલણ સમજવા પૂરતું પણ તેમનું મહત્ત્વ ઓછું આંકી શકાય નહિ. કેવળ ધારાશાસ્ત્રીઓ જ નહિ, પણ આઝાદીની લડતને અને નેહરુને સમજવા ઇચ્છનાર હરકોઈ વ્યક્તિને માટે આ પુસ્તક રસપ્રદ બની રહેશે.

અતિશય જહેમત ઉઠાવીને તૈયાર કરવામાં આવેલા આ પુસ્તકમાં એક ખામી જણાય છે. નેહરુ પર ચલાવવામાં આવેલા તમામ ખટલાઓમાં સૌથી વિચિત્ર અને સૌથી વિશેષ હાસ્યાસ્પદ ખટલો તો નાભાના દેશી રજવાડામાં ચલાવાયેલો ખટલો છે. અંગ્રેજી છત્રછાયામાં ફાલતાં ફૂલતાં રજવાડાંઓની તમામ ધૃણાપાત્ર ગંદકી તેમાં વ્યક્ત થતી દેખાય છે. આ ખટલાના કાગળપત્રો અને દસ્તાવેજો નાભાના દરબારી દફતરમાંથી તપાસીને શ્રી રામ ગોપાલે તેનો સાર આપ્યો હોત તો આ એકજ ખટલાની વિગતો ઉમેરાવાને કારણે આ પુસ્તક સોનાના મૂલનું થઈ રહેત. આ કામ કપરું છે, પણ સ્વાતંત્ર્યોત્તર કાળમાં અશક્ય નથી અને નેહરુના નામે નાભાનાં જૂનાં દફતરોનાં તાળાં ખોલાવી શકત એમાં શંકા નથી. આ જહેમત ઉઠાવવાને બદલે લેખકે સહેલો માર્ગ અપનાવ્યો છે અને નેહરુની આત્મકથામાંથી પ્રસંગોચિત ફકરાઓ ઉતારી લીધા છે. નાભાના ખટલાની વિગતો આપવાનું કામ તો સ્વતંત્ર પુસ્તિકારૂપે પણ કરવા જેવું છે. પંજાબી, ઉર્દૂ અને અંગ્રેજીના જાણકાર આપણા કોઈ વિદ્વાન ધારાશાસ્ત્રી આ કામ કરી આપે તો દેશી રિયાસતોની પ્રજાની યાતના સમજવા માટે ઘણી ઉપયોગી સામગ્રી મળી જાય.

## મોહક શૈલીનો દુર્વ્યય

NEHRU : The Lotus Eater from Kashmir. D. F. Karaka. (Derek Verschoyle, London, 1953.)

રવીન્દ્રનાથ અંગે કોઈ વર્તમાનપત્રમાં સતત

પ્રસિદ્ધ થતાં ગંદાં અને બુદ્ધિહીન લખાણોથી કંટાળીને શરદબાબુએ એક વખત તેનો રદિયો આપવા માટે ગુરુદેવને વિનતિ કરી. ઠીકઠીક સમય મૂંગા રહ્યા પછી કવિવરે અતિશય અન્યમનસ્કપણે જવાબ આપ્યો કે" જે લોકો કે વસ્તુને માટે કશું જ સારું કહેવા જેવું નથી તે માટે મારે શું લખવું? મારાથી કેવી રીતે લખાય ?" શ્રી કરાકાના પુસ્તકના અવલોકનમાં પણ લગભગ આવી જ કાંઈક મુશ્કેલી છે.

લોકશાહી સમાજમાં કરોડો લોકોના હૃદયસિંહાસને બેસનારને જાણ્યા, અજાણ્યા અસંખ્ય લોકો તરફથી અકારણ સ્નેહ અને આદર મળે છે તેમ કેટલાક લોકોનો અકારણ રોષ કે દ્વેષ પણ તેમણે સહેવો પડે છે. ભારતની આઝાદીનાં પ્રથમ પાંચ વર્ષ દરમિયાનની શ્રી નેહરુની રાજનીતિ અને વહીવટના અત્યંત કલુષિત દષ્ટિકોણથી કરવામાં આવેલા આ ક્ષુદ્ર વિવેચનમાં શ્રી નેહરુ કરતાં શ્રી કરાકાનું જ દર્શન સવિશેષ થાય છે. શ્રી નેહરુજીનાં કાર્યો કે કાર્યપ્રણાલી અંગે મતભેદને અવકાશ જ નથી, નેહરુએ જે કાંઈ કર્યું છે તે સારું જ કર્યું છે, બરાબર કર્યું છે, કાર્યક્ષમ રીતે જ કર્યું છે એવું કહી શકાય નહીં આપણા દેશમાં ગરીબી દૂર કરવા માટે, સામાજિક અન્યાયો મિટાવવા માટે, વહીવટી તંત્રની શિથિલતા, સડો તથા જોહુકમી ટાળવા માટે ઘણું થયું છે, છતાં ઘણું બાકી રહ્યું છે, ઘણું કરવામાં આવ્યું નથી એ મુદ્દા પરની વિગતો એકઠી કરીને શ્રી કરાકાએ રજૂ કરી હોત તો વડા પ્રધાન તરીકે શ્રી નેહરુની કારકિર્દીનાં પાંચ વર્ષોનો મજાનો ટીકાત્મક ગ્રંથ તૈયાર થયો હોત. પણ તેવું કશું કરવાને બદલે નાના-મોટા નજીવા પ્રસંગો શોધીને વિકૃત સ્વરૂપે રજૂ કરીને અને કયારેક તો ઉપજાવી કાઢીને શ્રી કરાકાએ કેવળ કાદવ જ ફેંકવાનો પ્રયાસ કર્યો છે.



છે" એવી નેહરુની ટીકા કદાચ શ્રી કરાકા જેવા પત્રકારોના અનુભવ પર બંધાયેલી હશે એમ આ પુસ્તક વાંચ્યા પછી લાગ્યા સિવાય રહે નહિ. પણ આ પુસ્તકની ભાષા અત્યંત મોહક છે, રજૂઆત આવેગશાળી અને મનને પકડી રાખનારી છે. પ્લૅટોએ સોફિસ્ટો માટે કહેલું તે આ પુસ્તક માટે પણ કહી શકાય કે શ્રી કરાકાએ એક અદ્‌ભુત કલા હસ્તગત કરી છે – The art of saying nothing in brilliant language.

## ત્રણ શ્રુતિગ્રંથો

TALKS WITH NEHRU: a discussion between Nehru & Norman Cousins. (Gollancz, 1951)

THE MIND OF MR. NEHRU: Intimate talks with R. K. Karanjia. (Allen & Unwin, 1960)

CONVERSATIONS WITH NEHRU. Tibor Mende. (Wilco, 1955)



**સા**માન્ય રાજપુરુષોમાં ભાગ્યે જ જોવા મળે તેવી સર્વતોમુખી પ્રતિભાને કારણે શ્રી નેહરુને મળવાની અને તેમની જોડે લંબાણપૂર્વક વાતચીત કરવાની સાત્ત્વિક લાલચ રોકી શકે તેવો ભાગ્યે જ કોઈ માનવી હશે. જગતની સાતમા ભાગની વસતિના ઉગ્ર અને ક્લિષ્ટ પ્રશ્નો ઉકેલવાના કાર્યમાં મગ્ન શ્રી નેહરુ જોડે, કશી જ પૂર્વતૈયારી કે ઔપચારિક વિધિની ભાંજગડમાં પડ્યા વગર, ગયા દાયકાના આદિ, મધ્ય અને અંતમાં એક અમેરિકન, એક યુરોપીય અને એક ભારતીય મુલાકાતીએ કરેલા આ વાર્તાલાપોનો હેતુ અને તેમની બૌદ્ધિક કક્ષા વિવિધ પ્રકારનાં હોવા છતાં, આ ત્રણે મુલાકાતોમાંથી નેહરુંના વ્યક્તિત્વની અને તેમની વિચારધારાની એક સુરેખ, સબળ અને સુગ્રથિત છાપ ઊઠી



શ્રી કરાકાને નોટીસ આપવામાં આવે અથવા મુંબઈ સરકાર કોઈ રાજકીય કેદી જોડે ઘાતકી અને ક્રૂર વર્તન ચલાવે તેમાં નેહરુને ગાળ દેવાનો અર્થ દેખાતો નથી. ફ્રાંસના કોઈ અભણ, જડ કારીગરે નેહરુનું નામ સાંભળ્યું નથી એમાં નેહરુનો શો દોષ? જગતમાં નેહરુનું માન નથી, નેહરુ જિદ્દી છે, જોહુકમી ચલાવે છે, ખુશામતપ્રિય છે, સગાંવહાલાંઓને નોકરીઓ આપે છે, રશિયા અને ચીન ભેગા મળીને આપણને ખાઈ જવાનું કાવતરુ કરે છે તે સમજવાની નેહરુમા અક્કલ નથી (ચીનગધિયાના સંબંધે સમજવાની કોની અક્કલ વધારે ગણાય તે શ્રી કરાકા હવે સમજ્યા હશે), નેહરુએ પસંદ કરેલા રાજદૂતો વિલાસી છે, વૈભવી છે, હિસાબ બરાબર રાખતા નથી, નેહરુમાં માણસને પારખવાની શકિત નથી, તટસ્થતાવાદ જેવી મૂર્ખ નીતિને એ અનુસરે છે, બ્રિટનના અમલથી ચાલ્યા આવતા જુલમો અને બેદરકારી હજુ પણ ચલાવ્યે રાખે છે, અમેરિકા અને બ્રિટનની શિખામણ માનતા નથી — આટલો આ પુસ્તકનો સાર છે

આ પુસ્તકનું વિવેચન કરવું મુશ્કેલ છે, કારણ કે આમાં રજૂ કરવામા આવેલી મોટા ભાગની હકીકતો ખોટી નહિ તોયે વિકૃત છે નેહરુના વ્યકિતગત કે રાજકીય જીવનમાં ખામીઓ હતી જ નહીં એવુ તો ખુદ નેહરુ પોતે પણ ન કહે પણ શ્રી કરાકાને તેમના દોષ સિવાય બીજુ કશું દેખાતું નથી એ મોટી કમનસીબી છે અને તેમણે જોેલા ઘણાખરા દોષ તો એમના પોતાના જ દૃષ્ટિદોષને કારણે છે ચૂંટણીપ્રચાર માટે મુંબઈમા શ્રી નેહરુએ આપેલા એક ભાષણના તેમણે કરેલા વિશ્લેષણ માટે કોઈ યોગ્ય શબ્દ જડતો નથી

"ભારતના પત્રકારોમાં બુદ્ધિમત્તાનું પ્રમાણ ઘણું કનિષ્ઠ

છે" એવી નેહરુની ટીકા કદાચ શ્રી કરાકા જેવા પત્રકારોના અનુભવ પર બંધાયેલી હશે એમ આ પુસ્તક વાંચ્યા પછી લાગ્યા સિવાય રહે નહિ. પણ આ પુસ્તકની ભાષા અત્યંત મોહક છે, રજૂઆત આવેગશાળી અને મનને પકડી રાખનારી છે. પ્લૅટોએ સોફિસ્ટો માટે કહેલું તે આ પુસ્તક માટે પણ કહી શકાય કે શ્રી કરાકાએ એક અદ્ભુત કલા હસ્તગત કરી છે– The art of saying nothing in brilliant language.

## ત્રણ શ્રુતિગ્રંથો

TALKS WITH NEHRU: a discussion between Nehru & Norman Cousins. (Gollancz, 1951)

THE MIND OF MR. NEHRU: Intimate talks with R. K. Karanjia. (Allen & Unwin, 1960)

CONVERSATIONS WITH NEHRU. Tibor Mende. (Wilco, 1956)

**સા**માન્ય રાજપુરુષોમાં ભાગ્યે જ જોવા મળે તેવી સર્વતોમુખી પ્રતિભાને કારણે શ્રી નેહરુને મળવાની અને તેમની જોડે લંબાણપૂર્વક વાતચીત કરવાની સાત્ત્વિક લાલચ રોકી શકે તેવો ભાગ્યે જ કોઈ માનવી હશે. જગતની સાતમા ભાગની વસતિના ઉગ્ર અને ક્લિષ્ટ પ્રશ્નો ઉકેલવાના કાર્યમાં મગ્ન શ્રી નેહરુ જોડે, કશી જ પૂર્વતૈયારી કે ઔપચારિક વિધિની ભાંજગડમાં પડયા વગર, ગયા દાયકાના આદિ, મધ્ય અને અંતમાં એક અમેરિકન, એક યુરોપીય અને એક ભારતીય મુલાકાતીએ કરેલા આ વાર્તાલાપોનો હેતુ અને તેમની બૌદ્ધિક કક્ષા વિવિધ પ્રકારનાં હોવા છતાં, આ ત્રણે મુલાકાતોમાંથી નેહરુના વ્યક્તિત્વની અને તેમની વિચારધારાની એક સુરેખ, સબળ અને સુગ્રથિત છાપ ઊઠી





આવે છે. આ ત્રણે મુલાકાતીઓ મુખ્યત્વે રાજકારણમાં રસ ધરાવતા હોવાથી રાજકીય પ્રશ્નો અને સિદ્ધાંતો આ ત્રણે મુલાકાતોમા કેન્દ્રસ્થાન ભોગવે છે.

'સૅટરડે રિવ્યૂ ઑફ લિટરેચર'ના તંત્રી નૉર્મન કઝિન્સે અમેરિકી સરકારના પ્રતિનિધિ તરીકે પૂર્વ એશિયાનો પ્રચાર-પ્રવાસ ખેડયો ત્યારે ભારત અને અમેરિકાના સંબંધોમાં સ્પષ્ટ દેખાઈ આવતી વિષમતા એમને મૂંઝવી રહી હતી. લોકશાહી અને રાજ્ય તથા વ્યક્તિ વચ્ચેના સંબંધો જેવા સૈદ્ધાંતિક પ્રશ્નોની સામાન્ય અને ચવાઈ ગયેલી ચર્ચા થયા બાદ મુલાકાતનો ઝોક ભારત-અમેરિકી સંબંધોની ચર્ચા તરફ વળેલો છે.

ભારતીય પત્રકારત્વના ક્ષેત્રે પોતાનું નામ ગજાવનાર શ્રી કરંજિયાએ ભક્તિવિનમ્ર ભાવે અને ક્યારેક તો તેથી પણ નીચે ઊતરીને લગભગ તમામ પ્રચલિત પ્રશ્નો પરત્વે શ્રી નેહરુનું દષ્ટિબિંદુ રજૂ કરવાની કોશિશ કરી છે.

હંગેરીમાં જન્મીને ફ્રાંસમાં સ્થિર થયેલા અને પૂર્વ એશિયાના રાજકીય તથા સામાજિક પ્રશ્નોના અઠંગ અભ્યાસી શ્રી તિબોર મેન્ડેની મુલાકાતનો અહેવાલ અતિશય ઉચ્ચ પ્રકારની બૌદ્ધિક કક્ષાનું પુસ્તક છે. શ્રી નેહરુના છેક બાળપણથી માંડીને વિકસતા જતા વ્યક્તિત્વ અને વિચારોનું તટસ્થ અને વિશદ વિશ્લેષણ રજૂ કરનાર આ પુસ્તકમાં તો ક્યારેક સવાલ અને જવાબ બેમાંથી કોને વખાણવા એ મુશ્કેલ પ્રશ્ન થઈ પડે છે. ભારતીય ને એશિયાઈ રાજકારણમાં પોતાના વિચારોની છાપ મૂકી જનાર નેહરુની મુલાકાતનો શ્રી મેન્ડેએ પૂરો કસ કાઢયો છે.

આખરી પળ સુધી કાર્યરત રહેલા નેહરુને છેલ્લાં વીસ વર્ષમાં પોતાના જીવન અને કાર્યનું વ્યવસ્થિત સિંહાવલોકન કરવાનો અવકાશ મળ્યો નથી. 'ડિસ્કવરી ઑફ ઇન્ડિયા' એ તેમનું છેલ્લુ મહત્ત્વનું પુસ્તક આજથી લગ-

ભગ વીસ વર્ષ પૂર્વે પ્રસિદ્ધ થયું અને ત્યાર પછી તો કશું મહત્ત્વનું લખાણ કે વિચાર વ્યવસ્થિત રીતે હાથમાં લેવાની ફુરસદ તેમને મળી નથી, કારણ કે, તેમણે પોતે તિબોર મેન્ડેને કહ્યું છે તેમ, ત્યાર પછી "જેલમાં બેસવાનો લાભ મળ્યો નથી." છતાં એક રીતે જોઈએ તો, પોતાના અને ગાંધીજીના અનેકાનેક સૈદ્ધાંતિક ખ્યાલોને વ્યવહારની સેરાણે ચડાવવાનો અવસર પણ છેલ્લા બે દાયકામાં જ તેમને મળ્યો. આ સિદ્ધાંતોમાં કેટલીક બાંધછોડ કરવી પડી. કેટલાક સાચા પડ્યા, કેટલાક ખોટા ઠર્યા. વળી, વૈજ્ઞાનિક તથા ઔદ્યોગિક ક્ષેત્રે થયેલા અકલ્પ્ય ફેરફારોથી જગતના વિચારપ્રવાહોમાં અજબ પલટાઓ આવ્યા. અતિસૂક્ષ્મ સંવેદનશીલ અને સતત ગતિશીલ માનસ ધરાવતા નેહરુની વૈજ્ઞાનિક ઉત્ક્રાંતિ છેલ્લાં વીસ વર્ષથી અટકી પડી હશે તેમ માનવાનું કોઈ કારણ નથી. ઊલટું, શ્રી મેન્ડેને નેહરુએ કહ્યું છે તેમ, "હું ઘરડો થતો જતો હોવા છતાં મારા હૃદયમાં કોઈ ખૂણામાં મારા યુવાન માનસનો કેટલોક અંશ હજુ સાબૂત છે. અઢાર વર્ષના નેહરુ અને સિત્તેર વર્ષના નેહરુ વચ્ચે મુલાકાત થાય તો ઉગ્ર મતભેદ અને ટપાટપી ચાલે, પણ અમે એકબીજાને સમજી અને સહી શકીએ તેટલી જુવાની મારામાં હજુ પણ છે." આ ઉત્ક્રાંતિની વ્યવસ્થિત નોંધ અગર કબૂલાત રજૂ કરવાનો નેહરુને પોતાને અવકાશ મળ્યો નથી તે કારણસર આવી લંબાણ વાતચીતો તથા મુલાકાતોનું મહત્ત્વ ઘણું વધી જાય છે. નેહરુના સતત ફેરવાયે જતા વ્યકિતત્વ અને વિચારોની પારાશીશી જેવા આ શ્રુતિગ્રન્થો રાજસત્તા અને વહીવટી ચોકઠાના અનુભવે નેહરુના સતત જીવંત માનસમાં કરેલા ફેરફારો જાણવા માટે અતિ મહત્ત્વના સાધનગ્રન્થો છે અને નેહરુની આત્મકથા જેટલી જ તેમની ઉપયોગિતા છે.



લેખક તરીકે નેહરુની સમીક્ષા કરતા ત્રણ લેખોમાં માદામ ચ્યાંગ કાઈ-શેકનો કેવળ ઔપચારિક લાગે છે, પણ પી. ઈ. દસ્તૂરે સંખ્યાબંધ દૃષ્ટાંતો આપીને નેહરુની વિવિધ શૈલીઓ બતાવી છે. એમની ઝીણી નજરે કાવ્યાત્મક, છટાદાર, કટાક્ષમય વગેરે જાતજાતની શૈલીને ઝડપી લીધી છે. લેખક બૅસિલ મૅથ્યુસે નેહરુની આત્મકથા વિષે કહ્યું છે કે રાતા સમુદ્ર અને અરબી સમુદ્રમાં થઈને નેહરુના દેશમાં પહોંચતાં સાતસો પાનાંનું આ પુસ્તક મેં પૂરું કર્યું ત્યારે મને થયું કે લૉર્ડ હૅલિફૅક્સ (અગાઉના વાઈસ-રૉય લૉર્ડ અરવિન)નું એ વિષેનું મંતવ્ય સાચું છે. એમણે કહેલું કે જેણે આ પુસ્તક વાંચ્યું નથી તે આજના ભારતને નહિ સમજી શકે. અને મૅથ્યુસ પોતે અંતમાં લખે છે: 'મને વિચાર થાય છે કે જગતના મંદિરમાં નેહરુનું સ્થાન એમની કલમથી અંકાશે કે એમની રાજકલાથી?'.



જૉન અને ફ્રાન્સેસ ગંથરનો 'ભારતના નેહરુ અને નેહરુનું ભારત' નામનો લેખ કોઈ શિખાઉ પત્રકાર કોઈના જીવનનો સાર લખતા હોય એવો છે. તેમાં અમેરિકન પત્રકારત્વની સીધી ભાષા છે, પણ નેહરુના જીવનનો એમણે આપેલો સાર વાંચતાં જાણકારને હસવું જ આવે. એ અમેરિકન વાચકો માટે લખાયો હશે એમ માનીને એની ઉપેક્ષા કરી શકાય, પણ આ લેખને અંતે એક અંગ્રેજ અને એક હિંદી વચ્ચે બ્રિટનની યુદ્ધની નેમ અને ભારતની આઝાદી વિષેનો કલ્પિત સંવાદ આપ્યો છે તે સચોટ છે અને બંને પક્ષોની દલીલો સમજપૂર્વક રજૂ કરે છે.

આ પુસ્તકનો શ્રેષ્ઠ ભાગ તો નેહરુના સમાજવાદ વિષે લખાયેલા લેખોનો છે. ઉત્તમ લેખ આચાર્ય નરેન્દ્રદેવનો છે. પોતે ભારતમાં સમાજવાદના એક પ્રણેતા હોવા છતાં તેમણે નેહરુના એ વિષયના વિચારોને પક્ષીય દૃષ્ટિએ નહિ

# વડા પ્રધાન બન્યા પહેલાં

NEHRU YOUR NEIGHBOUR. Ed. P. D. Tandon Journalist. (Signet Press, 1946)

જવાહરલાલ નેહરુ ૧૯૪૬ના સપ્ટેમ્બરમાં કૉંગ્રેસ-લીગની મિશ્ર મધ્યસ્થ સરકારના વડા બન્યા તે પછી તરતમાં પ્રસિદ્ધ થયેલા આ પુસ્તકના બધા લેખો ઘણા વહેલા લખાયેલા છે. ઘણાખરા લેખો લખનારાઓને કલ્પના નહોતી કે થોડા વખતમાં નેહરુ સ્વતંત્ર ભારતના વડા પ્રધાન બનશે. એટલે આ પુસ્તકમાં વડા પ્રધાન નેહરુનું નહિ, પણ સ્વાતંત્ર્ય જંગના સેનાની નેહરુનું મૂલ્યાંકન કરતા લેખો છે.

આવા સંગ્રહમાં મોટે ભાગે બને છે તેમ આ લેખોનું ધોરણ ખૂબ અસમાન છે. તેમાં કેવળ ઔપચારિક, એકાદ સાધારણ પ્રસંગને વિસ્તારીને લખેલા, આત્મકથાના સારરૂપ, અંજલિરૂપ લેખો પણ છે; તો બીજી બાજુ, સમાજવાદી તરીકે, લેખક તરીકે, વિરોધાભાસી મનુષ્ય તરીકે એમની મૂલવણી કરતા લેખો પણ છે.

ગાંધીજીએ ૧૩ લીટીના ઉપોદ્‌ઘાતમાં એટલું કહી દીધું છે કે નેહરુ બીજા કોઈ દેશને ભોગે પોતાના દેશની આઝાદી ખરીદે એવા માણસ નથી. રવીન્દ્રનાથ ટાગોરના એક પ્રવચનમાંથી એકાદ પાના જેટલો સરસ ટુકડો અહીં ઉપાડી લીધો છે. ટાગોરે એમાં કહ્યું છે: "...અને જવાહરલાલ ઋતુરાજ છે, તેઓ યૌવનની નવજાગૃતિના અને વિજયી આનંદના પ્રતિનિધિ છે, અન્યાય સામેના અજેય સંઘર્ષના અને સ્વાતંત્ર્ય પ્રત્યેની અવિચળ નિષ્ઠાના પ્રતિનિધિ છે." મૂળ આ પ્રવચન રવીન્દ્રનાથે કમલા નેહરુના અવસાન પ્રસંગે કરેલું.

લેખક તરીકે નેહરુની સમીક્ષા કરતા ત્રણ લેખોમાં માદામ ચ્યાંગ કાઈ-શેકનો કેવળ ઔપચારિક લાગે છે, પણ પી. ઈ. દસ્તૂરે સંખ્યાબંધ દષ્ટાંતો આપીને નેહરુની વિવિધ શૈલીઓ બતાવી છે. એમની ઝીણી નજરે કાવ્યાત્મક, છટાદાર, કટાક્ષમય વગેરે જાતજાતની શૈલીને ઝડપી લીધી છે. લેખક બૅસિલ મૅથ્યુસે નેહરુની આત્મકથા' વિષે કહ્યું છે કે રાતા સમુદ્ર અને અરબી સમુદ્રમાં થઈને નેહરુના દેશમાં પહોંચતાં સાતસો પાનાંનું આ પુસ્તક મેં પૂરું કર્યું ત્યારે મને થયું કે લૉર્ડ હૅલિફૅક્સ (અગાઉના વાઈસ-રૉય લૉર્ડ અરવિન)નું એ વિષેનું મંતવ્ય સાચું છે. એમણે કહેલું કે જેણે આ પુસ્તક વાંચ્યું નથી તે આજના ભારતને નહિ સમજી શકે. અને મૅથ્યુસ પોતે અંતમાં લખે છે: 'મને વિચાર થાય છે કે જગતના મંદિરમાં નેહરુનું સ્થાન એમની કલમથી અંકાશે કે એમની રાજકલાથી?'



જૉન અને ફ્રાન્સિસ ગંથરનો 'ભારતના નેહરુ અને નેહરુનું ભારત' નામનો લેખ કોઈ શિખાઉ પત્રકારો કોઈના જીવનનો સાર લખતા હોય એવો છે. તેમાં અમેરિકન પત્રકારત્વની સીધી ભાષા છે, પણ નેહરુના જીવનનો એમણે આપેલો સાર વાંચતાં જાણકારને હસવું જ આવે. એ અમેરિકન વાચકો માટે લખાયો હશે એમ માનીને એની ઉપેક્ષા કરી શકાય, પણ આ લેખને અંતે એક અંગ્રેજ અને એક હિંદી વચ્ચે બ્રિટનની યુદ્ધની નેમ અને ભારતની આઝાદી વિષેનો કલ્પિત સંવાદ આપ્યો છે તે સચોટ છે અને બંને પક્ષોની દલીલો સમજપૂર્વક રજૂ કરે છે.

આ પુસ્તકનો શ્રેષ્ઠ ભાગ તો નેહરુના સમાજવાદ વિષે લખાયેલા લેખોનો છે. ઉત્તમ લેખ આચાર્ય નરેન્દ્રદેવનો છે. પોતે ભારતમાં સમાજવાદના એક પ્રણેતા હોવા છતાં તેમણે નેહરુના એ વિષયના વિચારોને પક્ષીય દષ્ટિએ નહિ



પણ તટસ્થ દૃષ્ટિએ જોયા છે તેઓ લખે છે કે કોઈ પણ સમાજવાદી જૂથ સાથે જોડાયા વિના જ નેહરુ દેશમા વિશાળ ક્રાંતિકારી અને સમાજવાદી બળોનું શસ્ત્ર બની રહ્યા કોઈ જૂથના નેતા થવાનું તેમના સ્વભાવમા જ નથી વૈજ્ઞાનિક સમાજવાદના કેટલાક મૂળભૂત સિદ્ધાંતોમા તેઓ માને છે, પણ માર્ક્સ અને લેનિને કહેલું બધુ સ્વીકારવા તેઓ તૈયાર નથી

ભવિષ્યમા નેહરુ શું કરશે તેની આગાહી કરતા નરેન્દ્રદેવ કહે છે "તેઓ મિશ્ર અર્થરચનાની હિમાયત કરે અને લોકશાહીની ભાવના જાગ્રત કરવા સહકારી મંડળીઓ, કામદારસંઘો અને જાહેર કૉર્પોરેશનોને ઉત્તેજન આપે એવો સંભવ છે પણ આ બધા પ્રયત્નોનો હેતુ તો આર્થિક સલામતી અને સ્વાતંત્ર્ય સિદ્ધ કરવાનો જ હશે એમાં શંકા નથી ભારતમાથી સામંતશાહી અર્થતન્ત્રને તો તેઓ એકદમ ખતમ કરી નાખશે અને રાજ્ય તથા ખેડૂતોની વચ્ચેના આડતિયાઓને દૂર કરશે, પણ હમણા એ ચાવી રૂપ ઉદ્યોગોને સામાજિક માલિકીના બનાવીને સંતોષ માનશે અને અર્થવ્યવસ્થાનું એક ક્ષેત્ર ખાનગી સાહસ માટે ખુલ્લું રાખશે જોકે એની ઉપર પણ રાજ્યના અમુક અંકુશો મૂકશે." સ્વાતન્ત્ર્યપ્રાપ્તિ પૂર્વે લખાયેલો આ લેખ જોઈ નરેન્દ્રદેવ નેહરુને કેવા સંપૂર્ણ સમજેલા તેનું અચરજ થાય છે નેહરુએ પોતે પણ પોતાની 'બ્લૂ પ્રિન્ટ' આટલી ચોક્કસાઈથી તૈયાર નહિ કરી હોય!

અશોક મહેતાએ, નાનકડા પણ સરસ લેખમાં, નેહરુએ આર્થર કસ્લરના યોગી અને કોમીસારનો કેવો સમન્વય કર્યો છે તે બતાવ્યું છે આધુનિક ભારતના એકેએક મહાન નેતા જબરી સંગઠનશક્તિ ધરાવતા હતા દાદાભાઈ, તિલક, ઍની બેસન્ટ અને ગાંધીજી એ સૌએ સંસ્થાઓ સ્થાપેલી

એક માત્ર નેહરુએ જ સંસ્થાગત અંકુશની કદી પરવા ન કરી. એનું કારણ શું? અશોક મહેતા કહે છે કે નેહરુ સ્વાર્થ અને મમત્વ વિનાની નેતાગીરી આવશ્યક માને છે. યુસુફ મહેરઅલીએ નેહરુને કહેલું: "તમે એટલા બધા અતડા છો કે તમારે એક પણ મિત્ર નહિ હોય." થોડી પળ એમના મુખ પર અગમ્ય ભાવ પથરાઈ રહ્યો. પછી ધીમેધીમે વિચારપૂર્વક કહ્યું: "મને જનમેદની સમક્ષ દિલ ખોલવું ગમે છે."

એક બહુ વિચારપૂર્ણ લેખ કે. આર. કૃપાલાણીનો છે. તેમાં તેમણે નેહરુમાં રહેલા અનેક વિરોધાભાસનો ખ્યાલ આપ્યો છે. એમણે પ્રારંભમાં જ નેહરુના એકાકીપણાનો ઉલ્લેખ કરતાં કહ્યું છે કે તમામ મહાન માણસો તાત્ત્વિક દૃષ્ટિએ એકાકી જ હોય છે. નેહરુનો આંતરિક વિરોધાભાસ દર્શાવતાં શ્રી કૃપાલાણી કહે છે: "એ નેતા છે છતાં અન્યનું નેતૃત્વ સ્વીકારે છે, રાષ્ટ્રવાદી છે અને આંતરરાષ્ટ્રવાદને વરેલા છે, વ્યકિતવાદી છતાં સમાજવાદની ઝુંબેશ ચલાવે છે, બુદ્ધિવાદી હોવા છતાં ઊર્મિલ ઊથલપાથલના વમળમાં સપડાયા છે." નેહરુનું વ્યકિતત્વ ગતિશીલ અને સ્થિર, ક્રાંતિકારી અને બુદ્ધિવાદી, બળવાખોર અને શિસ્તબદ્ધ એવું મિશ્ર છે. આ બધાં–વિરોધી તત્ત્વો–ની માંપાટ લઈને લેખક અટક્યા નથી; તેમણે એમાંથી ઘણાના ખુલાસા કર્યા છે–એ ખુલાસા સૌને ગળે ન ઊતરે એ જુદી વાત છે.



નેહરુની આત્મકથાના ગુજરાતી અનુવાદમાં મહાદેવ દેસાઈએ લખેલી પ્રસ્તાવનાનો અંગ્રેજી અનુવાદ અને 'મૉડર્ન રિવ્યૂ'માં નેહરુએ જાતે 'ચાણક્ય'ના ઉપનામથી લખેલું આત્મચિત્રણ પણ આમાં પુનર્મુદ્રણ પામ્યાં છે.



JAWAHARLAL NEHRU: A pictorial biography: *Michael Edwardes*. (Asia, 1962).

**શ્રી** નેહરુનું છેલ્લાં પચાસ વર્ષનું જીવતર ભારતના રાજકીય ઇતિહાસ જોડે એટલા પ્રગાઢ સંબંધોથી સંકળાયેલું છે કે તેમનું જીવન અને ભારતનો ઇતિહાસ એ બે એકબીજાથી અળગાં થઈ શકે તેમ નથી. આ બંને પ્રવાહોને એકબીજાથી વિખૂટા પાડવામાં આવે તો તે બંનેના આલેખનમાં કેટલીક અધૂરપ જણાઈ આવ્યા વગર રહે નહિ. આ બંને પ્રવાહોનું એકસામટું આકલન કરવા માટે ભારતના સાંપ્રત ઇતિહાસના સમર્થ અભ્યાસી શ્રી માઈકેલ એડવર્ડ્ઝે આપણા રાજકીય જીવનની પાર્શ્વભૂમિકાને પડછે આલેખેલી પંડિતજીની જીવનકથાનો આ અત્યંત ટૂંકો સાર એક અનોખા રંગ અને ઢંગથી લખાયેલું પુસ્તક છે. આ પુસ્તકનો લગભગ અર્ધો ભાગ ભરી કાઢનાર વિવિધ ફોટોગ્રાફો ભારતના ભૌગોલિક, ભૌતિક અને રાજકીય જીવનનું તથા નેહરુના અંગત જીવનનાં જુદાંજુદાં તબક્કા અને પાસાંનું દર્શન કરાવે છે, અને ભારતની કે જવાહરલાલજીની પહેલવહેલી ઓળખ કરવાને ઉત્સુક વાચકોને ભારે ઉપયોગી નીવડે તેવા છે. આમાંના કેટલાક ફોટોગ્રાફ તો ભારતના ઇતિહાસનાં બહુમૂલ્ય સીમાચિહ્નોની યાદગીરીરૂપ છે; અને તેમને ખોળવા માટે લેખકે ઉઠાવેલી ખંત અને જહેમતની સાક્ષી પૂરે છે. છતાં, કેટલાક ફોટોગ્રાફની પસંદગીનું ઔચિત્ય સમજી શકાતું નથી. વાયસરૉયની શિકારબાજી કે ગાર્ડન પાર્ટીઓનાં દશ્યો ભારતના ઇતિહાસને સમજવામાં ખાસ મદદરૂપ થાય તેવાં જણાતાં નથી અને વાયસરૉયના હોદ્દાનો દબદબો કે બગાડ વ્યક્ત કરવાનું કાર્ય પણ તેનાથી સરતું નથી. કેટલાક ફોટોગ્રાફની નીચે આપવામાં આવેલી સમજૂતી બરાબર નથી

અને એક જગ્યાએ તો તરજુમાદોષને લીધે પ્રસગના વ્યગનો ડખ તેમા વ્યક્ત થતો નથી પરદેશી માલના બહિષ્કાર અગે નીકળેલા સરઘસમા ગધેડાઓ પર મૂકવામા આવેલી ગુજરાતી ભાષામા લખાયેલી જાહેરાત આ મુજબ છે "અમે દેશી માલ વાપરતા નથી દેશી માલ વાપરવાથી દેશને શું ફાયદો થાય તે અમે સમજતા નથી કારણ કે અમે ગધેડા છીએ " આ જાહેરાતનો તરજુમો આ પ્રમાણે કરવામા આવ્યો છે – "Foreign cloth should not be worn by Indians We should use our own manufacture"

૬૦ ૬૨ પાનાના ટૂકા વિસ્તારમાં વીસમી સદીના પૂર્વાર્ધકાળનો ભારતનો ઇતિહાસ આવરી લેવાનો પ્રયાસ કરવામાં આવતો હોય ત્યારે તેમા પૂરેપૂરી વિગતો કે વિશ્લે-ષણની અપેક્ષા સ્વાભાવિક રીતે જ રાખી શકાય નહીં પણ આ ઇતિહાસનુ પુસ્તક નથી, જવાહરલાલ નેહરુની જીવનકથા છે, અને તેથી ઓછામા ઓછુ તેમના જીવન કાળના મહત્ત્વના પ્રસંગો તો વિગતે રજૂ થાય તેવું આપણે ઇચ્છીએ પણ જીવનકથાની ખાસ વિગતો ૧૯૩૫ પછીના કાળમાં દેખાતી બધ થઈ જાય છે, કારણ કે આ જીવન પ્રસગો ચૂંટવામા લેખકે મુખ્યત્વે શ્રી નેહરુની આત્મકથા પર આધાર રાખ્યો છે સર સ્ટેફર્ડ ક્રિપ્સ જોડેની વાટાઘાટોનુ ભાવી ઠરાવવામાં, કૅબિનેટ મિશન જોડેની ચર્ચાઓમા અને તે કાળે ફેલાયેલી અધાધૂધીને ખાળવા માટે સસ્થાકીય તથા અગત રીતે શ્રી નેહરુના ફાળાની મૂલવણી પણ અહીં દેખાતી નથી ૧૯૩૫ પછી આ જીવનકથા અનુસાર તો નેહરુ ભારતના ઇતિહાસના પ્રવાહમા ઘુમરાતુ તણાતું એક તણખલુ જ હોય તેવા દેખાય છે વ્યક્તિઓને ઉવેખીને કેવળ ઇતિહાસપ્રવાહ પર લક્ષ કેન્દ્રિત કરવાની આ





પદ્ધતિ ઇતિહાસકારોમાં વિશેષ પ્રચલિત થતી જાય છે, અને તેમાં મહદ્અંશે ઉપયોગિતા અને ઔચિત્ય રહેલાં છે; પણ આ ગ્રંથ ઇતિહાસનો નથી. ઇતિહાસ તો અહીં માત્ર પાર્શ્વભૂ છે, અને મુખ્ય કથા તો એક વ્યક્તિની છે.

ઇતિહાસગ્રંથ તરીકે પણ શ્રી એડવર્ડ્ઝની કેટલીક વલણ આપણને વિચિત્ર લાગે તેવી છે. ભારતના લોકોને બ્રિટિશ તાજ પ્રત્યે વફાદારી હતી અને લડાઈ ફાટી નીકળતાં એ આપોઆપ વ્યક્ત થવા લાગી અને લોકો હોંશથી સૈનિકો બનવા અને યુદ્ધફાળો ભરવા લાગ્યા એ વિધાન સાચું કહી શકાય તેવું નથી. ગાંધીજી અને જવાહરલાલ વચ્ચેના સંબંધો અતિશય વિલક્ષણ હતા અને અનેક બાબતો અંગે, જગતને જોવાના મૂળભૂત દૃષ્ટિકોણ અંગે બંને વચ્ચે કેટલાક મતભેદ હોવાથી બંને વચ્ચે અવારનવાર મતભેદ થયા કરતો હતો. કેવળ આ મતભેદો પર જ સવિશેષ ભાર મુકાયો હોવાને અંગે ઘણી વખત તો આ બંને મહાનુભાવો સાથે કેવી રીતે રહી શક્યા તેની આપણને વિમાસણ થઈ આવે છે; કારણ કે આ બંને 'પિતા-પુત્ર'ને એકબીજા અંગે પરસ્પર જે સ્નેહ અને આદર હતા, ધ્યેયની સમાનતા હતી, અને એકબીજાની નિષ્ઠા અંગે જે વિશ્વાસ હતો તેનો ઉલ્લેખ પૂર્ણતયા કરવામાં આવ્યો નથી. આ પ્રકારના વર્ણનમાં ગાંધીજીને તો અન્યાય થાય જ છે, પણ જવાહરલાલજીના વ્યક્તિત્વને પણ પૂરો ન્યાય મળતો નથી. ગાંધીજીના કેટલાક આર્થિક, નૈતિક અને સામાજિક વિચારો આજની વિચારસરણીના માપે બેશક જુનવાણી કહી શકાય, પણ ભારતના તત્કાલીન ઇતિહાસમાં ગાંધીજીના વિચારોએ અને ખાસ કરીને તો તેમની કાર્યપદ્ધતિએ ઉપજાવેલા ક્રાંતિમય પ્રવાહોનું મહત્ત્વ શ્રી એડવર્ડ્ઝ પૂરેપૂરું સ્વીકારતા ન હોવાને કારણે ગાંધીજીની

પ્રબળ આકર્ષણશક્તિનું યોગ્ય દર્શન આમાંથી થતું નથી. વળી, કોઈ વાદ કે વિચારના ચોકઠામાં ભરાઈ બેસીને ગાંધીજીએ હકીકતોનો ઇન્કાર કર્યો નથી તેથી નેહરુ સાથે ગાંધીજીના મતભેદોને આવરી લે તેટલું બધું જે સામ્ય આ બંનેમાં હતું તે આ પુસ્તકમાં રજૂ કરવામાં આવ્યું નથી.

વળી, સ્વાતંત્ર્યોત્તર કાળમાં નેહરુનાં જીવન અને કાર્યનું સિંહાવલોકન અતિશય આછડતું કરવામાં આવ્યું હોવાથી, આજના ભારતનું વાસ્તવિક ચિત્ર આ પુસ્તકમાંથી ઊપસતું નથી.

ઇતિહાસના પ્રવાહો અને વ્યક્તિવિશેષો પરત્વેના આ જાતના મતભેદો તો હરહંમેશ રહેવાના જ: કેવળ આ વિચારભેદને કારણે જ આ અત્યંત ઉપયોગી અને આકર્ષક પુસ્તકનું મહત્ત્વ ઓછું થતું નથી. ભારતના ઇતિહાસ વિષે અગર તો જવાહરલાલ વિષે ટૂંકમાં તાત્કાલિક જાણવા ઇચ્છતા વાચકોને—ખાસ કરીને પરદેશી વાચકોને—આ પુસ્તક અત્યંત ઉપયોગી નીવડશે એમાં કશી શંકા નથી.

સફાઈભર્યું અને ઉદાવદાર છાપકામ પુસ્તકની આકર્ષકતામાં સારો વધારો કરે છે.

**NEHRU ABHINANDAN GRANTH: a Birthday book. (Nehru Abhinandan Granth Committee, 1949.)**



પંડિતજીની સાઠમી વરસગાંઠે—૧૪ મી નવેમ્બર, ૧૯૪૯—ભેટ અપાયેલા આ દળદાર ગ્રન્થનું સ્થાન, પંડિતજી વિષે લખાયેલાં તમામ પુસ્તકોમાં, તેનાં લખાણો અને તસવીરોને લીધે નોખું તરી આવે છે. અલબત્ત, પંડિતજીના જીવનકાર્યની તટસ્થ મૂલવણી કરવા ઇચ્છતા અભ્યાસીને આ પુસ્તક પંડિતજીનાં માત્ર ઉત્તમ પાસાંનો જ ખ્યાલ આપતું લાગશે, પણ જવાહરલાલની જીવન-સરિતાના વિશાળ પ્રવાહનો આ ગ્રન્થમાંથી જે ખ્યાલ



ઊપસે છે તે ભાગ્યે જ બીજા કોઈ પુસ્તકમાંથી ઊપસી શકે.

છ ભાગમાં વહેંચાયેલા અને રાજેન્દ્રપ્રસાદ, રાધાકૃષ્ણન્, મુનશી, નંદલાલ બોઝ વગેરે દ્વારા સંપાદિત થયેલા આ ગ્રન્થનો પ્રથમ ભાગ રાજગોપાલાચારી, સરદાર પટેલ અને રાજેન્દ્રપ્રસાદના આવકાર સાથે આરંભાય છે. ભારતનું છેલ્લી અર્ધી સદીનું જીવન જેમના જીવન સાથે અલગ તારવી ન શકાય તેટલી હદે ઓતપ્રોત થઈ ગયું છે તે પંડિતજીની પ્રતિભાનો આછો ચિતાર આ વિભાગ આપે છે.

આ ગ્રન્થનો બીજો વિભાગ નેહરુના સદ્‌ગુણોનો માહિતીભંડાર છે. નેહરુના દેશવિદેશમાં વસતા સંખ્યાબંધ મિત્રો તથા ચાહકોએ નેહરુના બહુમુખી વ્યક્તિત્વની છણાવટ કરતા લેખો આ વિભાગમાં લખ્યા છે તેનાં લખાણોના વિષય-વૈવિધ્યને કારણે ગ્રન્થનો આ વિભાગ અનન્ય બન્યો છે. ઇતિહાસકાર નેહરુ, વિશ્વનાગરિક નેહરુ, ભારતની એક-તાનું પ્રતીક નેહરુ, એશિયાના મુક્તિદાતા નેહરુ, આંતર-રાષ્ટ્રીયવાદી નેહરુ, લેખક નેહરુ, માનવતાવાદી નેહરુ, ગાંધી અને નેહરુ વગેરે વિષયો પર જુદા જુદા ૬૦ અધિ-કારી લેખકોએ લખેલા લેખોનું વાચન નેહરુને ઓળખવા ઇચ્છનાર હરકોઈ માટે અનિવાર્ય બને છે. અપ્ટન સિન્કલર, હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય, ગિલ્બર્ટ મરે, હૅરોલ્ડ લાસ્કી, આર્થર મુર, વિલ દુરાં, કે. એમ. પણિક્કર, શેખ અબદુલ્લા, કૃપળાલાલ શ્રીધરાણી, એડગર સ્નો, ગગનવિહારી મહેતા, કિશોરલાલ મશરૂવાળા, કનૈયાલાલ મુનશી વગેરે વિદ્વાન લેખકોએ લખેલા આ લેખો ભાગ્યે જ આટલી સંખ્યામાં નેહરુ વિષેના બીજા કોઈ પુસ્તકમાં જોવા મળે.

આ ગ્રન્થનો ત્રીજો ભાગ નેહરુના જીવનપ્રસંગો દ્વારા નેહરુનું ચિત્ર આપણી સામે રજૂ કરે છે. નેહરુના જુદાજુદા અનુભવો ટાંકનારામાં ઈયાન સ્ટીવન્સ,

જી ડી બિરલા, શ્રી પ્રકાશ વગેરે જાણીતી વ્યક્તિઓ છે આ વિભાગના અંતે સુપ્રસિદ્ધ વ્યંગ ચિત્રકાર શંકરે કરેલા નેહરુના ઠઠ્ઠાચિત્રો આપવામાં આવ્યા છે આમાના ત્રણ ચિત્રો નેહરુને જુદાજુદા પ્રસંગે શંકરે પ્રત્યક્ષ નિહાળીને કરેલા હોવાથી તેને આ અનુભવોના વિભાગમાં સ્થાન મળેલું છે આ વિભાગમાથી નેહરુનું તેમની રોજબ ગેજની કામગીરીમાથી ઊપસતુ ચિત્ર જોવા મળે છે

આ અભિનંદનગ્રન્થનો ચોથો વિભાગ નેહરુના જીવન ચરિત્રનો છે ૭૫ પાનામા લખાયેલા આ જીવનચરિત્રમા તેના લેખક નાનાલાલ ચીમનલાલ મહેતાએ નેહરુની બાલ્યાવસ્થા, લગ્ન, ગાધીજીનુ આગમન, ભાગલા અને આઝાદી, લેખક અને પત્રકાર તરીકે નેહરુ, વક્તા તરીકે નેહરુ, વિદેશપ્રધાન નેહરુ અને વડા પ્રધાન નેહરુ એટલા પ્રકરણ દ્વારા જવાહરલાલની સમૃદ્ધ અને બહુમુખી પ્રતિભાના મુખ્યમુખ્ય પાસા સફળતાપૂર્વક આવરી લીધા છે

આ ગ્રન્થનો પાચમો વિભાગ વિશિષ્ટ લેખોનો છે અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, રાજકારણ, ઈતિહાસ, સાહિત્ય, કલા વગેરે વિષયો પર વેરિયર એલ્વિન, સી એન વકીલ, એમ એન રૉય, નદલાલ બોઝ રવિશંકર રાવળ, ચદ્રવદન મહેતા, દેવેન્દ્ર સત્યાર્થી વગેરેના લેખો છે આ પુસ્તક પ્રસિદ્ધ થયુ તે વેળાના ભારતના જુદાજુદા પ્રશ્નોનો આ વિભાગ ચિતાર આપે છે પુસ્તકનો છઠ્ઠો વિભાગ ભારતીય ભાષાઓના પ્રતિનિધિ લખાણોનો બનેલો છે મુલ્કરાજ આનદ, ના સી ફડકે, આદિવિ બાપિરાજૂ, બુદ્ધદેવ બોઝ, કંદિક બનફૂલ, વિભૂતિભૂષણ બેનરજી વગેરે લેખકોની જાણીતી વાર્તાઓ તથા લેખો આ વિભાગમા છે



એકએકથી ચઢિયાતા વિભાગ આપતા આ ગ્રન્થનુ સૌથી ચઢિયાતુ અગ તેમા અપાયેલા ચિત્રો તથા તસવીરો

છે. જુદાંજુદાં સંગ્રહાલયો અને વ્યકિતઓ પાસેથી એકત્ર કરીને આ ગ્રન્થમાં નેહરુની લગભગ એકસો તસવીરો 'આર્ટ પેપર' પર આપવામાં આવી છે. નેહરુના બાળપણથી માંડીને રાષ્ટ્રસંઘની બેઠકમાં તેમણે કરેલા પ્રવચન સુધીની તમામ મહત્ત્વની ઘટનાઓનો ઈતિહાસ આ વિભાગ વાચક સમક્ષ તાદશ કરે છે. બીજે કયાંય પણ ભાગ્યે જ જોવા મળે તેવી નેહરુની હસ્તરેખાઓની બે તસવીરો, તથા તેમના હસ્તાક્ષરોની તસવીરો પણ આ વિભાગમાં છે. આ વિભાગ ઉપરાંત, પુસ્તકમાં રાજસ્થાની, મુગલ અને આધુનિક કલાકારોનાં સુંદર ચિત્રો રંગીન તથા સાદી પ્લેટમાં આપવામાં આવ્યાં છે. નેહરુની સાથોસાથ ભારતીય કલા અને સંસ્કારને પણ સમજવામાં આ વિભાગ અમૂલ્ય બની રહેશે તે નિ:શંક જ છે.

નેહરુના માતબર જીવનનો આટલો સમૃદ્ધ અહેવાલ આપતો આ ગ્રન્થ દરેક પુસ્તકાલયનું આગવું અંગ થઈ પડશે.



# મારી જીવનકથા

## જવાહરલાલ નેહરુ

### સંક્ષેપ: શાંતિલાલ ઠગલી

**મારી જીવનકથા:** જવાહરલાલ નેહરુ. અનુ. મહાદેવ હરિભાઈ દેસાઈ. (નવજીવન, ત્રીજી આવૃત્તિ ૧૯૪૭.)

**સુ**ખી ઘરમાં એકનો એક દીકરો મોઢે ચડાવેલો જ હોય – હિન્દુસ્તાનમાં તો વિશેષે. તેમાંય એ પુત્ર જો અગિયાર વરસનો થયો ત્યાં સુધી એકનો એક જ રહ્યો તો તો એ લાડની ખરાબીમાંથી ન જ બચી શકે. મારી બે બહેનો મારા કરતાં ઘણી જ નાની છે, અને અમારા દરેકની વચ્ચે ઘણાં વર્ષોનો ગાળો છે તેથી એ શરૂઆતનાં વર્ષોમાં હું એકલવાયો જ ઊછર્યો.

અમે મૂળ કાશ્મીરી. બસો વરસ પહેલાં, અઢારમી સદીની શરૂઆતમાં, અમારા એક વડવા કીર્તિ અને ધન કમાવા કાશ્મીરની પહાડી ખીણમાંથી નીચેના ફળદ્રુપ મેદાનમાં ઊતરી આવેલા. આમ પ્રથમ ઊતરી આવનાર અમારા વડવાનું નામ રાજ કૌલ હતું. ઘર નહેરને કાંઠે હતું એટલે ઘરવાળાના નામને નેહરુ શબ્દ લાગ્યો. કૌલ એ કુટુંબનું નામ હતું તે કૌલ-નેહરુ થયું, અને વરસો જતાં 'કૌલ' સાવ નીકળી જ ગયું અને ને અમે માત્ર નેહરુ રહ્યા.

કેટલાંક વરસો સુધી અમારું કુટુંબ આગ્રામાં જ રહ્યું. અહીં મારા પિતાશ્રીનો જન્મ ૧૮૬૧ના મે મહિનાની ૬ઠ્ઠી તારીખે થયો.* પણ એમનો જન્મ થયો તેના ત્રણ મહિના આગમચ મારા દાદા સ્વર્ગવાસી થયેલા. કુટુંબનો ભાર હવે મારા બે કાકા ઉપર જ આવી પડ્યો. તેઓ મારા

---

*એક જાણવા જેવી તાજુબીભરેલી વાત અહીં નોંધું. કવિવર રવીન્દ્રનાથ ટાગોરનો જન્મ પણ એ જ વર્ષના એ જ માસમાં એ જ તિથિએ થયેલો.

પિતાશ્રી કરતાં ઘણા મોટા હતા. મોટા કાકા બંસીધર નેહરુ તરત જ અંગ્રેજ સરકારના અદાલતી ખાતામાં જોડાયા અને વારંવાર બદલી થવાને લીધે કેટલેક અંશે કુટુંબથી સાવ છૂટા પડી ગયા. મારા નાના કાકા નંદલાલ નેહરુએ એક દેશી રજવાડામાં નોકરી લીધી અને દશ વરસ રાજપૂતાનાના ખેતરી રાજાના તેઓ દીવાન રહ્યા. પાછળથી એમણે કાયદાનો અભ્યાસ કર્યો અને આગ્રામાં વકીલાત માંડીને બેસી ગયા. મારા પિતાશ્રી એમની સાથે જ રહેતા અને એમની જ છાયા અને હૂંફમાં ઊછર્યા. મારા કાકા નવી સ્થપાયેલી વડી અદાલતમાં વકીલાત કરવા લાગ્યા અને જ્યારે એ અદાલત આગ્રાથી અલ્લાહાબાદ આવી ત્યારે આખુ કુટુંબ અલ્લાહાબાદ આવ્યું. દરમિયાન મારા પિતા કાનપુરની નિશાળમાંથી અને અલ્લાહાબાદની કૉલેજમાંથી પસાર થયા. એમને તો જીવનમાં આગળ વધવું હતું અને કોઈક ધંધામાં કાયમ થવુ હતું. સ્વાભાવિક રીતે એમની નજર વકીલાતના ધંધા ઉપર પડી. તેઓ વડી અદાલતના વકીલ તરીકેની પરીક્ષામાં બેઠા અને તેમાં પાસ થયા એટલું જ નહીં પણ તેમાં પહેલો નંબર લીધો અને સુવર્ણચંદ્રક પણ મેળવ્યો. એમણે કાનપુરની જિલ્લા કોર્ટમાં વકીલાત શરૂ કરી. સફળતા મેળવવાની ધગશ હતી જ, તેથી ખૂબ મહેનત કરીને થોડા જ વખતમાં સારી પેઠે જામી ગયા. કાનપુરમાં ઉમેદવારીનાં ત્રણ વરસ ગાળીને પિતાશ્રી હાઈકોર્ટમાં વકીલાત કરવા અલ્લાહાબાદ આવ્યા. આ પછી થોડા જ વખતમાં એમના ભાઈ પંડિત નંદલાલ એકાએક મરણ પામ્યા. આમ ટૂંકી ઉંમરમાં જ મોટું કુટુંબ સંભાળવાનો બોજો મોટે ભાગે એમના ઉપર જ આવી પડ્યો. એમને તો ધંધામાં નામના મેળવવી હતી, એટલે એમાં ખૂંપી ગયા. મહિનાઓ સુધી બીજી





બધી વસ્તુઓને સાવ ભૂલી ગયા. કકાના ઘણાખરા કેસો એમની પાસે જ આવતા, અને એમાં એઓ જીતતા એટલે ધંધામાં સફળતા મેળવવાના જે મનોરથો એમણે આજ સુધી સેવ્યા હતા તે સહેજે ફળ્યા. એમનું કામ પણ વધવા માંડ્યું અને ટંકશાળ પણ પડવા માંડી.

સતત વધતી જતી આવકને લીધે અમારી રહેણીકરણી બદલાતી ગઈ, કારણ કે આવક વધે એટલે ખરચ વધે જ. ભારે જિંદાદિલ હોવાને લીધે અને દરેક રીતે ચેનમાં રહેવાના શોખને લીધે જેટલું કમાતા તેટલું ખરચી નાખવામાં પિતાશ્રીને ક્યાંય મુશ્કેલી ન આવતી. આમ ધીરે ધીરે અમારી રહેણી વધુ ને વધુ પાશ્ચાત્ય થતી ગઈ. મારા બચપણના શરૂઆતના દિવસોમાં આવા હતા અમારા ઘરના ઢંગ.*

રોજ સાંજે કેટલાય મિત્રો મારા પિતાને મળવા આવતા. આખા દિવસના થાકયા-પાકયા મારા પિતા એમની વચ્ચે ખીલતા, અને આખું ઘર એમના ખડખડાટ હસવાથી ગાજી ઊઠતું. એમનું અટ્ટહાસ્ય આખા અલ્લાહાબાદમાં જાણીતું થઈ ગયું હતું. કેટલીક વાર હું પડદા પાછળ ડોકિયું કરીને જોતો કે આ મોટા લોકો એકબીજા સાથે શું વાત કરી રહ્યા છે. આમ ડોકિયું કરતાં જો હું પકડાઈ ગયો તો મને એ લોકો બહાર ખેંચી લઈ જતા, અને મારી ભયગ્રસ્ત દશા છતાં પિતાશ્રીના ગોઠણ ઉપર મને ગોઠવતા. આવે એક પ્રસંગે મેં એમને ક્લૅરેટ કે એવો બીજો લાલ દારૂ પીતા જોયા. વ્હિસ્કી તો હું ઓળખી શકતો હતો. મેં ઘણી વાર પિતાને અને તેમના મિત્રોને

* મારો જન્મ ઇ. સ. ૧૮૮૯ના નવેમ્બરની ૧૪મી તારીખે અથવા સંવત ૧૯૪૬ના માગશર વદ સાતમે અલ્લાહાબાદમાં થયેલો.

એ પીતા જોયેલા. પણ આ નવી લાલ ચીજથી હું બેબાકળો જ બની ગયો અને ઘરમાં દોડી જઈને માને કહ્યું : 'મા, જુઓ, તો ખરાં, પાપા લોહી પીએ છે!'

મને મારા પિતા પ્રત્યે ખૂબ જ માન હતું. મને તો એઓ બળ, હિંમત અને હોશિયારીની મૂર્તિ લાગતા. બીજા બધા એમની સરખામણીમાં તુચ્છ લાગતા. અને હું મોટો થઈને એમના જેવો જ થઈશ એવું સ્વપ્ન હું સેવતો. પણ નોકરો અને બીજાઓ ઉપર એમનો પિત્તો ઊકળતો હું જોતો ત્યારે હું ભયથી ધ્રૂજી ઊઠતો. એમનો મિજાજ તો ખરેખર તોબા પોકરાવે એવો હતો, અને પાછલાં વર્ષોમાં પણ એવો વિકરાળ મિજાજ મેં કોઈનો જોયો હોય એમ મને યાદ નથી. પણ સારા નસીબે એમની વિનોદશક્તિ તીવ્ર હતી, અને વજ્ર જેવા સંકલ્પબળને લીધે સામાન્ય રીતે તેઓ પોતાના ઉપર કાબૂ રાખી શકતા. જેમ જેમ ઉંમર થતી ગઈ તેમ તેમ તેમની સંયમશક્તિ પણ વધતી ગઈ, અને પહેલાંના જેવું ભીષણ સ્વરૂપ તેઓ ક્વચિત જ ધારણ કરતા જોવામાં આવતા.

પિતાના કરતાં મારો વધારે સમય માતાની સાથે જ જતો, એટલે તેની સાથે હું વધારે નિકટતા અનુભવતો, અને જે વસ્તુ પિતાને કહેવાની સ્વપ્ને પણ મારી હિંમત ન ચાલે તે હું સુખે માતાની આગળ ઠાલવતો. મને એની જરાય બીક જ ન લાગતી, કારણ કે હું જાણતો હતો કે હું ગમે તે કરું તોપણ એ કાંઈ નહીં બોલે, અને આ એના અત્યંત અને આંધળા પ્રેમને લીધે હું એના ઉપર શિરજોરી પણ ચલાવતો.



માતા ઉપરાંત એક બીજા પણ હતા, જેમની આગળ તે વેળા હું મારું મન ઠાલવી શકતો. એ હતા મારા પિતાના મુનશી મુબારકઅલી. મારી બાળક આંખને એની ધોળી



દાઢી કોઈ અતિ પ્રાચીન પુરુષનો અને પ્રાચીન કથાઓના ભંડારનો ખ્યાલ આપતી, અને હું ઘણીયે વાર એની સોડમાં ભરાઈ એની અખૂટ વાતો કલાકના કલાક સુધી સાંભળતાં ન ધરાતો. આ વાતોમાં અરેબિયન નાઈટ્સમાંની કે એવી જ બીજી વાતો હોય, અથવા તો ૧૮૫૭-૫૮ના જમાનામાં બનેલા કિસ્સાનું વર્ણન હોય. બીજી પણ ઘણી વાર્તાઓ હું તે વખતે સાંભળતો. મારાં મા અને કાકી રામાયણ અને મહાભારતમાંથી અને હિંદુ પુરાણોમાંથી અનેક કથાઓ મને કહેતાં.

ધર્મ વિશેના મારા ખ્યાલ બહુ જ ઝાંખા હતા. ધર્મ તો સ્ત્રીઓ માટે જ હોય એમ હું માનતો. પિતાશ્રી ને મારા વડીલ પિત્રાઈઓ એ પ્રશ્નને હસી કાઢતા અને એનો ગંભીર વિચાર કરવાની ના પાડતા. કુટુંબની સ્ત્રીઓ તો વખતોવખત અનેક ક્રિયાઓ કરાવે અને પૂજાપાઠ પણ કરે. આ બધામાં મને મજા પડતી. આપણાં કેટલાંય નાનાંમોટાં પર્વો અને વાર-તહેવારો – જેવાં કે રક્ષાબંધન, ભાઈબીજ વગેરે – અમારે ત્યાં ઊજવાતાં.

પણ આ બધા ઉત્સવો કરતાં મને જેમાં વધુ રસ પડતો એવો તો વરસનો એક દિવસ હતો – જેમાં મારે જ મુખ્ય ભાગ ભજવવાનો રહેતો. એ મારી જન્મગાંઠ. તે દિવસે મારા જેટલું કામ કોઈને નહીં! સવારે વહેલો એક મોટા ત્રાજવામાં મને તોળવામાં આવે, એક પલ્લામાં ઘઉં અને બીજી ચીજો, અને બીજા પલ્લામાં હું. ઘઉં અને બીજી ચીજો ગરીબોને વહેંચાય અને પછી નવાં નવાં કપડાંમાં શણગારાઈને મારે વડીલો પાસે ભેટ લેવાની હોય. સાંજના ઘરમાં મિજબાની અપાય. હું તો જાણે તે દિવસનો રાજા. મને દુ:ખ ખાસ એ વાતનું હતું કે આ જન્મગાંઠ માત્ર વર્ષને એકાદ વચલે દિવસે જ આવતી. મેં તો

જન્મદિવસો વારંવાર ઊજવવામાં આવે એ માટે ચળવળ ઉઠાવવાનું પણ કલ્પ્યું હતું—તે વખતે મને થોડી જ કલ્પના હતી કે એક દિવસ એવો આવશે કે જ્યારે જન્મદિવસ એ જિંદગીમાંથી ઓછાં થયેલાં વરસોની દુઃખદ સ્મૃતિરૂપ લાગશે ?

કાશ્મીરી લોકોને હિંદુસ્તાનના બીજા લોકો કરતાં એક સગવડ હંમેશાં વધુ રહી છે, ખાસ કરીને ઉત્તર હિંદુસ્તાનમાં ખરી જ. તેઓમાં મરદ-ઓરત વચ્ચે પરદા જેવી પ્રથા ક્યારેય ન હતી. કાશ્મીરી જમણોમાં અને ઉત્સવોમાં પુરુષો અને સ્ત્રીઓ ભેગાં જતાં અને સાથે બેસતાં-ઊઠતાં. છોકરાછોકરીઓ તો સરખી છૂટથી મળતાંહળતાં. એમ છતાં આધુનિક પશ્ચિમના જેવી છૂટ તો એ નહોતાં લેતાં.

આમ મારું બચપણ ગયું. મોટાં ઘરોમાં જેમ બને છે તેમ કેટલીક વાર અમારે ત્યાં પણ વાસણ ખખડતાં. જ્યારે ઝઘડા મોટું સ્વરૂપ લે ત્યારે પિતાશ્રી ગુસ્સે થાય અને એમને એમ જ લાગે કે આ બધું સ્ત્રીઓની બેવકૂફીને લીધે છે. આમાં મને તો કંઈ સમજણ જ ન પડતી કે શું થયું છે. પણ હું એટલું તો કળી જતો કે કંઈક ખટરાગ થયો હોવો જોઈએ, કારણ કેટલાંક માણસો તપીને અથવા કેહાલુંકેહાલું બોલતાં હોય, અથવા સાવ અબોલા લઈને બેઠાં હોય. મને બહુ દુઃખ થતું. જ્યારે પિતાજી વચ્ચે પડતા ત્યારે સૌના હાંજા ગગડી જતા.

તે દિવસોનો એક નાનકડો પ્રસંગ મારી સ્મૃતિમાં હજી તરી રહ્યો છે. હું સાતઆઠ વરસનો હોઈશ. હું રોજ ઘોડેસવારી કરવા નીકળતો, અને અલ્લાહાબાદમાં તે વખતે જ પડાવ નાખીને પડેલી લશ્કરી છાવણીમાંનો એક સવાર મારી સાથે આવતો. એક સાંજે હું પડ્યો અને મારો ટટ્ટુ—અડધી અરબ ઓલાદનો ફક્કડ ટટ્ટુ—મારા વિના ઘેર આવ્યો. પિતાશ્રીએ તે દિવસે મિત્રોને





ટેનિસ રમવા બોલાવ્યા હતા. ઘરમાં ખળભળાટ મચી ગયો. પિતાશ્રીની આગેવાની નીચે બધું મિત્રમંડળ જે કોઈ વાહન મળ્યું તેમાં બેસીને સરઘસની જેમ મારી શોધમાં નીકળી પડ્યું. મને તેઓ રસ્તામાં મળ્યા, અને જાણે મેં એક ભારે પરાક્રમ કરી નાખ્યું ન હોય એમ તેમણે મારું સ્વાગત કર્યું.

હું દશ વરસનો થયો ત્યારે મારા પિતાએ ઘર બદલી નવું મોટું ઘર લીધું અને તેનું નામ આનંદભવન રાખ્યું. આ ઘરને એક મોટો બાગ હતો અને સ્નાનકુંડ હતો. વિશાળ સ્નાનકુંડ ઘરમાં હોવાને લીધે હું થોડા વખતમાં તરતાં શીખ્યો અને પાણીમાં પડતાં કે ડૂબકી મારતાં મને જરાય ડર ન લાગતો. ઉનાળાના લાંબા દિવસોમાં ગમે ત્યારે અને ગમે તેટલી વાર હું કુંડમાં જઈને પડતો.

આ વેળા બોર લડાઈ ચાલતી હતી. એની ખબરોમાં મને રસ પડતો અને મારો પક્ષપાત સંપૂર્ણ રીતે બોર લોકોને માટે હતો. લડાઈની ખબરો મેળવવાને માટે વર્તમાનપત્રો વાંચવાની મેં શરૂઆત કરી પણ આ વેળા ઘરમાં એક એવી ઘટના બની કે મારું ધ્યાન બીજી બધી વાતોમાંથી નીકળી તેમાં પરોવાયું. આ ઘટના તે મારી બહેનનો જન્મ. કેટલાય સમયથી મને મનમાં ખટકતું તો હતું જ કે બીજા સૌને ભાઈબહેનો છે અને મને નથી, એટલે હવે મારા ઘરમાં એક નાનકડું ભાંડુડું આવશે એ વાતથી મારા હરખનો પાર ન રહ્યો. એ વેળા મારા પિતા તો યુરોપમાં હતા. વરંડામાં ઊભો ઊભો હું ચાહ જોતો હતો કે ભાઈ આવે છે કે બહેન, ત્યાં તો એક દાકતરે આવીને મને કહ્યું કે બહેન આવી છે, અને સાથે સાથે મજાકમાં એમ ઉમેર્યું, 'ઈશ્વરનો પાડ માન કે ભાઈ નથી, નહીં તો તારી સાથે ભાગ પડાવત'. રખેને મારો કોઈ ભાગિયો પેદા થશે

એવો હલકો ડર મનમાં હોઈ શકે છે, એવો વિચાર જ કેમ કોઈને આવી શકે? આ વાતથી મને ભારે દુઃખ લાગ્યું અને ચીડ ચડી.

મારું બાળપણ સુખશાંતિવાળું પણ ખાસ ઈતિહાસ વિનાનું ગયું. મને કોઈ કિંડરગાર્ટન (બાળમંદિર) કે કોઈ પાઠશાળામાં મૂકવામાં નહોતો આવ્યો. ઘરમાં મારી સાથે રહી મને શીખવનાર શિક્ષિકા અથવા બહારના ખાનગી શિક્ષકો દ્વારા મને કેળવણી મળે છે એમ મનાતું. મારે માટે અંગ્રેજ શિક્ષિકાઓ રાખવામાં આવતી, અને પ્રસંગોપાત્ત પિતાજીને મળવા તેમના અંગ્રેજ મિત્રો આવે એ તો હું જોઉં જ. આને પરિણામે મારા હૃદયમાં અંગ્રેજોને માટે માન હતું. મને યાદ છે ત્યાં સુધી અંગ્રેજો તરીકે અંગ્રેજો સામે મને કોઈ જાતનો દ્વેષ ન હતો.

મારી અગિયારેક વર્ષની ઉંમરે મારે માટે ફર્ડિનન્ડ ટી. બ્રુક્સ નામના શિક્ષકને ઘરમાં રાખવામાં આવ્યા એટલે એની દેખરેખ તળે હું આવ્યો. એ એક કટ્ટર થિયૉસૉફિસ્ટ હતા અને એની ભલામણ શ્રીમતી ઍની બેસંટે મારા પિતાને કરી હતી. એફ. ટી. બ્રુક્સે મારામાં વાંચવાનો શોખ ઉત્પન્ન કર્યો, અને મેં પુષ્કળ અંગ્રેજી પુસ્તકો, ભલેને કોઈ ખાસ ઉદ્દેશ વિના, વાંચી નાંખ્યાં. બાળકોનું અને કુમારોનું સાહિત્ય મેં સારી પેઠે વાંચ્યું હતું. લુઈ કૅરોલ અને કિપ્લિંગનાં પુસ્તકો મને બહુ જ ગમતાં. 'ડૉન ક્વિક્ઝોટ' પુસ્તકમાં ગુસ્તાવ દોરેએ ચીતરેલાં ચિત્રો મને બહુ જ આકર્ષક લાગતાં, અને ફ્રિજોફ નાન્સનના 'ફાર્થેસ્ટ નૉર્થ' પુસ્તકે તો મારે માટે સાહસનો એક નવો જ પ્રદેશ મોકળો કર્યો. સ્કૉટ, ડિકન્સ અને થાકરેની ઘણી નવલકથાઓ, એચ. જી. વેલ્સની સાહસકથાઓ, માર્ક ટ્વેનની વિનોદ-કથાઓ અને શેરલોક હોમ્સની ગુપ્તચરકથાઓ વાંચ્યાનું





યાદ છે. 'પ્રિઝનર ઑફ ઝેન્ડા' મારા મગજમાંથી નીકળતું નહોતું, અને હાસ્યરસમાં તો મારે મન જેરોમ કે. જેરોમના 'થ્રી મેન ઇન એ બોટ'ની બરોબરી કરી શકે એવું કશું ન હતું. બીજું એકાદ પુસ્તક મારી સ્મૃતિમાં તાજું છે દુ મોરીએરનું 'ટ્રિલ્બી' અને 'પીટર ઇબેટસન'. મને કાવ્યો તરફ પણ રુચિ પેદા થઈ. આ રુચિ અમુક અંશે હજી પણ ચાલુ છે, અને જિંદગીમાં થયેલી અનેક નવાજૂની છતાં હજી જીવંત છે.

બ્રુક્સે વિજ્ઞાનની ખૂબીઓમાં પણ મને ચંચુપાત કરાવ્યો. અમે એક નાનકડી પ્રયોગશાળા બનાવી દીધી હતી, અને ત્યાં પ્રાથમિક પદાર્થવિજ્ઞાન અને રસાયણના પ્રયોગોમાં હું કલાકોના કલાકો તલ્લીન રહેતો.

એ વખતે મારો બીજો કોઈ શિક્ષક હોય તો તે એક જ. તે હતા એક વયોવૃદ્ધ પંડિત. તેને હું હજી ભૂલ્યો નથી. મને હિંદી અને સંસ્કૃત શીખવવાનું તેને સોંપાયેલું હતું, પણ ઘણાં વર્ષના પ્રયત્ન પછી એ મને ઝાઝું ભાથું આપી શક્યા હોય એમ મને યાદ નથી. આમાં દોષ બેશક મારો હતો. ભાષાઓ શીખવામાં હું કુશળ ન કહેવાઉં, અને વ્યાકરણ તો મને કદી ગમ્યું જ નથી.

મારા અભ્યાસમાં તો એફ. ટી. બ્રુક્સની અસર હતી જ, પણ તે ઉપરાંત એક બીજી વસ્તુની પણ એણે મારા ઉપર કંઈક કાળ સુધી ભારે અસર પાડી. આ વસ્તુ હતી થિયૉસૉફી. હું ૧૩ વર્ષની ઉંમરે થિયૉસૉફિકલ સોસાયટીનો સભ્ય થયો અને શ્રીમતી બેસંટે જ મને દીક્ષા આપવાની ક્રિયા કરી. આ દિક્ષા એટલે સદુપદેશ અને કેટલાંક ગૂઢ ચિહ્નોની ઓળખ. એફ. ટી. બ્રુક્સ મને છોડી ગયા એટલે મારો થિયૉસૉફીની સાથેનો સંબંધ પણ ગયો, અને પછી તો પલકવારમાં થિયૉસૉફી મારી જિંદગીમાંથી અદશ્ય થઈ.

આનું એક કારણ એ હશે કે એ પછી મને વિલાયતમાં શાળામાં મૂકવામાં આવ્યો. ત્યાર પછીનાં વર્ષોમાં થિયૉસૉફિસ્ટો મારી ગણનામાં નીચે ઊતરી ગયા છે. ખાસ વિશિષ્ટતાવાળા લાગવાને બદલે મને તેઓ સાવ સામાન્ય લાગે છે, જોખમના કરતાં સલામતી વધારે પસંદ કરનારા અને શહીદની શૂળીને બદલે સુખની સેજ પસંદ કરનારાઓ લાગે છે. પણ શ્રીમતી બેસંટને માટે તો હંમેશાં મને અતિશય માન જ રહ્યું છે.

બીજી એક ઘટનાની અસર મારી ઉપર થયેલી મને યાદ છે તે રશિયા અને જાપાન વચ્ચેની લડાઈ. જાપાનની જીતોની વાત સાંભળતો ત્યારે મારા ઉત્સાહનો પાર ન રહેતો, અને રોજ નવી નવી ખબરો જાણવાને હું ઉત્સુક રહેતો. જાપાન વિષે અનેક પુસ્તકો ખરીદ્યાં, અને તેમાંનાં કેટલાંક વાંચવાનો પ્રયત્ન પણ કર્યો હતો.

રાષ્ટ્રીયતાના વિચારો મારા મનમાં ઊભરાવા લાગ્યા. હિંદના સ્વાતંત્ર્યના અને યુરોપની ગુલામીમાંથી એશિયાની મુક્તિના વિચારો મને આવવા લાગ્યા. વીરોચિત પરાક્રમોનાં સ્વપ્નાં સેવવા લાગ્યો અને ક્યારે હું તલવાર લઈને હિંદમાતા માટે રણમાં ઘૂમી તેને મુક્ત કરું એમ થવા લાગ્યું.



મારી ઉંમર ૧૪ વર્ષની હતી. નવી વિચારસૃષ્ટિ અને ઝાંખી કલ્પનાઓ મારા મનમાં તરવા લાગી અને બાળાઓમાં હું કંઈક વધુ રસ લેવા લાગ્યો. જોકે હજી દોસ્તી તો બાળકોની જ ગમતી અને બાળાઓના મંડળમાં ભળવામાં કંઈક માનહાનિ સમજતો. પણ કાશ્મીરીઓનાં મંડળો મળે અને અનેક ખૂબસૂરત બાળાઓ ભેળી થાય ત્યારે અથવા તેવા જ બીજા પ્રસંગોએ કોઈ બાળાની સાથે નયન મળે કે સ્પર્શ થાય તો અવનવો આનંદ અનુભવતો.

૧૯૦૫ના મે માસમાં મારી પંદર વર્ષની ઉંમરે અમે ઇંગ્લાંડ



જવા ઊપડ્યાં—મારાં માતાપિતા, મારી નાનકડી બહેન અને હું. હૅરોની શાળામાં મારે સારે નસીબે એક જગ્યા ખાલી હતી, નહીં તો દાખલ થવું મુશ્કેલ પડત, કારણ દાખલ થવાને માટે ઉંમર જોઈએ એના કરતાં હું પંદર વર્ષનો હોઈ સહેજ મોટો હતો. મારું કુટુંબ મને મૂકીને યુરોપના પ્રવાસે નીકળ્યું અને થોડા માસ પછી પાછું દેશ પહોંચ્યું. પહેલાં મને નીચલા ધોરણમાં મૂકવામાં આવ્યો, કારણ મારું લૅટિનનું જ્ઞાન અલ્પ હતું. પછી થોડા જ સમયમાં મને ચડાવવામાં આવ્યો. ઘણા વિષયોમાં કદાચ, અને ખાસ કરીને સામાન્ય જ્ઞાનમાં, મારા સમોવડિયાઓ કરતાં હું આગળ હતો. મને મારા ઘણાખરા સહાધ્યાયીઓ કરતાં ઘણા વધારે વિષયોમાં રસ પડતો, અને પુસ્તકો તથા છાપાં પણ તેમના કરતાં હું બહુ વધારે વાંચતો. તે વેળા મારા પિતાને મેં લખેલું યાદ છે કે અહીંના છોકરાઓ તો એવા ઢ છે કે એમને રમતગમત સિવાય બીજા એકે વિષય વિષે વાતો કરતાં આવડતું નથી.

શાળામાં સારા અભ્યાસ માટે મને એક વાર જી. એમ. ટ્રેવેલ્યનનું ગૅરીબાલ્ડીનું જીવનચરિત્ર ઇનામમાં મળ્યું હતું. એણે મને ચકિત કર્યો અને તુરત જ એ પુસ્તકની સાથે પ્રગટ થયેલાં એ જ કક્ષાનાં એ જ વિષયનાં બીજાં પુસ્તકો હું લઈ આવ્યો અને ગૅરીબાલ્ડીની જીવનકથા બહુ ધ્યાનપૂર્વક મેં એમાંથી વાંચી. હિંદુસ્તાનમાં આવાં પરાક્રમો કરવાનાં સ્વપ્નાં મને આવવા લાગ્યાં. શૂરા સ્વાતંત્ર્ય-યુદ્ધની હું ઝંખના કરવા લાગ્યો. આવા વિચારો માટે હૅરોની શાળા મને એક નાનકડા બંધિયાર વાડા જેવી લાગવા માંડી. અને યુનિવર્સિટીના વિશાળ મેદાનમાં જવાને મારું મન તલસવા લાગ્યું. એટલે મેં પિતાને લખીને વિનવ્યા અને બે વર્ષમાં જ હૅરો છોડવાની એમની પરવાનગી મેળવી.

કેમ્બ્રિજ, ટ્રિનિટી કૉલેજ, ૧૯૦૭ના ઑક્ટોબર

તેમની અને પિતાની વચ્ચે અનેક વાતો થઈ, પણ તે દરમિયાન હું હાજર ન હતો. પરિણામે ગાંધીજીએ મને સલાહ આપી કે મારે એકે ઉતાવળું પગલું લેવું નહિ અથવા પિતાને આઘાત પહોંચે એવું કશું કરવું નહિ. હું જેલમાં જાઉં એ જ એમને માટે અકલ્પ્ય હતું.

૧૯૧૯ની નાતાલમાં મારા પિતા અમૃતસર મહાસભાના પ્રમુખ થયા. એમણે મધ્યમમાર્ગી નેતાઓને ઉદ્દેશીને હૃદય હલમલાવનારી એક અપીલ બહાર પાડી અને લશ્કરી કાયદાના ભીષણ કાંડથી ઉત્પન્ન થયેલી નવી પરિસ્થિતિને કારણે મહાસભામાં જોડાવાને તેમને વીનવ્યા. "પંજાબનું લોહી ટપકતું હૃદય તમને પોકારી રહ્યું છે"– આ એમના શબ્દો હતા. અમૃતસર મહાસભા એ પહેલવહેલી ગાંધી મહાસભા કહેવાય. હિંદનું રાજકીય વાતાવરણ 'મહાત્મા ગાંધીકી જય'ના પોકારોથી ગાજવા લાગ્યું.

પંજાબની ઘટનાઓ અને તેને વિષેની તપાસથી પિતાના ઉપર બહુ ઊંડી અસર થઈ. એમની પુરાણી મધ્યમમાર્ગી નીતિ છોડીને તો તેઓ ઘણા આગળ વધી ચૂક્યા હતા. અલ્લાહાબાદના આગેવાન મધ્યમમાર્ગી વર્તમાનપત્ર 'લીડર'થી અસંતુષ્ટ થઈ એમણે ૧૯૧૯ના આરંભમાં અલ્લાહાબાદથી બીજું દૈનિક 'ઇન્ડિપેન્ડન્ટ' નામનું કાઢ્યું હતું. આ પત્રને સારી સફળતા મળી, પણ આરંભથી જ એના ચાલકોની આશ્ચર્યકારક અકુશળતા એને નડી. એની સાથે સંબંધ ધરાવનારા લગભગ દરેક જણ – ડિરેક્ટરો, સંપાદકો અને વ્યવસ્થાપકો–આને માટે જવાબદાર હતા. ક્રમના કશા જ અનુભવ વિના હું પણ એનો એક ડિરેક્ટર થઈ બેઠો હતો, અને એ પત્રની મુશ્કેલીઓ અને ગૂંચવણો મને અકળાવી મૂકતી. મારા પિતા અને મારે તો પંજાબ જવું પડ્યું અને અમારી લાંબી ગેરહાજરી દરમિયાન પત્ર





નેતાઓમાંથી તે વેળા ગાંધીજીને પડખે ઊભા રહેનાર મારા પિતા એકલા જ હતા. આ પછીના ત્રણ મહિનામાં આખા દેશમાં અસહકારની ભરતી ચડતી ગઈ. નવી ધારાસભાની ચૂંટણીનો બહિષ્કાર કરવાની હાકલને બહુ સુંદર જવાબ મળ્યો. અસહકારની પ્રવૃત્તિથી મારે જે જોઈતું હતુ તે મળશે એમ મને લાગતું હતું. રાષ્ટ્રીય સ્વાતંત્ર્યનું ધ્યેય, દલિત વર્ગના શોષણનો અંત, અને મારા હૃદયને સંતોષે તેવાં અને મારી સ્વતંત્રતાને અખંડ રાખે તેવાં સાધન – આ બધું અસહકારની લડતમાંથી મને મળી રહેતું લાગતું હતું. આમાંથી મને એટલો તો આત્મસંતોષ મળતો કે નિષ્ફળતાના સંભવની પણ મારી આગળ કશી કિંમત ન હતી, કારણ નિષ્ફળતા આવે તે પણ થોડા સમય માટેની હોય.

૧૯૨૧નું વર્ષ અમારે માટે અસાધારણ વર્ષ હતું. રાજકાજ, રાષ્ટ્રવાદ, ધર્મ, ભાવુકતા અને ધર્માંધતા એ બધાનો ખીચડો થયો હતો, અને આ સર્વની પાછળ ગામડાંઓમાં ખેડૂતોનો અસંતોષ અને શહેરોમાં મજૂરોની હિલચાલ જ્યાં ત્યાં જોવામાં આવતાં હતાં. લડતમાં હું પૂરેપૂરો ખૂંચી ગયો હતો અને હું ધારું છું કે બીજા અનેક લોકોની પણ એ જ સ્થિતિ હશે. મારા બધા જૂના સંબંધો અને સાથો મેં છોડયા, જૂના મિત્રો છોડયા, પુસ્તકો છોડયાં અને ચાલુ કામ પૂરતાં જરૂરનાં હોય તે સિવાય છાપાં વાંચવાં પણ છોડયાં. અત્યાર સુધી તો ચાલુ પુસ્તકોનું વાચન મેં ચાલુ રાખ્યું હતું અને જગતની ઘટનાઓનો અભ્યાસ ઠીકઠીક રાખ્યો હતો. પણ આ બધા માટે હવે સમય નહોતો. કુટુંબનાં મારાં બંધનો બહુ મજબૂત હતાં. તોપણ હું કુટુંબ, પત્ની, પુત્રીને લગભગ ભૂલ્યો હતો. બહુ લાંબા વખત પછી મને ખબર પડી કે એ દિવસોમાં હું એ લોકોના ઉપર કેવો ભારરૂપ થઈ પડયો હતો અને

એમને મેં કેટલી ચિંતા કરાવી હતી, તેમ જ મારી પત્નીએ મારા તરફ કેવી આશ્ચર્યકારક ધીરજ અને સહિષ્ણુતા દાખવી હતી. મારો બધો સમય ઑફિસોમાં, કમિટીની બેઠકોમાં અને ટોળાંઓમાં જતો.

૧૯૨૧ની સાલમાં આખું વર્ષ છૂટાછવાયા મહાસભાના કાર્યકર્તાઓ પકડાતા અને સજા પામતા. એક દિવસ અલ્લાહાબાદની મહાસભાની કચેરીમાં મોડે સુધી બેસી ચડેલા કામનો હું નિકાલ કરતો હતો. હાંફળાફાંફળા દોડતા આવી એક કારકૂને મને ખબર આપી કે પોલીસ જડતીનું વૉરંટ લઈ આવી પહોંચી છે, અને કચેરીના મકાનને ઘેરો ઘાલ્યો છે. મને થયું કે ચાલ ઘેર તો જાઉં અને જોઉં કે ત્યાં શું નવાજૂની બની રહી છે. ત્યાંયે સર્વવ્યાપી પોલીસનાં દર્શન થયાં. તેઓ મારા મોટા ઘરના કેટલાક ભાગની ઝડતી લેતા હતા, અને મને ખબર પડી કે તેઓ પિતાને અને મને પકડવા આવ્યા છે.

મારા પિતા અને હું બન્ને જુદી જુદી કોર્ટ મારફતે જુદા જુદા ગુનાઓ માટે છ છ મહિનાની સજા ભોગવતા હતા. આ કોર્ટમાં ચાલેલા મુકદ્દમા તો ફારસ જેવા હતા, અને તે વેળાની રીત મુજબ અમે એમાં કશો ભાગ લીધો ન હતો. મારા પિતા અને બીજાઓની સાથે હું જેલમાં હતો. ત્યાં ત્રણ મહિના પછી મને ખબર આપવામાં આવી કે સજાઓ ફરી તપાસનાર કોઈક અમલદારે ઠરાવ્યું છે કે તમને અયોગ્ય સજા થઈ હતી અને તમને છોડી મૂકવા જોઈએ. આથી મને કંઈક આશ્ચર્ય થયું, કારણ મારા તરફથી આ વિષે કોઈએ કશું પગલું લીધું ન હતું. મારો ગુનો હડતાળની જાહેર ખબરો વહેંચવાનો હતો. સવિનયભંગની લડત બંધ થવાને લીધે કદાચ ફરી તપાસનારા ન્યાયાધીશોને શૂર ચડ્યું હશે.





મારા પિતાને જેલમાં મૂકી મને છૂટતાં દુઃખ થયું. તરત જ ગાંધીજીની પાસે જવાનો નિશ્ચય કર્યો. હું ત્યા પહોંચું તે પહેલાં તો તેઓ પકડાયા હતા અને મારી તેમની સાથે સાબરમતી જેલમાં મુલાકાત થઈ.

હું અલ્લાહાબાદ પાછો આવ્યો. મેં જોયું કે મહાસભાની સંસ્થા બરાબર ચાલતી ન હતી. એટલે તેને મેં ઠીક કરવાનો પ્રયત્ન કર્યો. ખાસ કરીને પરદેશી કાપડના બહિષ્કાર ઉપર મેં ધ્યાન આપ્યું. અલ્લાહાબાદના લગભગ બધા કાપડના વેપારીઓએ પરદેશી કાપડ ન મંગાવવાની કે ન ખરીદવાની પ્રતિજ્ઞા લીધી હતી. પ્રતિજ્ઞા તોડનાર વેપારીઓની દુકાનો પર ચોકી (પિકેટિંગ) કરવાનો અમે નિશ્ચય કર્યો. બે ત્રણ દિવસ પછી મને અને મારા જે સાથીઓએ વેપારીઓ સાથેની વાટાઘાટમાં ભાગ લીધો હતો તેમને પકડવામાં આવ્યા. આ મારી બીજી જેલ. છ અઠવાડિયાં બહાર રહી આમ હું પાછો જેલ ગયો. હું ધારું છું કે કુલ ૧ વર્ષ અને ૯ માસની સજા હતી. જે બૅરેકમાં મને રાખવામાં આવ્યો હતો તેમાં લગભગ પચાસ માણસો હશે. ભીડનો કંઈ પાર ન હતો. અમારી પથારીઓ વચ્ચે લગભગ ત્રણ ચાર ફૂટનું જ અંતર હશે. રાતદિવસ એકાંતનો સંપૂર્ણ અભાવ વધારે ને વધારે અસહ્ય થતો ગયો. વધારેમાં વધારે એકાંત તો બૅરેકમાંથી નીકળીને વાડાના ખુલ્લા ભાગમાં બેસવાથી મળતી. ઘણી વાર હું તડકો અને એકાદ વરસાદનું ઝાપટું પણ સહન કરી લેતો અને બૅરેકની બહાર બને તેટલો વધારે વખત ગાળતો. એવી રીતે ખુલ્લામાં પડ્યાં પડ્યાં હું આકાશ અને વાદળાં નિહાળતો, અને અગાઉ કદી ન જોયેલું એવું ચમત્કારિક સૌંદર્ય મને એના પલટાતા જતા રંગોમાં દેખાતું.

કામ અને કસરતનો નિયમિત કાર્યક્રમ અમે બાંધી

લીધો હતો. કસરતને માટે અમે વાડાની દીવાલની લગોલગ દોડતા અનેક ચક્કર લેતા, અથવા બબ્બે જણ બળદની જેમ જોડાઈ અમારા વાડામાંના કૂવાનો મોટો કોસ ખેંચતા, અને નાનકડી સરખી એક શાકભાજીની વાડી કરી હતી તેને પાણી પાતા. લગભગ બધા થોડું થોડું કાંતતા. પણ મારો મુખ્ય વ્યવસાય એ શિયાળાના ટૂંકા દિવસો અને લાંબી રાતમાં વાંચવાનો હતો. શિયાળાની આ લાંબી રાતે નિરભ્ર આકાશમાં તારા જોવાની મજા આવતી અને અમારી પાસે નભોમંડળના કેટલાક નકશા હતા તેની મદદથી અમે ઘણાં ગ્રહ અને નક્ષત્રો ઓળખતા રોજ રાત્રે તેમના નીકળવાની રાહ જોતા અમે બેસીએ, અને તેમને જોઈને પરિચિત મિત્રોને મળતા હોઈએ તેમ આનંદથી વધાવીએ.

૧૯૨૧ના ડિસેમ્બરમા અમે પ્રથમ પકડાયા ત્યાર પછી પોલીસના માણસો અલ્લાહાબાદના અમારા ઘર આનંદભવનની વારવાર મુલાકાત લેવા લાગ્યા. પિતાને અને મને થયેલો દંડ વસૂલ કરવા તેઓ આવતા. દંડ ન ભરવાની મહાસભાની નીતિ હતી. દંડ ન અપાય એટલે પોલીસ રોજ રોજ આવે અને ઘરના ખુરશીટેબલ વગેરેમાંથી કાઈક જપ્ત કરી ઉપાડી ચાલતા થાય. મારી ચાર વર્ષની પુત્રી ઈન્દિરા રોજ રોજ ચાલતી આ લૂંટથી બહુ ચિડાતી, પોલીસનો વિરોધ કરતી અને પોતાની સખત નાખુશી બતાવતી. મને ભય છે કે પોલીસના માણસો વિષેના એના એ બાળપણના ખ્યાલ એના ભવિષ્યના વિચારો ઉપર અસર કર્યા વિના નહીં રહે.



જેલમાં ઘણી વસ્તુઓની ખોટ જણાય છે, પણ વધારેમાં વધારે ખોટ તો સ્ત્રીઓના મધુર અવાજની અને બાળકોના હાસ્યની જ લાગે છે. હું લખનૌ ડિસ્ટ્રિક્ટ જેલમાં હતો ત્યારે એક વાર મને એકાએક થઈ આવ્યું કે સાત



આઠ મહિના થયા કોઈ કતરાને ભનતો સાભળ્યો નથી

૧૯૨૩ના જાન્યુઆરી માસને છેલ્લે દિવસે લખનૌ જેલના બધા રાજદ્વારી કેદીઓને છોડી દેવામા આવ્યા. જેલમાથી છૂટયા પછી ફેરવાદી અને નાફેરવાદી મડળોની વચ્ચે સમાધાની કરાવવાનો પ્રયત્ન કરાવનાર કેટલાક મિત્રો સાથે હુ ભળ્યો પણ એમા અમે સફળ ન થયા હુ બન્ને પક્ષના કજિયાઓથી કટાળી ગયો મહાસભામા બે ભાગલા પડયા હતા – ફેરવાદીઓ અને નાફેરવાદીઓ આમાથી પહેલા પક્ષના નેતા દેશબધુદાસ અને મારા પિતા હતા. તેમનું કહેવું એમ હતુ કે વડી અને પ્રાતિક ધારાસભાની આવતી ચૂંટણીઓમા મહાસભાએ ભાગ લેવો જોઈએ. બીજો પક્ષ જેના નેતા રાજગોપાલાચારી હતા તેનો આગ્રહ એવો હતો કે અસહકારના જૂના કાર્યક્રમમા કશો ફેરફાર ન કરવો. નાફરવાદીઓ 'રચનાત્મક કાર્યક્રમ' ઉપર ભાર મૂકતા નાફેરવાદીઓ મહાત્માના અડગ અનુયાયીઓ લેખાતા હતા બે પક્ષોમાથી એકે મને ખેચી ન શકયો.

સયુકત પ્રાંતની મહાસભાની સમિતિના મત્રી તરીકે મહાસભાની સંસ્થાના કામમાં હુ લાગી ગયો. પાછળનાં વર્ષમા ઘણ છિન્નભિન્ન થઈ ગયું હતું એટલે કામ કરવાનુ ઘણ હતું મે મહેનત તો બહુ કરી પણ તેનું કશું પરિણામ આવ્યું નહીં મારા મનને કશું સૂઝ્યું ન હતું, પણ થોડા વખતમા એક નવું કાર્યક્ષેત્ર મારે માટે ખુલ્યું છૂટયા પછી થોડા જ અઠવાડિયાંમાં અલ્લાહાબાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખની જવાબદારી મને વળગાડવામાં આવી આ ચૂંટણી એટલી બધી અણધારી હતી કે મારુ નામ ચૂંટાયું તેના પોણા કલાક આગળ પ્રમુખ તરીકે કોઈએ મારુ નામ ઉચ્ચાર્યું ન હતું અથવા તો કદાચ મારો વિચાર પણ કર્યો ન હતો. એ વર્ષે એવું બન્યુ કે આખા દેશમા આગેવાન મહા

મભાવાદીઓ મ્યુનિસિપાલિટીના પ્રમુખો થયા. શ્રી વિઠ્ઠલભાઈ પટેલ મુંબઈની અને સરદાર વલ્લભભાઈ પટેલ અમદાવાદની મ્યુનિસિપાલિટીના પ્રમુખ હતા.

મ્યુનિસિપાલિટીનાં દરેક પ્રકારનાં કામમાં મને રસ પડવા લાગ્યો, અને હું તેને વધારે ને વધારે વખત આપતો ગયો. આ જ વખતે મારું મહાસભાનું કામ પણ વધતું જતું હતું અને પ્રાંતિક સમિતિના મંત્રીપદ ઉપરાંત અખિલ ભારત મહાસમિતિનું મંત્રીપદ મને આપવામાં આવ્યું. આ અનેક કામને અંગે મારે રોજ પંદર કલાક કામ કરવું પડતું અને દિવસને અંતે હું થાકીપાકીને લોથ થઈ જતો. હું કોઈ કરવા જેવો સુધારો દાખલ કરાવી શકું એમ હતું જ નહીં. મારે પ્રમુખપદનું રાજીનામું આપવું હતું. પણ બોર્ડના બધા સભ્યોએ મને ચાલુ રહેવાનું દબાણ કર્યું. તેમની પાસેથી એકસરખી માયા અને સદ્ભાવનો મેં અનુભવ કર્યો હતો. એટલે તેમને ના પાડવી કઠણ હતી, પણ બીજા વર્ષની આખરે મેં રાજીનામું આપ્યું.

૧૯૨૩ પછી કુટુંબજીવનમાં મેં ઠીકઠીક સુખ અને સંતોષ અનુભવ્યાં. જોકે હું બહુ ઓછો વખત કુટુંબને આપી શકતો. ૧૯૨૦ પછી મારી પત્ની જે અનુપમ ઉદારતાથી વર્તી તેથી મેં કેટલું મેળવ્યું છે તેનો વિચાર કરું છું ત્યારે મને મારી પોતાની અયોગ્યતાને વિષે શરમ છૂટે છે. તે માની હતી અને આળી ચામડીની હતી. તોપણ મારા બધા ઢોંગ સહન કરતી એટલું જ નહિ પણ હું થાકતો કંટાળતો ત્યારે મને તે રીઝવતી અને સાંત્વન આપતી.



૧૯૨૦ પછી અમારી રહેણીકરણીમા કંઈક ફેરફાર થયો હતો. એમાં વધારે સાદાઈ આવી હતી. નોકરો બહુ ઓછા કરવામાં આવ્યા હતા તોપણ એકે જોઈતી સુખ સગવડની તાણ ન હતી. ન જોઈતી ચીજો કાઢી નાખવાને



માટે અને ચાલુ ખર્ચ માટે પૈસા મેળવવા માટે પુષ્કળ વસ્તુઓ – ગાડીઘોડા-અને અમારા નવા જીવનની સાથે ન ભળે એવી અનેક વસ્તુઓ – વેચી નાખી હતી. ફર્નિચર કેટલુંક તો પોલીસે જપ્ત કરી વેચી નાખ્યું હતું. આ ફર્નિચર વિના અને માળીઓ વિના અમારું ઘર અગાઉના જેવું ઠાવકું અને ટાપટીપવાળું રહ્યું ન હતું. વાડી વેરાન થઈ હતી.

પિતાના ઉપર આર્થિક સહાયને માટે આધાર રાખવાનું મને વસમું લાગતું અને મને એનું કંઈક દુઃખ પણ રહેતું. વકીલાત છોડયા પછી થોડાક શૅરના વ્યાજમાંથી કંઈક આવતું તે ઉપરાંત મારી પોતાની કશી કમાણી રહી નહોતી. મારી પત્ની અને હું બહુ ઓછું ખરચતાં. એટલે સુધી કે મને કેટલીક વાર આશ્ચર્ય થતું કે આટલે ઓછેથી અમે ચલાવી શકીએ છીએ. ખાદીનાં કપડાં અને ત્રીજા વર્ગની મુસાફરીમાં કેટલું ખર્ચ થાય? પૈસા મળી શકે એવું કામ શોધવામાં મોટી મુશ્કેલી ન હતી, પણ એવું કંઈક પણ કામ હું સ્વીકારું તો જે જાહેર કામ હું કરતો હતો તે છોડી દેવું પડે અથવા ઓછું તો કરવું જ પડે. પૈસા કમાવાને માટે આ કામ છોડવાનું મને પસંદ ન હતું. આ કારણે મોટી મોટી ઔદ્યોગિક પેઢીઓ તરફની મોટા મોટા પગારવાળી નોકરીની માગણી થઈ પણ મેં ન સ્વીકારી. સંભવ છે કે આટલો બધો પગાર આ લોકો મારી શકિતને માટે નહીં પણ મારા નામમાંથી રળી ખાવાને ખાતર આપવાને તૈયાર થયા હતા.

૧૯૨૪ની મહાસભા વખતે એવી સૂચના થઈ હતી કે જનરલ સેક્રેટરીઓ (મુખ્ય મંત્રીઓ) ને પગાર આપવા. તે વેળા હું એક મંત્રી હતો, અને મેં એ સૂચના વધાવી લીધેલી. કોઈની પાસે પૂરેપૂરો વખત કામ લેવું અને

તેને તેના નિર્વાહ પૂરતું પણ ન આપવું એ મને જરાય યોગ્ય ન લાગ્યું. જો પગાર ન જ આપીએ તો તો એવો અર્થ થયો કે સાધનસંપન્ન માણસોને જ મંત્રી તરીકે ચૂંટવા જોઈએ. આવા સુખવસ્તુ માણસો હંમેશાં આ કાર્યને માટે ઇષ્ટ પણ ન હોય અને પગાર ન લે એટલે કામને માટે જવાબદાર પણ ન ગણાય. હિંદુસ્તાનમાં સાર્વજનિક ધનમાંથી (સરકારી ધનમાંથી નહીં) પગાર લેવા વિરુદ્ધ એક અજબ અને સાવ અયોગ્ય અણગમો વર્તે છે, એટલે મારા પિતાએ મારા પગાર લેવા વિરુદ્ધ સખત વાંધો ઉઠાવ્યો. મારા સહમંત્રી જેને પૈસાની સારી પેઠે જરૂર હતી તેને મહાસભામાંથી પૈસા લેવામાં પોતાની ઇજ્જત ઓછી થતી લાગી. આ કારણે, આ બાબતમાં ઇજ્જતનો વિચાર ન કરતો છતાં અને પગાર લેવાને માટે પૂરેપૂરો તૈયાર હતો છતાં મારે પગાર વિના ચલાવવું પડ્યું. કુટુંબનાં આ પ્રશ્નો અને આર્થિક ચિંતાઓ ૧૯૨૩ના આરંભથી તે ૧૯૨૫ સુધી ચાલુ રહ્યાં.

૧૯૨૪ના ડિસેમ્બરમાં મહાસભાની બેઠક બેલગામમાં થઈ. ત્યાં ગાંધીજી પ્રમુખ હતા. તેમને માટે પ્રમુખ થવું એ ઊંધે માથે ઊભા રહેવા જેવું હતું. કારણ તેઓ તો અનેક વર્ષો થયાં પ્રમુખોના પણ પ્રમુખનું કાયમનું પદ ભોગવી રહ્યા હતા. મને તેમનું પ્રમુખ તરીકેનું ભાષણ ન ગમ્યું અને બહુ નિષ્પ્રાણ લાગ્યું.



૧૯૨૪ના મધ્યમાં રાજકાજને અંગે મારા પિતા અને ગાંધીજીનાં મન કંઈક ઊંચાં થયાં હતાં ખરાં, પણ તે ક્ષણવાર જ. તુરત પાછો જૂનો સંબંધ બંધાયો, અને પ્રથમના કરતાં પણ તે મીઠો થયો. એમ જેટલો મતભેદ હોવા છતાં પણ એકને બીજા માટે ગાઢ સદ્ભાવ અને આદર હતો. ગાંધીજીના લેખમાંથી કેટલાક ચૂંટેલા લેખોના નાનકડા



સંગ્રહના 'વિચારપ્રવાહો' નામના એક પુસ્તકને માટે મારા પિતાએ લખેલા આમુખમાં પિતાની મનોદશાની કંઈક ઝાંખી મળે છે: હું તો મર્દોમાં અને મર્દાનગીનાં કામોમાં માનનારો છું. આ પુસ્તકમાં જે 'વિચારપ્રવાહો' એકઠા કરવામાં આવ્યા છે તે એક મર્દના છે અને તેમાં મર્દાનગી ભરી છે. માનવસ્વભાવના બે મુખ્ય ગુણો – શ્રદ્ધા અને પુરુષાર્થ – નું એ લેખો એક ઉદાહરણ છે.

આથી સ્પષ્ટ થાય છે કે તેઓ ગાંધીજીનો સંત કે મહન્ત તરીકે આદર કરતા ન હતા, પણ એક વીર પુરુષ તરીકે આદર કરતા હતા. પોતે સમર્થ અને અણનમ હતા, એટલે ગાંધીજીના સમર્થ પુરુષાર્થને માટે તેમને માન હતું કારણ એ તો ચોખ્ખું હતું કે મૂઠી હાડકાંના આ નાનકડા માનવીમાં કંઈક વજ્ર જેવું રહેલું હતું, ભૌતિક શકિતઓ ગમે તેવી સમર્થ કેમ ન હોય તોપણ તેને ન ગણકારે એવી અદમ્ય આત્મશકિત તેમનામાં હતી, અને ઉપરથી કશી અસર ન કરે એવો દેખાવ છતાં, તેમના લંગોટ અને ઉઘાડા શરીર છતાં તેમનામાં કંઈક એવું પુરુષસિંહપણું હતું, રાજવીપણું હતું કે જેને લીધે બીજાઓ આપોઆપ તેમની આગળ પ્રણિપાત કરતા હતા. તેમણે જ્ઞાનપૂર્વક નમ્રતા અને નિરભિમાન કેળવ્યાં હતાં, પણ તેમનામાં સત્તા અને અધિકારનો પાર ન હતો. આ વાત તેઓ પોતે પણ જાણતા હતા, અને ઘણી વાર તેઓ બાદશાહની જેમ હુકમ કરતા કે જેનો ઇન્કાર કરવાની કોઈની મગદૂર ન હતી. તેમની શાંત ઊંડી આંખો સામાને પકડી લેતી અને તેના હૃદય સોંસરવી અજાણી રીતે ઊતરી જતી; તેમની સ્પષ્ટ અને કોમળ વાણી હૃદયને ચોરી લેતી અને પ્રતિધ્વનિ મેળવતી. તેમના શ્રોતાઓ એક હોય કે હજાર, દરેક તેમનાથી મંત્રમુગ્ધ થતા, અને દરેક તેમની સાથે

અનુસંધાન અનુભવતા. તેમની મંત્રમુગ્ધ કરવાની આ શકિત એ વાક્ચાતુર્ય અથવા મોહક શબ્દજાળનું પરિણામ ન હતી. કારણ, તેમની ભાષા તો હમેશાં સાદી અને મુદ્દાસર હતી. અને તેમાં નિરર્થક શબ્દનો ભાગ્યે જ પ્રયોગ થતો. એટલે તેમની આ મોહિની પારદર્શક સચ્ચાઈની હતી, તેમના અંતરમાં અપાર શકિતનો સચય કરી રાખ્યો હોય એવી સામાને છાપ પડતી.

તેમના દરેક હલનચલનમાં અર્થ છે, લાલિત્ય છે, કૃત્રિમતાની ગંધ નથી. કર્કશતા કે સંકુચિતતાનું નામ નથી. અશિષ્ટતા કે પ્રાકૃતતાનો અંશ નથી. દુર્ભાગ્યે આ વસ્તુઓ આપણા મધ્યમવર્ગના લોકોમાં મોટે અંશે જોવામાં આવે છે. અંતરની શાંતિ એમને લાધી છે, અને તેનો તે બીજાઓમાં સંચાર કરે છે.

મારા પિતા આથી કેટલા જુદા હતા! અને છતાં તેમનામાં પણ એક પ્રકારનું પુરુષસિંહપણું અને રાજવીપણું હતું. કોઈ પણ મંડળમાં બેઠા હોય તો સ્વાભાવિક રીતે બધા એમની આસપાસ વીંટળાતા. એક અંગ્રેજ ન્યાયાધીશે એમને વિશે પાછળથી કહ્યું હતું તેમ, ટેબલને ગમે તે સ્થાને તેઓ બેઠા હોય તોપણ તેમનું સ્થાન ટેબલનું કેન્દ્ર બનતું. તેઓ ન નમ્ર હતા ન સૌમ્ય હતા, અને પોતાનાથી મતભેદ બતાવનારાઓની, ગાંધીજીની જેમ તેઓ કદી દયા ન રાખતા. તેઓ ઇરાદાપૂર્વક બાદશાહી મિજાજના હતા એટલે તેમના અનુયાયીઓ તેમને ભારે વફાદાર હતા અને તેમના વિરોધીઓ તેમનો સખત વિરોધ કરતા. તેમને વિષે તટસ્થતા રાખવી અશક્ય હતી; તેમના તરફ કાં તો આકર્ષણ થાય કે તિરસ્કાર થાય. પિતાને માટે પુત્રને પક્ષપાત હોવાનો સંભવ છે, પણ સંકુચિતતા અને દુર્બળતાના આ જગતમાં તેમની મહાનુભાવ મૂર્તિની ખોટ





મને પગલે પગલે જણાય છે. તેમની બાદશાહી રીત-ભાત અને તેમનું ભવ્ય સામર્થ્ય ક્યાંયે શોધ્યું જડતું નથી.

૧૯૨૫ના શિયાળામાં મારી પત્ની સખત બીમાર પડી, અને ઘણા મહિના સુધી તેને લખનૌની ઇસ્પિતાલમાં રહેવું પડ્યું. એ વર્ષે મહાસભા કાનપુરમાં હતી. એટલે કાંઈક વ્યાકુળ ચિત્તે અલ્લાહાબાદ, કાનપુર અને લખનૌ વચ્ચે મારે દોડાદોડી કરવી પડતી હતી, કારણ મહાસભાનો તો મહામંત્રી હું હજી પણ હતો. મારી પત્નીને સ્વિટ્ઝરલૅન્ડમાં વધારે ઉપચારને માટે લઈ જવાની ભલામણ કરવામાં આવી. મને એ સૂચના ગમી, કારણ હિન્દુસ્તાન બહાર જવાનું મને પણ કાંઈક બહાનું જોઈતું હતું. મારું મન જાણે ધૂમસથી ઘેરાયેલું હતું, મને સ્પષ્ટ માર્ગ સૂઝતો ન હતો; અને મને લાગ્યું કે કદાચ હું હિન્દુસ્તાનથી દૂર જાઉં તો વસ્તુસ્થિતિ મને વધારે સ્પષ્ટ રૂપમાં સૂઝે અને મારા મન ઉપરનું ધૂમસ ખસી જઈ તેમાં અજવાળું પડે. ૧૯૨૬ના માર્ચમાં મારી પત્ની, મારી પુત્રી અને હું મુંબઈથી વેનીસ જવા નીકળ્યાં. અમારી સાથે એ જ સ્ટીમર ઉપર મારી બહેન અને બનેવી રણજિત પંડિત પણ હતાં. ૧૩ વર્ષોથી વધારે સમય પછી હું યુરોપ જવા નીકળ્યો હતો. આ તેર વર્ષમાં તો યુરોપમાં યુદ્ધ, ક્રાંતિ અને વિપુલ પરિવર્તન થઈ ચૂક્યાં હતાં.

યુરોપમાં મારી છ કે સાત મહિના રહેવાની અથવા તો વધારેમાં વધારે વર્ષની આખર સુધી રહેવાની ધારણા હતી. પણ એના કરતાં તો અમારો સમય બહુ લંબાયો. અમે પોણાબે વર્ષ ત્યાં રહ્યાં. મારાં મન અને શરીરને માટે એ સમય શાંતિ અને આરામનો હતો. અમે મુખ્યત્વે એ સમય સ્વિટ્ઝરલૅન્ડમાં જિનીવા અને મોન્ટાનાના એક પહાડી આરોગ્યભવનમાં ગાળ્યો. જીવન એકંદર રીતે સાવ

ઘટનારહિત હતું. દિવસો વીતતા જતા હતા અને મારી પત્ની ધીમે ધીમે શક્તિ અને સ્વાસ્થ્ય મેળવતી જતી હતી.

૧૯૨૭ના ઉનાળામાં મારા પિતાશ્રી યુરોપ આવ્યા. નવેમ્બર માસમાં સૉવિયેટ સરકારના દશમા જ્યંતી ઉત્સવને પ્રસંગે અમે બધાં એટલે હું, પિતાશ્રી, મારી પત્ની અને મારી બહેન મૉસ્કોની ટૂંકી મુલાકાત લઈ આવ્યાં.

યુરોપથી હું સરસ માનસિક અને શારીરિક તબિયત મેળવીને પાછો ફર્યો. પત્નીની પ્રકૃતિ હજી તદ્દન સુધરી નહોતી પરંતુ પહેલાંના કરતાં તેમાં ઘણો સુધારો થયેલો હોવાથી તે વિષેની મારી ચિંતામાંથી હું મુક્ત થયો હતો. હું સંપૂર્ણ શક્તિ અને સ્ફૂર્તિ અનુભવતો હતો તેમ જ પૂર્વે વારંવાર મંથન અને નિષ્ફળતાની જે ભાવનાથી મારું હૃદય વ્યાકુળ થતું તે હવે તરતને માટે તો અદશ્ય થઈ હતી. દુનિયાનું રાજકારણ અને તેની પ્રવૃત્તિઓના પ્રવાહોની મારી સમજ વિશેષ સ્પષ્ટ થઈ હતી અને સતત પરિવર્તનશીલ જગત પરની ખરી બુદ્ધિની પકડ વધારે દઢ બની હતી. પ્રચલિત રાજકારણ અને ઈતિહાસ જ નહિ પરંતુ બીજા, સંસ્કૃતિ અને વિજ્ઞાનના મને રસ આપતા વિષયોનું મારું વાચન પણ ઘણું વધ્યું હતું. યુરોપ અને અમેરિકામાં થતાં રાજકીય, આર્થિક અને સંસ્કૃતિનાં વિશાળ પરિવર્તનનો અભ્યાસ મને આકર્ષક થઈ પડયો. કેટલીક અણગમો ઉત્પન્ન કરે એવી તેની બાજુઓ હોવા છતાં સૉવિયેટ રશિયાએ મને પુષ્કળ આકર્ષ્યો અને જગત સમક્ષ એ આશાનો એક સંદેશ રજૂ કરે છે એમ પણ મને લાગ્યું.



૧૯૨૬ના આરંભમાં હિન્દ સુષ્ત અને નિષ્ક્રિય લાગતું હતું. સંભવ છે કે ૧૯૨૧-૨૨ની લડતનો તેનો થાક હજી ઊતર્યો ન હતો; ૧૯૨૮માં તે નવી તાજગીથી ઊભરાતું, પ્રવૃત્તિથી તરવરતું અને ઢંકાઈ રહેલી શક્તિથી



ભરેલું હોય એમ દેખાયું. જ્યાં જુઓ ત્યાં – ઔદ્યોગિક કારખાનાંઓના કામદારોમાં, ખેડૂતોમાં, મધ્યમવર્ગના યુવકોમાં અને બુદ્ધિજીવી વર્ગમાં – સામાન્ય રીતે નૂતન સંચારનાં ચિહ્નો જણાતાં હતાં.

ગુજરાતમાં સરકારે એક સ્થળે મહેસૂલ વધારવાનો પ્રયત્ન કર્યો તેથી ત્યાંના ખેડૂતો અને તેની વચ્ચે મોટા પાયા પર લડત જાગી. ગુજરાતમાં ખેડૂતોની લડત સરકાર સાથે સીધી જાગી તેનું કારણ એ કે ત્યાં ખેડૂતો જ જમીનના માલિકો હોઈને સરકારનો અને તેમનો સીધો વ્યવહાર હોય છે. આ લડત તે સરદાર વલ્લભભાઈ પટેલની સરદારી હેઠળ થયેલો બારડોલી સત્યાગ્રહ. બારડોલીના ખેડૂતોને લડતમાં ઘણે મોટે અંશે સફળતા મળી; પરંતુ એ લડતનો સાચો વિજય તો આખા હિંદભરમાં ખેડૂતો પર એની જે અસર થઈ તેમાં સમાયેલો હતો. હિંદના ખેડૂતોના હૃદયમાં બારડોલી આશા, સામર્થ્ય અને વિજયનું પ્રતીક અને ચિહ્ન બની ગયું.

૧૯૨૮ના વર્ષના હિંદમાં બીજી નજરે ચડી આવતી હકીકત યુવકપ્રવૃત્તિના વિકાસની હતી. જ્યાં ને ત્યાં યુવકસંઘો સ્થપાતા હતા અને યુવકપરિષદો મળતી હતી. આ સંઘો અને પરિષદોમાં અર્ધ ધાર્મિક મંડળોથી માંડીને ક્રાંતિની વિચારપદ્ધતિ અને તેનાં સાધનોની ચર્ચા કરતાં મંડળો સુધીના વિધવિધ પ્રકારો જોવાના મળતા. એ સંઘો અને પરિષદો હંમેશ જીવન્ત સામાજિક અને આર્થિક પ્રશ્નોની ચર્ચા ઉપાડી લેતાં અને સામાન્ય રીતે તેમનું વલણ ધરમૂળથી કરવાના પરિવર્તન તરફ હતું.

શુદ્ધ રાજકારણના ક્ષેત્રમાં એ વર્ષ સાઈમન કમિશનના બહિષ્કારને માટે અને એ બહિષ્કારના રચનાત્મક સ્વરૂપ તરીકે ઓળખાવવામાં આવતી હતી એવી સર્વપક્ષી

પરિષદને માટે પ્રસિદ્ધ થયું.

સાઈમન કમિશનનો વિરોધ કરતી વેળા લાલા લજપતરાયને માર પડ્યો. લાલા લજપતરાય ઉપરના હુમલાથી અને પછી થયેલા તેમના અવસાનથી, ત્યાર પછી જે જે સ્થળે સાઈમન કમિશન ગયું ત્યાં ત્યાં તેની સામે વિરોધ-પ્રદર્શન વધારે ઉગ્ર થતું ગયું. લખનૌમાં હવે તેનું આગમન થવાનું હતું. પ્રચારને માટે અને પૂર્વતૈયારી તરીકે ઘણા દિવસ આગળથી મોટાં મોટાં સરઘસો, સભાઓ અને સમારંભો યોજવામાં આવતાં. હું પણ લખનૌ ગયો હતો, અને આમાંના કેટલાક પ્રસંગોએ હાજર રહ્યો હતો. આ પ્રસંગોમાંથી મને એક નવો અનુભવ પ્રાપ્ત થયો અને મારા શરીરને પોલીસની લાઠી તેમ જ તેમના દંડાનો પરિચય થયો. મારી ટુકડીએ લગભગ બસો વારનું અંતર કાપ્યુ હશે, અને રસ્તા પર બીજું કોઈ માણસ જણાતું નહોતું એવામાં અમારી પાછળથી ઘોડાના દાબડાનો અવાજ મારા કાને પડ્યો. પાછા ફરીને જોતાં લગભગ વીસથી ત્રીસ ઘોડેસ્વાર પોલીસની ટુકડી ઝડપભેર અમારા પર ધસી આવતી દેખાઈ. જોતજોતામાં તો તે ઠેઠ અમારા પર ધસી આવી અને તેમના ઘોડાઓના ધમારાથી અમારી નાની કતાર તૂટી ગઈ. ઘોડેસ્વાર પોલીસોએ તે પછી મોટા મોટા દંડા અને લાઠીઓથી અમારા સ્વયંસેવકોને ઝૂડવાનું શરૂ કર્યું, અને કુદરતી રીતે જ એ સ્વયંસેવકોમાંના કેટલાક બચાવને માટે રસ્તાની બાજુ પર ખસી ગયા અને કેટલાક તો નાની દુકાનોમાં પણ ભરાઈ ગયા. ઘોડાઓને ધસી આવતા જોઈને મને પણ પહેલી સ્વાભાવિક પ્રેરણા તો કોઈક રક્ષણ શોધી લેવાની જ થયેલી; એ દેખાવ જ ભયભવાની હિંમત છૂટી જાય એવો હતો. પરંતુ ત્યાર પછી મને લાગે છે કે બીજી કોઈક પ્રેરણાએ મને મારે સ્થાને





સ્થિર કરી દીધો. નવી લાંબી લાઠી ઉછાળતો એક ઘોડેસવાર મારા તરફ સવારી કરતો આવતો મને દેખાયો. તેણે મારી પીઠ પર બે ફટકા ધમધમાવ્યા. હું દિગ્મૂઢ બની ગયો, અને મારા આખા શરીરે કંપ વ્યાપી ગયો. પરંતુ આશ્ચર્ય સાથે મેં સંતોષ અનુભવ્યો કે આટલું થયું છતાં હું સ્થિર ઊભો રહી શકયો હતો.

બીજે દિવસે સવારે સાઈમન કમિશનના આગમનનો સમય મુકરર થયો હતો અને તેને અંગે અમારો વિરોધનો મહાન સમારંભ થવાનો હતો. શહેરના જુદા જુદા વિભાગોમાંથી નાનાં નાનાં અસંખ્ય સરઘસો નીકળ્યાં. સ્ટેશનની સામે લગભગ અર્ધો માઈલ સમચોરસ એક મોટી વિસ્તૃત જગ્યા હતી. અમને બધાને આ મેદાનની એક બાજુ પર હારમાં ઊભા રાખવામાં આવ્યા. આખું મેદાન પાયદળ અને ઘોડેસવાર પોલીસ તેમ જ લશ્કરના સિપાઈઓથી ઊભરાતું હતું. થોડી જ ક્ષણો પછી ઘોડેસવારો અમારા પર ધસી આવ્યા. આમ છતાં અમે અમારે સ્થાને સ્થિર ઊભા રહ્યા હતા, અને અમે ભાગી જઈએ એવું ન લાગ્યું એટલે છેક છેલ્લી ક્ષણે ઘોડાઓને ખેંચાઈને રોકાઈ જવું પડ્યું અને અમારાં માથાંઓ પર અધ્ધર હવામાં તેમની ખરીઓ લટકતી રાખી તે પાછલા પગો પર ઊભા થઈ ગયા. ત્યાર પછી અમને માર પડવો શરૂ થયો. પાયદળ અને ઘોડેસવાર બન્ને પોલીસોએ લાઠીઓ અને લાંબા દંડાઓથી અમને ઝૂડવા શરૂ કર્યા. આ વખતનો માર ભયાનક હતો અને આગલી સાંજે હું જે સાફ દૃષ્ટિ અને સ્થિર મગજ રાખી શક્યો [illegible] જાળવી ન શક્યો. [illegible] માત્ર એક જ ભાન [illegible] જ્યાં છું ત્યાં જ જોઈએ અને ન તો [illegible] ન તો પાછા જોઈએ. લાઠીના [illegible] અંધ જેવો

ગયો અને વચ્ચે વચ્ચે મૂઢ રોષથી મારું હૃદય વ્યાકુળ થઈ જતું અને સામો પ્રહાર કરવાની ઇચ્છા ઊભરાઈ આવતી. સામે ઊભેલા પોલીસ અધિકારીને તેના ઘોડા પરથી ખેંચી પાડીને તેના પર જાતે જ સવારી કરવા ધારું તો સહેલાઈથી કરી શકું એમ છું એવો ખ્યાલ મને આવ્યો; પરંતુ લાંબા સમયનાં ઘડતર અને તાલીમ આખરે વિજયી નીવડયાં અને એકાદ ફટકાથી મારું માથું બચાવવાને માટે હાથ ઉઠાવ્યો હશે તે સિવાય મેં એક હાથ સરખો ન ઉગામ્યો. અમારી હાર ધીમેધીમે તૂટયા વિના એક એક ડગલું હઠવા લાગી. આથી હું કંઈક એકલો પડી ગયો અને મારી બાજુઓ ખુલ્લી થઈ ગઈ. ત્યાર પછી વળી ફટકાઓ પડયા, અને મારા ભારે અચરજમાં વચ્ચે પાછળથી અચાનક ઊંચકીને મને દૂર ઉઠાવી લઈ જવામાં આવ્યો. મારા કેટલાક જુવાન સાથીઓને એમ લાગ્યું કે મારી સામે નિશ્ચયપૂર્વક મરણિયો હુમલો થાય છે, એટલે તેમણે મને બચાવી લેવાનો આ સોંસરો રસ્તો લીધો.

પ્રસંગની ઉત્તેજના જતી રહી એટલે હવે મને આખા શરીરે કળતર થવા લાગી તેમ જ અતિશય થાક ચડયો. મારા એકેએક અંગને જાણે અલગ અલગ કળતર થતું હતું, અને મારા આખા શરીરે ગંઠાઈ ગયેલા ઘા અને ફટકાના સોળ પડયા હતા. હું એ પ્રસંગમાંથી મારી શારીરિક સ્થિતિ તથા કષ્ટ સહન કરવાની શક્તિ વિશે કંઈક ગર્વ અનુભવતો બહાર આવ્યો.



રાજકારણની બાબતોમાં સાઈમન કમિશન અને સર્વપક્ષી પરિષદે તે વરસે દેશનું લક્ષ મુખ્યત્વે રોક્યું હતું, પરંતુ મારો રસ અને પ્રવૃત્તિ વિશેષ કરીને બીજી દિશાઓમાં વળ્યાં હતાં. મહાસભાના મહામંત્રી તરીકે તેનું તંત્ર સંભાળવામાં અને તેને સુસંગઠિત કરવામાં મારો ઘણો સમય



વધારે હોય.

મારી જુવાનીના કેટલાયે દિવસો અહીં દટાયા છે: ક્યારેક મારા એ મરેલા દિવસોના ભૂતો જાણે ઊઠતાં, દુ:ખદ સ્મૃતિઓ ઉપજાવતાં અને મને કહેતાં હું સાંભળું છું કે, "આમાં કંઇ માલ હતો કે?" આનો ઉત્તર આપતાં મને કશું વિચારવું પડે એમ નથી. જો મારું ગત જીવન ફરી જીવવાની મને તક મળે અને તેમાં મારાં આજ સુધીનાં જ્ઞાન અને અનુભવો કાયમ રહે તો મારા અંગત જીવનમાં હું ઘણા ફેરફારો કરવા પ્રયત્ન કરું એમાં શંકા નથી. મેં પૂર્વે જે કર્યું છે તેને હું ઘણી રીતે સુધારવા પ્રયત્ન કરું, પણ સાર્વજનિક વિષયોની મહત્ત્વની બાબતોમાં મારા નિર્ણયો કાયમ જ રહેશે. એને બદલવાનું મારા હાથમાં જ નથી; કારણ કે મારા કરતાં તે વધારે બળવાન હોઇ, મારાથી પર રહેલી એક શકિતએ મને તે તરફ ધકેલ્યો છે.

દૂરવર્તી પર્વતો સહેલાઈથી પહોંચી અને ચડી શકાય એવા લાગે છે; એનું શિખર આમંત્રણ આપતું લાગે છે, પણ જેમ જેમ ઊંચા ચડતા જઇએ છીએ તેમ તેમ પ્રવાસ કઠણ લાગતો જાય છે અને શિખર વાદળાંમાં સંતાતું જણાય છે. છતાં ચડવાના પ્રયત્નમાં જ અનોખું મૂલ્ય રહેલું છે, અને એમાં જ એક પ્રકારનો આનંદ અને સંતોષ મળે છે. કદાચ પુરુષાર્થમાં જ જીવનનું મૂલ્ય હશે, ફળમાં નહીં. ઘણી વાર સાચો માર્ગ કયો તે ઠરાવવું મુશ્કેલ હોય છે; કયો સાચો નથી તે જાણવું વધારે સહેલું હોય છે; અને તેને ટાળી શકીએ તોયે ઘણું છે.

મને પોતાને આ બધા વર્ષોમાં અનેક લાભોમાં એક અતિશય કિંમતી લાભ થયો છે: જીવનને એક અત્યંત રસમય સાહસરૂપે હું વધારે ને વધારે જોતો થયો છું; એમાં ઘણુંયે શીખવાનું છે, અને ઘણું યે કરવાનું છે. મારો

વિકાસ થઈ રહ્યો છે એવો ચાલુ અનુભવ મને થયા કર્યો છે અને એ અનુભવ મને હજુયે થાય છે. મારી પ્રવૃત્તિઓમાં અને પુસ્તકોનાં વાચનમાં રસ પૂરે છે અને એકંદરે જીવનને જીવવાયોગ્ય બનાવે છે.

**તાજા કલમ:** ચોથી સપ્ટેમ્બરે મને અલ્મોડા જેલમાંથી એકાએક છોડી મૂકવામાં આવ્યો, કારણ કે મારી પત્નીની સ્થિતિ ગંભીર છે એવા ખબર મળ્યા હતા. તે જર્મનીમાં શ્વાર્ટઝ વૉલ્ડમાં બાડનવાઈલર ખાતે ઉપચાર કરાવતી હતી. મને જણાવવામાં આવ્યું કે મારી સજા 'મુલતવી' રાખવામાં આવી છે. મારી મુદતના સાડાપાંચ મહિના પહેલાં હું છૂટયો હતો. ત્વરાથી યુરોપ જવા હું વિમાનમાં ઊડયો.

**પુરવણી:** ૧૯૩૬ની સાલના ફેબ્રુઆરી માસની અઠ્ઠાવીસમી તારીખે લોસાંમાં મારી પત્નીનું અવસાન થયું ત્યારે હું તેની સાથે હતો. તે પહેલાં થોડા વખત પર જ મને સમાચાર મળ્યા હતા કે બીજી વખત હિંદી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ તરીકે મારી વરણી કરવામાં આવી છે. ત્યારબાદ તરત જ વિમાનમાં હું હિંદ પાછો ફર્યો પણ રસ્તામાં રોમમાં મને એક વિચિત્ર અનુભવ થયો તે મારે અહીં નોંધવો જોઈએ. મારા નીકળવાના દિવસ પહેલાં થોડા દહાડા આગળથી મને એક એવો સંદેશો મોકલવામાં આવ્યો હતો કે રોમમાંથી પસાર થવાનું થાય ત્યારે સિનોર મુસોલિનીની મને મળવાની ઇચ્છા છે. ફાસિસ્ટ રાજ્યઅમલની સામે મને સખત અણગમાની લાગણી હતી અને તેની રીતરસમો મને ક્યાંયે મંજૂર નહોતી. મેં સિનોર મુસોલિનીને કહેડાવ્યું કે મને માફ કરશો, મારાથી આપની મુલાકાત લેવાનું બને તેમ નથી.



હિંદ પાછા ફરીને મેં મારા કામમાં ઝંપલાવ્યું. પ્રાંતિક



ધારાસભાઓ માટે થયેલી સામાન્ય ચૂંટણીની લડત મારે માટે એક કાયમ યાદ રહી જાય તેવું કામ નીવડયું. હું જાતે ઉમેદવાર નહોતો પણ કૉંગ્રેસે ઊભા કરેલા ઉમેદવારોને માટે પ્રચાર કરવાને તેમની વતી મેં આખાયે હિંદમાં પ્રવાસ કર્યો. અને મને લાગે છે કે ચૂંટણીની લડત અંગે મેં બજાવેલી કામગીરી એક રેકૉર્ડ સમાન નીવડી હોવી જોઈએ. આશરે ચારેક મહિનાના ગાળા દરમિયાન મેં લગભગ પચાસ હજાર માઈલની મુસાફરી કરી. તે માટે દરેક પ્રકારનાં વાહનોનો ઉપયોગ કર્યો. આ પ્રવાસમાં મેં માઈક્રોફોન અને લાઉડસ્પીકર એટલે કે ધ્વનિવર્ધક યંત્રોને રાખ્યાં હતા. રોજની બારેક સભાઓમાં બોલવાનું થતું અને તે ઉપરાંત તરત ને તરત એકઠી થઈ જતી સભાઓની વાત તો જુદી કાચો અંદાજ કાઢીએ તો કહી શકાય કે મેં જાતે જે સભાઓમાં ભાષણો કર્યાં તેમાં એકંદરે એક કરોડ માણસો આવી ગયાં હશે અને રસ્તે પ્રવાસ કરતાં બીજાં લાખો એક યા બીજી રીતે મારા સંપર્કમાં આવ્યાં હશે. હિંદની ઓતરાતી સરહદથી દખ્ખણના દરિયા સુધી એક સ્થળેથી બીજે સ્થળે હું ઘૂમી વળ્યો અને એ વંટોળ જેવા પ્રવાસ દરમિયાન મેં ઝાઝો વિસામો પણ લીધો નહોતો.

સ્વિટ્ઝરલૅન્ડમાં મારી પત્નીનું અવસાન થયું એટલે મારા જીવનનું એક પ્રકરણ સમાપ્ત થયું અને તે મારા જીવનના અંગરૂપ બનેલું ઘણું સાથે લેતું ગયું. મારી પત્ની ખરેખર સ્મૃતિશેષ થઈ છે એ ભાન કેમે કરીને મને થતું નહોતું અને જીવન સાથે મેળ બેસાડવાનું સહેલું લાગતું નહોતું. મારી પ્રવૃત્તિમાં હું મંડી પડયો, એમ માનીને કે એમાંથી કંઈક સમાધાન મળી રહેશે. ત્યાર પછી મારી માતાનું અવસાન થયું એટલે ભૂતકાળ સાથેની છેલ્લી કડી રહી હતી તે પણ તૂટી ગઈ. મારી દીકરી વિલાયતમાં દૂર

ઑક્સફર્ડમાં અભ્યાસ કરતી હતી અને પાછળથી બીમારીનો ઈલાજ કરાવવાને પરદેશમાં એક સૅનેટોરિયમમાં રહેવાને ગઈ હતી. મારા રઝળાટમાંથી લગભગ કમને હું મારે ઘેર પાછો ફરતો, તે ઉજ્જડ પડેલા ઘરમાં એકલો બેસી રહેતો, ત્યાં કોઈ મુલાકાતે આવે તો તેને ટાળવાની કોશિશ કરતો; ટોળાંઓની વચ્ચે વખત ગાળ્યા પછી મારે શાન્તિ જોઈતી હતી. પરંતુ મારા અંતરમાં શાન્તિ નહોતી, મારા કામમાંથીયે તે મળતી નહોતી.

હરિપુરા મુકામે ભરાયેલા કૉંગ્રેસ અધિવેશનના પ્રમુખ તરીકે સુભાષ બોઝની ચૂંટણી થઈ અને ત્યાર પછી થોડો જ વખત રહીને મેં યુરોપની મુલાકાતે જવાનું ઠરાવ્યું. મારે મારી દીકરીને મળવું હતું પણ આમ પ્રવાસે નીકળવાનું સાચું કારણ બીજું જ હતું. મારા મૂંઝાઈ ગયેલા અને થાકી ગયેલા મગજને તાજું કરવું હતું. ૧૯૩૮ની સાલના અંતમાં યુરોપથી હું હિંદ પાછો આવ્યો કે પછી તરત જ બે બીજી પ્રવૃત્તિઓમાં મારું ધ્યાન રોકાયું. લુધિયાના મુકામે દેશી રાજ્યોની પ્રજા પરિષદનું પ્રમુખપદ મારે સંભાળવાનું થયું. પ્રાંતિક સરકારો સાથે સહકારથી કૉંગ્રેસને આશ્રયે રચવામાં આવેલી નિયોજન સમિતિના પ્રમુખનું પદ મારે સંભાળવાનું થયું એ યુરોપથી પાછા ફર્યા બાદ મારું ધ્યાન રોકનારી બીજી પ્રવૃત્તિ હતી. ૧૯૩૯ની સાલના ઉનાળામાં મારે લંકાની ટૂંકી મુલાકાતે જવાનું થયું, કેમ કે ત્યાંના હિંદી રહેવાસીઓ અને ત્યાંની સરકાર વચ્ચેનું ઘર્ષણ વધી પડ્યું હતું. ૧૯૩૯ની સાલના ઑગસ્ટ માસમાં યુરોપની પરિસ્થિતિ અત્યંત જોખમભરેલી બની ગઈ હતી અને તેથી કોઈ અણીની પળ આવીને ઊભી રહે તે વખતે મારે હિંદ છોડવું નહોતું પરંતુ થોડા વખતને માટે તો થોડા વખત પૂરતીયે ચીનની મુલાકાત કરી આવવાની





મને ખૂબ ઝંખના હતી. સ્વતંત્ર ચીનમાં હું પૂરાં બે અઠવાડિયાંયે ગાળી ન શક્યો, કેમ કે ઘણા વખતથી યુરોપને માથે તોળાઈ રહેલી યુદ્ધની આફત આખરે તેના પર ઊતરી આવી હતી.

મારા કેટલાયે સાથીઓ વળી પાછા જેલોમાં જઈને બેઠા છે અને મને તેમની કંઈક અદેખાઈ પણ આવે છે. સંભવ છે કે યુદ્ધની, રાજકારણની અને ફાસીવાદની ને સામ્રાજ્યવાદની જેલ બહારની આ પાગલ દુનિયાના કરતાં જેલની કોટડીના બંધનના એકાંતમાં જીવનનાં સર્વ અંગોના પરિપૂર્ણ મેળની લાગણી કેળવવાનું વધારે સરળ હશે. આમ છતાં આ પાગલ દુનિયામાંથીયે કોઈક વાર થોડા વખત પૂરતો છુટકારો મેળવવાનો ઈલાજ નથી એવું તો નથી જ.

ગયે મહિને* તેવીસ વરસના લાંબા ગાળા બાદ હું પાછો કાશ્મીર જઈ આવ્યો. ફક્ત બાર દિવસ મને ત્યાં ગાળવાના મળ્યા. કાશ્મીરની ખીણમાં આમતેમ હું ખૂબ રખડ્યો, વધારે ઊંચાણવાળા પહાડોમાં પણ ઘણું ફરી આવ્યો. એક હિમનદીના પ્રવાહ પર મેં ચઢાણ કર્યું અને મને થયું કે ના, જિંદગી જીવવા જેવી છે, તેમાંયે કંઈ સાર્થકતા છે; દુનિયાના ક્ષણિક પાગલપણાથી અકળાઈ જવાનું કશું જ કારણ નથી.

**(જવાહરલાલે એમની આત્મકથામાં મૂકેલો પુરવણીનો ભાગ ઑગસ્ટ ૮, ૧૯૪૦ના રોજ લખાયેલો છે એટલે એ પછીથી માંડીને એમના અવસાન સુધીના જીવનનો સ્વમુખે કહેવાયેલો ઇતિહાસ કમનસીબે ઉપલબ્ધ બની શક્યો નથી. જોકે આ બધા કાળ દરમિયાનની એમના જીવનની ઘટનાઓ સારી એવી જાણીતી છે છતાં આત્મકથા સાથે એનું સંધાન જાળવી રાખવા એની આછી રૂપરેખા અહીં આપી છે.– સંપાદક)**

* સપ્ટેમ્બર ૧૯૪૦ – સંક્ષેપકાર

૧૯૪૦માં બીજા યુદ્ધ સામેના વ્યકિતગત સત્યાગ્રહની લડતમાં વિનોબા પછી બીજા સત્યાગ્રહી તરીકે ગાંધીજીએ નેહરુને પસંદ કર્યા પણ તેઓ સત્યાગ્રહ કરે તે પહેલાં છ દિવસ અગાઉ ૩૧ મી ઑકટોબરે ગોરખપુર ખાતે તેમની ધરપકડ થઈ. કૉર્ટે તેમને ચાર વર્ષની સખત કેદની સજા કરી.

૧૯૪૧ના ડિસેમ્બરમાં જાપાને પર્લ હાર્બર પર હુમલો કર્યો અને યુરોપનું યુદ્ધ વિશ્વયુદ્ધમાં ફેરવાઈ ગયું. જાપાનીઓએ રંગૂનનો કબજો લીધો. માર્શલ ચ્યાંગ કાઈ–શેકે નેહરુને છોડવાની બ્રિટિશ સરકારને અપીલ કરી.

૧૯૪૧ના અંતમાં નેહરુને મુકત કરવામાં આવ્યા અને ૧૯૪૨માં સર સ્ટેફર્ડ ક્રિપ્સ બ્રિટિશ સરકારની બંધારણીય દરખાસ્તો લઈ ભારત આવ્યા. મંત્રણાને અંતે તેમની દરખાસ્તો કૉંગ્રેસ સ્વીકારી શકી નહિ. ઑગસ્ટમાં 'હિન્દ છોડો' ઠરાવ પસાર થયો અને સરકારે તમામ મુખ્ય નેતાઓની ધરપકડ કરી. નેહરુને કૉંગ્રેસ કારોબારીના મુખ્ય નેતાઓ સાથે અહમદનગરના કિલ્લામાં કેદ રાખવામાં આવ્યા.

આ જેલવાસ દરમિયાન તેમણે 'ડિસ્કવરી ઑફ ઈન્ડિયા' લખવા માંડ્યું. ૧૯૪૫ના જૂનની ૧૫ મીએ નેતાઓને જેલમાંથી છોડવામાં આવ્યા. વાઈસરૉય લૉર્ડ વેવલે સીમલામાં રાજકીય મંત્રણા માટે પરિષદ બોલાવી વૅવલની દરખાસ્ત કૉંગ્રેસને સ્વીકાર્ય ન હોવાથી મંત્રણાઓ પડી ભાંગી.



દરમિયાન બ્રિટનમાં મજૂર પક્ષ સત્તા પર આવ્યો અને તેણે ભારત વિશે નવી નીતિ અપનાવી. મેની ૯મીએ નેહરુ ચોથી વાર કૉંગ્રેસના પ્રમુખ તરીકે ચૂંટાયા અને ઑગસ્ટમાં વાઈસરૉયે તેમને વચગાળાની સરકાર રચવાનું



આમંત્રણ આપ્યું. બીજી સપ્ટેમ્બરે વાઈસરૉયની કારોબારીના ઉપ - પ્રમુખ અને વિદેશખાતાના પ્રધાન તરીકે નેહરુની સોગંદવિધિ થઈ.

પછીના એક વર્ષમાં દેશમાં કોમી તોફાનો ફાટી નીકળ્યાં, સરકારમાં મુસ્લિમ લીગના પ્રતિનિધિઓએ એકરાગથી કામ કરવાનું અશક્ય બનાવી દીધું. બ્રિટિશ કૅબિનેટે મોકલેલા મિશન સાથેની મંત્રણાઓમાં સમાધાન ઉપર આવી ન શકાયું અને અંતે કૉંગ્રેસે સ્વાતંત્ર્યને ખાતર દેશના ભાગલાની કપરી શરત પણ સ્વીકારી. ૧૯૪૭ના ઑગષ્ટની ૧૫મીએ ભારત આઝાદ થયું ત્યારે નેહરુ સ્વતંત્ર ભારતના પ્રથમ વડા પ્રધાન અને વિદેશપ્રધાન બન્યા.

દેશ આઝાદ થયા પછી તરતમાં ભારત-પાકિસ્તાનની સીમા અંગેનો રૅડક્લિફ ચુકાદો પ્રસિદ્ધ થયો અને બીજે જ દિવસે ખૂનખાર તોફાનો શરૂ થયાં. થોડા વખત પછી પાકિસ્તાને કાશ્મીર પર આક્રમણ કર્યું. ૧૯૪૮ ના જાન્યુઆરીની ૩૦મીએ ગાંધીજીની હત્યા થઈ. પાકિસ્તાનથી આવતા લાખો નિર્વાસિતોને વસાવવા, અન્નની વિકટ પરિસ્થિતિને પાર કરવી, છસો જેટલાં દેશી રાજ્યોના પ્રશ્નનો ઉકેલ કરવો વગેરે સમસ્યાઓ નેહરુની નવી સરકાર સમક્ષ ઊભી થઈ.

આ જ વર્ષે નેહરુએ રાષ્ટ્રસમૂહના વડા પ્રધાનોની લંડન ખાતે ભરાયેલી પરિષદમાં પહેલી વાર હાજરી આપી અને પૅરિસમાં સંયુક્ત રાષ્ટ્રસંઘની મહાસમિતિની ખાસ બેઠકમાં પ્રવચન કર્યું

૧૯૫૦માં આયોજન પંચની રચના થતાં નેહરુ તેના પ્રમુખ બન્યા. ૧૯૫૧માં કૉંગ્રેસના પાંચમી વાર પ્રમુખ તરીકે ચૂંટાયા. ૧૯૫૪ માં ચીનના વડા પ્રધાન ચાઉ - એન - લાઈ ભારત આવ્યા ત્યારે તેમની સાથે પંચશીલ સિદ્ધાંતોની

જાહેરાત કરી. ૧૯૫૫માં કૉંગ્રેસના ૬૦મા અધિવેશનમાં સમાજવાદી સમાજરચનાના ધ્યેયની જાહેરાત કરી. એ જ વર્ષના એપ્રિલ માસમાં બાન્ડુંગ ખાતે આફ્રો-એશિયાઈ પરિષદમાં હાજરી આપી. રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદે તેમને 'ભારતરત્ન'નો ખિતાબ આપ્યો. ૧૯૫૬ના ઑગસ્ટની ૧૮મીએ કચ્છના અંજાર શહેર પાસે જીપ-અકસ્માતમાં તેમને ઈજા થઈ હતી.

૧૯૬૦માં તેમણે ચાઉ-એન-લાઈ સાથે મંત્રણા કરી. ૧૯૬૧માં બેલગ્રેડમાં તટસ્થ દેશોની શિખર પરિષદમાં હાજરી આપી.

૧૯૬૪ના જાન્યુઆરીમાં ભુવનેશ્વરમાં મળેલા કૉંગ્રેસના અધિવેશનમાં હાજરી આપવા ગયા પણ ત્યાં પક્ષાઘાતનો હુમલો થવાથી બેઠકમાં છેવટ સુધી હાજરી આપી શક્યા નહિ. બીમારીમાંથી સાજા થયા અને મે માસમાં મુંબઈમાં કૉંગ્રેસ મહાસમિતિની બેઠકમાં હાજરી આપી, મેની ૨૩મીથી ૨૬મી સુધી આરામ લેવા દહેરાદૂન રહ્યા. ૨૬મીએ દિલ્હી પાછા ફર્યા. ૨૭મીએ બપોરે તેમનું અવસાન થયું.



# નેહરુની વાણી

## જવાહરલાલ અનિવાર્ય નથી

(૧૯૩૬માં જવાહરલાલને ત્રીજી વાર કોંગ્રેસના પ્રમુખ બનાવવા માટે માગણી થતી હતી. એ વખતે તેમણે પોતે 'ચાણક્ય'ના ઉપનામથી 'મોડર્ન રિવ્યૂ'માં એક લેખ લખી થોડાક વિનોદ-પૂર્વક અને થોડીક ગંભીરતાપૂર્વક પોતાના મન અને કાર્યોનું વિશ્લેષણ કર્યું. કહેવાય છે કે માસિકના તંત્રીને પણ આ લેખક કોણ છે તેની ખબર ન હતી. જોન ગુંથરે એ વાત પહેલવહેલી જાહેર કરી. વર્ષો સુધી એ લેખનો ઉલ્લેખ થયો છે એ અહીં પુનર્મુદ્રિત કરીએ છીએ – સંપાદક)

**લો**કોના ટોળાએ પોકાર કર્યો 'જવાહરલાલ કી જય!' જવાહરે ઝડપથી પસાર થતા એ તરફ નજર ફેંકી એમનો હાથ જયનાદનો જવાબ વાળવા ઊંચો થયો, એમનો ફિક્કો ચહેરો સ્મિતથી ચમકી ઊઠયો



એ સ્મિત અદૃશ્ય થઈ ગયું, અને વળી પાછી એ ચહેરા પર કડકાઈ અને ગમગીની પથરાઈ રહી એમણે કરેલું સ્મિત અને એ સ્મિત સાથે જોડાયેલો શિષ્ટાચાર બાહ્ય વિવેકમાંથી પ્રગટયો હોય એવી લગભગ પ્રતીતિ થઈ રહી જે ટોળાના તે લાડીલા નેતા બન્યા હતા તેને પલભર રીઝવવાની, તેની શુભેચ્છાઓ પામવાની આ વ્યાપારી તરકીબ તો નહિ હોય?

એમના મુખને ફરી વાર નીરખો એક લાંબું સરઘસ છે હજારો લોકો તેમની મોટરની આસપાસ ટોળે વળ્યા છે અને ભાનસાન ખોઈ હર્ષનાદો પોકારવામાં લીન થઈ ગયા છે જવાહરલાલ સમતુલા જાળવી મોટરની બેઠક પર ટટાર ઊભા છે તેઓ ઊંચા લાગે છે દેવની જેમ તેઓ શાંત છે અને વિશાળ જનસમૂહથી અવિચલ છે એકાએક તેમના ચહેરા પર પૂર્વવત્ સ્મિત ફરકે છે ઉલ્લાસ



જનક હાસ્ય વિલસે છે. ગાંભીર્ય ઓસરતું જણાય છે અને જનસમૂહ પણ હાસ્યનું કોઈ કારણ જાણ્યા વિના હાસ્ય ફરકાવે છે હવે તેઓ દેવતા સમાન નથી, બલ્કે માનવ બની જાય છે અને આસપાસ વીંટી વળેલા હજારો લોકો સાથે આત્મીયતાનો ભાવ પ્રગટ કરે છે જનસમૂહમાં આનદ પ્રસરે છે, મિત્રભાવ પ્રગટે છે લોકો તેમને હૃદયમાં સમાવી લે છે. પરંતુ સ્મિત લુપ્ત થાય છે. અને ફરી પાછો ફિક્કો અને ગભીર ચહેરો દેખાય છે.

એમનો ઉમળકો અંતરમાંથી ઉદ્‌ભવેલો હતો કે જાહેર કાર્યકરે વિચારપૂર્વક અપનાવેલી એ કોઈ યુકિત હતી? કદાચ બને હોઇ શકે. લાંબી આદતે હવે આવું સ્વરૂપ ધારણ કર્યું હોય. જેમાં અદાનો આભાસ ન હોય એ અદા સૌથી વિશેષ પ્રભાવશાળી છે અને બહારના પાઉડર કે મેક-અપ વગર અભિનય શી રીતે કરવો એ જવાહર બહુ સારી રીતે જાણે છે કેળવાયેલી બેદરકારીથી એ જાહેર તખ્તા પર લોકો સમક્ષ ખોટો અભિનય કરીને એમના મન હરી જાય છે, પરંતુ એથી દેશનું શું ભલું થાય? એમના આ અભિનય પાછળ ક્યો હેતુ, કઈ ભાવના છપાયા છે?

દરેક દૃષ્ટિએ આ પ્રશ્નો રસપ્રદ છે, કારણ કે જવાહરલાલનું વ્યકિતત્વ જ એવું છે કે તે આપણું ધ્યાન ખેંચ્યા વિના ન રહે પરંતુ આપણા આ પ્રશ્નો ઘણા મહત્ત્વના પણ છે કારણ કે જવાહરલાલ વર્તમાન ભારત અને સંભવત: ભાવિ ભારત સાથે સકળાયેલા છે ભારતનું ઘણું ભલું કે ઘણું બૂરું કરવાની શકિત તેમનામાં છે તેથી આપણે આ પ્રશ્નોના ઉત્તર શોધવા જોઇએ.

બે વર્ષથી તેઓ કૉંગ્રેસ પ્રમુખ છે કેટલાક લોકો એમ માને છે કે તેઓ કાર્યવાહક-સમિતિના મોવડી માત્ર છે અને બીજાઓના દબાણને વશ વર્તી ચાલનારા છે.

તેમ છતાં તેઓ પોતાની પ્રતિષ્ઠા અને વગ જનતામા અને વિવિધ જૂથોમા સતત વધારતા રહ્યા છે તેઓ ખેડૂત અને કામદાર, મુસ્લિમ અને ખ્રિસ્તી, પારસી અને યહૂદી દરેક સાથે હળેભળે છે તેમની સાથે તેઓ કોઈ ભિન્ન વાણી ઉચ્ચારે છે અને તેમને પોતાના કરી લેવા સદાય પ્રયત્ન કરે છે આ ઉંમરે પણ આશ્ચર્યજનક સ્ફૂર્તિથી તેમણે ભારતના વિશાળ પ્રદેશનો પ્રવાસ ખેડયો છે અને પ્રત્યેક સ્થળે તેમને અસાધારણ આવકાર મળ્યો છે દૂર ઉત્તરેથી તે છેક કન્યાકુમારી સુધી એ વિજેતા સીઝરની જેમ ઘૂમી વળ્યા છે અનેક દંતકથાઓ તેમની પાછળ પ્રસરી રહી છે આમાં માત્ર એમના ચિત્તને આહલાદ આપતો કોઈ તરંગ હશે કે એની પાછળ સત્તા હાથ ધરવાની કશી આકાંક્ષા રહી હશે? ટોળાઓમાં ઘૂમવાની તેમની મનોવૃત્તિનો હેતુ શો હોઈ શકે? તેમણે તેમની આત્મકથામા જે સત્તાલાલસાનો ઉલ્લેખ કર્યો છે તે જ તેમને એક જનસમૂહમાથી બીજા જનસમૂહ વચ્ચે ફરવા પ્રેરતી નહીં હોય? એ સત્તાલાલસા તેમને મનોમન બોલાવતી નહીં હોય કે 'મે મારા તરફ આ માનવસમુદાયને ખેંચ્યો છે અને આકાશના તારાઓમા મારી સત્તાલાલસા અંકિત કરી દીધી છે?'



પરંતુ એ તરંગ સત્તાકાંક્ષામા પલટાઇ જાય તો? જવાહરમા મહાન અને કલ્યાણકારક પ્રવૃત્તિ કરવાની ગજબનાક શકિત ભલે હોય, છતા એવા પુરુષો લોકશાસનમા જોખમકારક ગણાય એ પોતાની જાતને લોકશાહીના પુરસ્કર્તા કે સમાજવાદી તરીકે ઓળખાવે છે, અને અલબત્ત સાચેસાચ એ એવા છે પણ ખરા, તથાપિ એક સહેજ વળ ચડતા જ એ સમુખત્યાર પણ થઈ બેસે ધીમી ગતિએ ચાલતી લોકશાહીને એક બાજુ મૂકી દે અને છતાય તેઓ લોકશાહી અને સમાજવાદના સૂત્રો ઉચ્ચારે પરંતુ આપણે



જાણીએ છીએ કે આમ જ ફાસીવાદ ફાલ્યો અને નક્ષમા કચરાની જેમ ફેંકઈ ગયો.

જવાહરલાલ ફાસિસ્ટ બની શકે તેમ નથી. ફાસીવાદની ખરબચડી કઢંગી રીતરસમો એ ભાગ્યે જ જીરવી શકે. એમનો ચહેરો અને એમની વાણી પણ એની સાખ પૂરે તેમ છે. એ જાતે કહે છે:

"જાહેર સ્થળોમાં કૌટુમ્બિક મુખાકૃતિઓ જેટલી સુંદર અને આકર્ષક લાગે છે તેટલી કૌટુમ્બિક સ્થળોમાં જાહેર મુખાકૃતિઓ સુંદર અને આકર્ષક નથી લાગતી."

ફાસીવાદી મુખાકૃતિ એ જાહેરમાં દેખાડવાનું મહોરું છે. પણ તે જાહેરમાં કે ખાનગીમાં ક્યાંય પ્રસન્નકર જણાતું નથી. જવાહરલાલની મુખાકૃતિમાં તેમ જ તેમની વાણીમાં નિશ્ચિતપણે આત્મીયતાનું તત્ત્વ છે. લોકસમૂહમાં અને જાહેર સભાઓમાં પણ તેઓ આત્મીયતાપૂર્વક બોલે છે એમાં જરાય શંકા નથી. એમ જણાય છે કે જુદી જુદી વ્યકિતઓ સાથે જાણે સ્વજનની જેમ તેઓ વાત કરે છે. આપણે તેમનો અવાજ સાંભળીએ છીએ કે તેમનો લાગણીશીલ ચહેરો જોઈએ છીએ ત્યારે આપણને પ્રશ્ન થાય છે કે એ સ્વર પાછળ અને મુખાકૃતિ પાછળ શું શું છુપાયેલું હશે, કયા વિચારો અને કામનાઓ, ગ્રંથિઓ અને નિગ્રહો તેની પાછળ રહેલાં હશે અને કેવા આવેગોનો નિગ્રહ કરીને તેમાંથી શકિત પ્રાપ્ત કરી હશે? જાહેરમાં બોલતી વેળાએ વિચારોનો ક્રમ તેમને પકડી રાખે છે પરંતુ બીજા પ્રસંગોએ તેમનો દેખાવ તેમને દગો દેતો હોય તેમ લાગે છે કારણ કે તેમનું મન વિવિધ ક્ષેત્રોમાં અને વિવિધ તરંગોમાં ભટકે છે અને ઘડીભર તે પોતાની સામે બેઠેલા માણસને ભૂલીને પોતાના મન સાથે ગોષ્ઠિ કરે છે. પોતાની વિકટ અને ઝંઝાવાતભરી જીવન-યાત્રામાં ખોઈ બેઠેલા માનવ-

સંપર્કનો તેઓ વિચાર કરી રહ્યા છે, તેઓ તેને માટે ઝંખી રહ્યા છે કે પછી તેઓ સ્વનિર્મિત ભવિષ્યનું અને સંઘર્ષો તથા વિજયોનું સ્વપ્ન નિહાળી રહ્યા છે? તેમણે જાણવું જોઈએ કે તેમણે પસંદ કરેલા માર્ગમાં વિશ્રાંતિ નથી અને તે માર્ગે વિજય મળે તોપણ ભાર વધવાનો છે. લૉરેન્સે આરબોને કહ્યું હતું તેમ "બળવાખોરો માટે વશ્રાંતિગૃહો ન હોઈ શકે, તેમને આનંદ ન મળી શકે."

તેમના નસીબે આનંદ-નહિ હોય પણ નસીબ સાનુકૂળ હશે તો કદાચ એથીય મોટી વસ્તુ તેમને પ્રાપ્ત થઈ શકશે અને તે જીવનના ઉદ્દેશની સિદ્ધિ.

જવાહરલાલ ફાસીવાદી ન બની શકે, અને તેમ છતાં તેમને સરમુખત્યાર બનાવે તેવાં ઘણાં લક્ષણો તેમનામાં છે: અતિશય લોકપ્રિયતા, સુદૃઢ મનોબળ, તાકાત, જુસ્સો, ગર્વ, સંગઠનશક્તિ, યોગ્યતા, કડકાઈ, લોકસમૂહ પ્રત્યે તેમનો પ્રેમ હોવા છતાં બીજાઓ પ્રત્યેની તેમની થોડીક અસહિષ્ણુતા અને નિર્બળ તથા અણઘડ પ્રત્યે તેમનો કંઈક તિરસ્કાર. એમના મિજાજના ચમકારા સુખ્યાત છે. ધાર્યું કરવા માટે, અણગમતું ફગાવી દેવા માટે અને નવું સર્જવા માટે ઊછળતો તેમનો મનોભાવ લોકશાહીની ધીમી પ્રક્રિયાને લાંબો સમય ભાગ્યે જ સહી શકશે. તેઓ તેમની ઈચ્છા મુજબ ક્ષમ થાય છે કે નહીં તેની તકેદારી રાખશે. સામાન્ય સંજોગોમાં તેઓ કેવળ સફળ અને કાર્યક્ષમ વહીવટકર્તા બની રહેશે. પરંતુ આ ક્રાંતિકારી યુગમાં સીઝર હંમેશાં બારણાં ઠોકી રહ્યો હોય છે. જવાહરલાલ સીઝર બનવાની કલ્પના કરે એવી શક્યતા નથી શું?



આમાં ભારત અને જવાહરલાલ માટે જોખમ રહેલું છે. કારણ ભારત સીઝરવાદ દ્વારા સ્વાતંત્ર્ય સિદ્ધ કરી



શકશે નહીં. કલ્યાણકારી અને કાર્યક્ષમ એકહથ્થુ સત્તા હેઠળ તે સમૃદ્ધ થઈ શકશે છતાં તે કુંઠિત રહેશે અને તેની પ્રજાની મુક્તિમાં વિલંબ થશે.

બે વર્ષથી જવાહરલાલ પ્રમુખ તરીકે ચૂંટાયા છે અને એમણે પોતાનું મહત્ત્વ એવું બતાવ્યું છે કે ઘણા એમને ત્રીજી વખત પ્રમુખ તરીકે ચૂંટવાની વાતો કરે છે. પણ ત્રીજી વાર એ ચૂંટાયા તો તેના જેવી હિન્દની બીજી કુસેવા થવાની નથી. એથી મહાસભાને ભોગે એક માણસની જ પૂજા થયા કરશે. એથી જવાહરની બુરાઈઓને આપણે ખોટું ઉત્તેજન આપીશું, એમની અભિમાનવૃત્તિ વધારીશું, એ એમ જ માનતા થઈ જશે કે ફક્ત એ જ હિન્દના પ્રશ્નોનો ઉકેલ લાવી શકે તેમ છે. આપણે એ યાદ રાખવું જોઈએ કે એ બહારથી મહાસભાના મોટા હોદ્દા તરફ નિર્લેપવૃત્તિ દર્શાવતા હોય છતાં, છેલ્લાં સત્તર વર્ષથી એમણે મહાસભાના મહત્ત્વના હોદ્દા પોતાની પાસે રાખ્યા છે. આપણે હવે બતાવી આપવું જોઈએ કે જવાહરલાલ અનિવાર્ય નથી અને તેથી તેમને ત્રીજી વાર પ્રમુખ તરીકે ચૂંટવાનું હિન્દને પરવડે તેમ નથી.

આ માટે એક વ્યક્તિગત કારણ પણ છે. તેઓ ભલે હિંમતભરી વાતો કરે છે છતાં સ્પષ્ટપણે શ્રમિત અને શિથિલ બની ગયા છે. જો તેઓ પ્રમુખ તરીકે ચાલુ રહેશે તો તેઓ વધુ શિથિલ થઈ જશે. તેઓ આરામ લઈ શકશે નહીં કારણ એક વાર વાઘ પર સવારી કર્યા પછી તેના પરથી ઊતરી શકાતું નથી. ભારે બોજ અને જવાબદારીમાં તેમની માનસિક શક્તિઓ ક્ષીણ થતી આપણે અટકાવીએ અને તેમને બહેકી જતા રોકીએ. ભવિષ્યમાં તેમની પાસેથી સારા કાર્યની અપેક્ષા રાખવાનો આપણો અધિકાર છે. આપણે એ ભાવિને કલુષિત ન કરીએ અને વધુ

પ્રસંશા કરીને કે વધુ મહત્તા આંકીને તેમને પણ મોઢે ન ચડાવીએ. તેમની પતરાજી ખરેખાત ભયંકર છે. તેને અંકુશમાં રાખવી જ જોઈએ. આપણે સીઝરો જોઈતા નથી.

ચાણક્ય

## પ્રકાશ બુઝાઇ ગયો છે

(૧૯૪૮ના જાન્યુઆરીની ૩૦મીની સાંજે જવાહરલાલે કરેલું વાયુપ્રવચન)

મિત્રો અને સાથીઓ, આપણા જીવનમાંથી પ્રકાશ અદશ્ય થયો છે અને સર્વત્ર અંધકાર છવાયો છે. મને ખબર નથી કે તમને શું કહેવું અને કેવી રીતે કહેવું. આપણા પ્યારા નેતા, જેને આપણે બાપુ કહેતા તે રાષ્ટ્રપિતા, હવે આપણી વચ્ચે નથી. કદાચ આમ કહેવામાં હું ખોટો છું. આમ છતાં, આ ઘણા વર્ષો સુધી આપણે એમને જોયા છે તેવા ફરી જોઈશું નહિ. આપણે સલાહ માટે એમની પાસે દોડી જશું નહિ અને તેમનું આશ્વાસન પામીશું નહિ. મારા એકલા માટે જ નહિ, આ દેશના લાખો કરોડો લોકો માટે આ એક દારુણ ફટકો છે. હું કે અન્ય કોઈ આપને જે બીજી કોઈ સલાહ આપી શકીએ તે વડે એ ઘાને હળવો બનાવવાનું કઠિન છે.



પ્રકાશ બુઝાઈ ગયો છે એમ મેં કહ્યું, અને છતાં હું ખોટો છું. કારણ આ દેશમાં ઝળહળી ઊઠેલી એ કોઈ સામાન્ય જ્યોતિ ન હતી. આ અનેક વર્ષો સુધી આ દેશને અજવાળનાર એ પ્રકાશ ઘણાં વધુ વર્ષો સુધી આ દેશને અજવાળશે અને હજાર વર્ષ પછી પણ એ પ્રકાશ આ દેશમાં જોઈ શકાશે અને જગત એ જોશે અને અગણિત હૃદયોને એ શાતા આપશે. કારણ એ પ્રકાશ



સમકાલીન વર્તમાન કરતાં કંઈક વિશેષનું પ્રતીક હતો. જીવંત અને શાશ્વત સત્યોનો એ પ્રતિનિધિ હતો. આપણને સન્માર્ગે દોરતો, ભૂલભર્યા માર્ગેથી પાછાં વાળતો એ આ પ્રાચીન રાષ્ટ્રને સ્વાતંત્ર્ય બક્ષી ગયો.

એમને માટે હજી આટલું બધું કરવાનું પડ્યું હતું ત્યારે જ આ સઘળું થયું. આપણે કદી એવું વિચારી પણ શકયા નથી કે તેઓ બિનજરૂરી હતા કે તેમનું જીવનકાર્ય પૂરું થયું છે. પણ હવે, ખાસ કરીને આટલી બધી મુશ્કેલીઓ આપણી સામે પડી છે ત્યારે, તેમનું આપણી વચ્ચે ન હોવું એ ખૂબ જ અસહ્ય એવો ઘા છે.

એક પાગલે એમના જીવનનો અંત આણ્યો છે, કારણ જેણે એ કર્યું તેને હું કેવળ પાગલ જ કહી શકું છું. અને છતાં આ દેશમાં છેલ્લાં થોડાં વર્ષો અને મહિનાઓમાં ઘણું બધું ઝેર પ્રસરેલું છે અને આ ઝેરની લોકોના મન પર અસર થયેલી છે. આપણે આ ઝેરનો સામનો કરવાનો છે, એને નષ્ટ કરવાનું છે. આપણને ઘેરી રહેલાં સર્વ જોખમોનો પણ આપણે સામનો કરવાનો છે. પાગલપણે કે ખરાબ રીતે નહિ, પણ આપણા પ્રિય ગુરુએ તેમનો સામનો કરવાનું આપણને શીખવ્યું છે તે રીતે.

અત્યારે સૌ પ્રથમ એ યાદ રાખવાનું છે કે કોપાવિષ્ટ બનીને આપણામાંના કોઈએ ગેરવર્તન કરવાનું નથી. આપણને ઘેરી રહેલાં સર્વ જોખમોનો સામનો કરવા નિરધારિત બનીને, આપણા મહાન ગુરુ અને મહાન નેતાએ આપેલા આદેશને પાર પાડવા કૃતનિશ્ચયી બનીને, અને હું માનું છું તેમ, એમનો આત્મા આપણને અવલોકી રહ્યો છે અને નિહાળી રહ્યો છે અને આપણે કોઈ ક્ષુદ્ર વર્તાવ કે કોઈ હિંસાને માર્ગે વળ્યાં છીએ એ જોઈને એમના આત્માને જે દુઃખ થશે તેવું બીજા કશાથી નહિ થાય એ વસ્તુ સ્મરણમાં રાખીને આપણે

એક બળવાન અને કૃતનિશ્ચયી પ્રજા તરીકે વર્તવાનું છે.

એટલે આપણે એ ન કરવું જોઈએ, પણ તેનો અર્થ એ નથી કે આપણે નિર્બળ રહેવું. ઊલટાનું આપણે બળ અને એકતા સાધીને આપણી સામેની મુશ્કેલીઓનો સામનો કરવો જોઈએ. આપણે સંગઠિત બની રહેવું જોઈએ અને આ મહાન સંકટને સમયે આપણાં બધાં ક્ષુલ્લક વિવાદો, સંઘર્ષો અને મુશ્કેલીઓનો અંત આણવો જોઈએ. એક મહાન આફત એ જીવનની મહાન બાબતોને યાદ કરવાનું અને જે વિષે બહુ રચ્યાપચ્યા રહીએ છીએ તે નાની વસ્તુઓને વિસારી દેવાનું આપણે માટે પ્રતીક બની રહે છે. ગાંધીજીએ એમના મૃત્યુ દ્વારા જીવનની મહાન વસ્તુઓનું, જીવંત સત્યનું આપણને સ્મરણ કરાવ્યું છે અને આપણે જો તે યાદ રાખીશું તો ભારત કલ્યાણમાર્ગે હશે...

કેટલાક મિત્રોનું એવું સૂચન હતું કે મહાત્માજીના દેહને થોડા દિવસ જાળવી રાખવો જેથી લાખો લોકો એમને છેલ્લી વંદના કરી શકે. પણ એમણે વારંવાર એવી ઈચ્છા દર્શાવી હતી કે આવું કશું કરવું ન જોઈએ. દેહને ઔષધો પૂરી જાળવી રાખવા સામે તેમનો મોટો વિરોધ હતો અને તેથી બીજાઓની ગમે તેટલી બીજી ઈચ્છા છતાં આ બાબતમાં એમની ઈચ્છાને અનુસરવાનું અમે ઠરાવ્યું છે.



## વિધાતા સાથે મિલન-સંકેત

(સ્વાતંત્ર્યપ્રાપ્તિની સંધ્યાએ ૧૯૪૭ના ઑગસ્ટની ૧૪મીએ નવી દિલ્હીમાં બંધારણસભા સમક્ષ નેહરુએ કરેલું પ્રવચન.)

ઘણાં વર્ષો પૂર્વે વિધાતા સાથે આપણે મિલન-સંકેત યોજ્યો હતો અને હવે આપણી પ્રતિજ્ઞાને સમ્પૂર્ણ કે પૂરા



પ્રમાણમાં નહિ પણ ઘણા સારા અંશે પરિપૂર્ણ કરવાનો સમય આવી લાગ્યો છે. બરાબર મધરાતને ટકોરે, જગત જ્યારે નિદ્રાધીન હશે ત્યારે ભારત નવજીવન અને સ્વાતંત્ર્ય સાથે જાગી ઊઠશે. ઇતિહાસમાં જવલ્લે જ જોવા મળતી એક એવી ક્ષણ આવે છે, જ્યારે આપણે જૂનું કલેવર છોડી નવામાં પ્રવેશીએ છીએ. એક યુગ પૂરો થયો છે અને લાંબા સમયથી દબાયેલા એક રાષ્ટ્રના આત્માને વાચા સાંપડે છે. આ પવિત્ર ક્ષણે ભારત અને તેની પ્રજાની અને માનવતાના એથીયે બૃહત્તર ધ્યેયની સેવામાં આપણી જાતને અર્પણ કરવાની પ્રતિજ્ઞા લઈએ એ યોગ્ય જ છે.

ઇતિહાસના ઉષઃકાળે ભારતે તેની અનંત ખોજ આરંભી હતી અને ઇતિહાસની અંધારી સદીઓ તેની મથામણો અને તેના વિજય અને પરાજયોની ભવ્યતાથી ભરેલી છે. ચડતી અને પડતીમાં સમાન ભાવ રાખી તેણે એ ખોજને કદી પડતી મૂકી નથી તેમ તેને બળ અર્પતા આદર્શોને તેણે કદી વિસાર્યા નથી. આપણા નબળા દિવસોના એક ગાળાનો આજે આપણે અંત આણીએ છીએ અને ભારત ફરી આત્મવાન બને છે. જે સિદ્ધિની આજે આપણે ઉજવણી કરી રહ્યાં છીએ એ તો આપણે માટે નિર્માયેલા વધુ મોટા વિજયો અને વધુ મોટી સિદ્ધિઓ તરફના એક ડગલાસમી, તે માટે ખૂલતી એક તકસમી છે. આ તકને ઝડપી લેવા અને ભાવિના પડકારને ઝીલી લેવા જેટલા બહાદુર અને શાણા આપણે છીએ ખરા?

સ્વાતંત્ર્ય અને સત્તા સાથે જવાબદારી આવે છે. સભાગૃહને શિરે, ભારતની સાર્વભૌમ પ્રજાના પ્રતિનિધિ આ સાર્વભૌમ મંડળને શિરે એની જવાબદારી રહેલી છે. સ્વાતંત્ર્યના ઉગમ પૂર્વે, પ્રસૂતિની બધી જ વેદના આપણે

વેઠી ચૂક્યા છીએ અને એ વેદનાની સ્મૃતિથી આપણાં હૃદય ભારે બનેલાં છે. કેટલીક યાતનાઓ આજે પણ ચાલુ રહી છે. આમ છતાં, ભૂતકાળ હવે પૂરો થયો છે અને હવે ભાવિ પણ આપણને સાદ પાડી રહ્યું છે.

એ ભાવિમાં આપણે માટે એશ-આરામ નથી, પણ આપણે અનેક વાર લીધેલી પ્રતિજ્ઞાઓ અને આજે જે લઈશું તે પ્રતિજ્ઞાના પરિપાલન અર્થે સતત પરિશ્રમ આપણે કરવાનો છે. ભારતની સેવા એટલે કરોડો પીડિતોની સેવા. દારિદ્રય અને અજ્ઞાન, રોગ અને તકની અસમાનતાનો અંત આણવો એવો એનો અર્થ છે. દરેકની આંખમાંથી *અશ્રુ આંસુ લૂછવાની અભિલાષા આપણી પેઢીના સૌથી* મહાન પુરુષે સેવી હતી. એ કદાચ આપણા માટે મોટી વાત ગણાય પણ જ્યાં સુધી આંસુ અને યાતના રહેશે ત્યાં સુધી આપણું કાર્ય અધૂરું જ ગણાશે.



અને આમ આપણાં સ્વપ્નોને સાકાર બનાવવા આપણે શ્રમ કરવાનો છે અને કાર્ય કરવાનું છે, સખત કાર્ય કરવાનું છે. એ સ્વપ્નો છે તો ભારત માટે પણ જગત માટે પણ એ છે, કારણ સર્વ રાષ્ટ્રો અને પ્રજાઓ આજે એટલાં બધાં ગાઢ રીતે સંકળાયેલાં છે કે કોઈ એક રાષ્ટ્ર પોતે અલગ રીતે જીવી શકશે એમ કલ્પી જ ન શકે. જગત આજે એક બન્યું છે, તેને અલગ ભાગોમાં વિભાજિત કરી શકાય તેમ નથી, એટલે જ શાંતિને અવિભાજ્ય ગણવામાં આવી છે. એવું જ સ્વાતંત્ર્યનું છે, અને હવે સમૃદ્ધિ માટે પણ એમ જ કહી શકાય અને આફત માટે પણ.

આપણે જેના પ્રતિનિધિ છીએ તે ભારતીય જનતાને આ મહાન સાહસમાં શ્રદ્ધા અને વિશ્વાસ સાથે આપણી

સાથે જોડાવા આપણે અપીલ કરીએ છીએ ક્ષુલ્લક અને વિઘાતક ટીકા કરવાનો આ સમય નથી દ્વેષભાવ રાખવાનો કે બીજાઓને દોષ આપવાનો પણ આ સમય નથી આપણે મુક્ત ભારતની એક ઉમદા ઈમારત ઊભી કરવાની છે, જ્યાં તેના સર્વ બાળકો વસી શકે



# જવાહરલાલનું વસિયતનામું

(જવાહરલાલ નેહરુએ ૧૯૫૪માં કરેલું વસિયતનામું અહીં પૂરેપૂરું આપવામાં આવ્યું છે.)

અલ્લાહાબાદના આનંદ ભવનનો હું, જવાહરલાલ નેહરુ, મારું વસિયતનામું કરવા ઇચ્છું છું અને મારા મૃત્યુ પછી મારી સ્થાવર અને જંગમ મિલકતની શી વ્યવસ્થા કરવી એ હું એમાં દર્શાવવા માગું છું.

મારા જીવનના સંજોગો એટલા અનિશ્ચિત રહ્યા છે અને હજી એટલા અનિશ્ચિત છે કે મારા અવસાન વખતે નિકાલ કરવા જેવું કંઈ રહેશે કે કેમ તે હું જાણતો નથી. વાત્સલ્યપૂર્ણ દૂરંદેશી અને કાળજીથી મારા પિતાએ મારા માટે જાળવી રાખેલી અને મને વારસામાં મળેલી મિલકતમાંથી મોટા ભાગની તો મેં ખરચી નાખી છે.

મારાં પુસ્તકો અને બીજાં લખાણોમાંથી મને સારી એવી આવક થઈ છે, છતાં મારી મૂડી ઓછી જ થતી રહી છે. મને મિલકત એકઠી કરવાની કોઈ ઝાઝી વૃત્તિ નહોતી અને મિલકતમાં વધારો કરવાની વાત તો મને મારા અન્ય બોજાઓમાં વધારો કરવા જેવી લાગતી હતી.

લાંબા કાળથી મેં એવો જીવનરાહ અપનાવ્યો છે, જેમાં ઓછામાં ઓછાં વળગણો હોવાં જોઈએ. વળી, જરૂર પડ્યે, વધુ આવક કરવાની મારી શક્તિ વિશે મને શ્રદ્ધા હોવાથી ભવિષ્ય માટે નાણાકીય જોગવાઈ કરવામાં મને રસ નહોતો. આ જ કારણે મેં ક્યારેય જિંદગીનો વીમો ઉતરાવ્યો નથી.



આ અને અન્ય કારણોસર ભવિષ્ય માટે કોઈ વિગતવાર જોગવાઈ કરવાનું મારે માટે અત્યંત મુશ્કેલ છે. મારી હયાતી પછી નિકાલ કરવા જેવું કંઈ રહેશે કે કેમ તે વિશે મને આશંકા હોવાથી વસિયતનામું કરવાની પણ મને જરૂર લાગતી ન હતી. સહજપણે મેં એમ માનેલું કે હું જે કંઈ



મિલકત મૂકી જઈશ તે મારા સ્વાભાવિક વારસ તરીકે મારી પુત્રી ઈન્દિરા પ્રિયદર્શિની ગાંધીને દેખીતી રીતે જ મળશે.

જ્યારે હું અહમદનગરના કિલ્લામાં અટકાયત હેઠળ હતો ત્યારે મને ભવિષ્ય વિશે વિચાર કરવાની ફુરસદ મળેલી અને મને લાગ્યું કે વસિયતનામા જેવું કંઈ કર્યું હોય તો સારું. મારા બનેવી રણજિત સીતારામ પંડિતના અણધાર્યા અવસાનના સમાચારથી મને ઘણો આઘાત લાગ્યો અને વસિયતનામું કરવા વિશે હું ફરી વિચાર કરવા લાગ્યો.

અહમદનગરના કારાવાસ દરમિયાન હું આ અંગે વિધિસર કંઈ કરી શક્યો નહિ, પણ જેલમાં જ મેં ૧૯૪૩ના ડિસેમ્બરમાં વસિયતનામાનો ખરડો ઘડી કાઢ્યો હતો.

૧૯૪૫ના ઉનાળામાં જેલમાંથી હું છૂટ્યો ત્યારથી માંડીને આજ સુધી મને અંગત બાબતો વિશે વિચાર કરવાની નવરાશ મળી નથી. એટલે, વસિયતનામાનો ખરડો દસ વરસ કરતાંયે વધુ સમયથી પડી રહ્યો. આ સમય દરમિયાન મારા જીવનમાં ઘણા ફેરફારો થયા છે અને એ જૂનો ખરડો આજે ચાલે એવો રહ્યો નથી. હકીકતમાં તો એમ બન્યું છે કે દસ વર્ષ પહેલાં મારી પાસે જે મિલકત હતી તેમાંની મોટા ભાગની આ દસ વરસના ગાળા દરમિયાન ખલાસ થઈ ગઈ છે

હું વડાપ્રધાન બન્યો તે પછી મારી આવક નવાં લખાણો દ્વારા વધારવાનું મારે માટે શક્ય રહ્યું નથી.

વડાપ્રધાન તરીકે મને મળતો પગાર મારી મર્યાદિત જરૂરિયાતો માટે પણ પૂરતો ન હોવાથી મારી પાસે જે કંઈ મૂડી હતી તેનો મારે વારંવાર આશરો લેવો પડતો હતો. આમ છતાં, હવે આ વસિયતનામું કરવાનું, અને એ રીતે વરસોથી મનમાં પડેલી બાબતને પતાવી દેવાનું, હું જરૂરી માનું છું.

મારી પુત્રી અને એકમાત્ર સંતાન ઇન્દિરા પ્રિયદર્શિની, જેણે ફિરોઝ ગાંધી સાથે લગ્ન કર્યું છે તે, એકલી જ મારી વારસ છે અને અહીં જણાવેલી જોગવાઈઓ અનુસાર, મારી બધી માલમિલકત અને મારી ચીજવસ્તુઓ તેને આપું છું.

અત્યારે મારી મિલકતમાં અલ્લાહાબાદ ખાતેના મારા ઘર આનંદભવનનો, તેની સાથેની જમીન અને તેનાં ઉપરનાં બીજાં મકાનોનો, ફરનિચર, પુસ્તકો અને એવી બીજી ચીજોનો સમાવેશ થાય છે. નવી દિલ્હી ખાતેના વડાપ્રધાનના નિવાસસ્થાનમાં પણ પુસ્તકો, પત્રો અને અન્ય અંગત વસ્તુઓ છે.

મારી પાસે થોડી સિક્યુરિટીઓ, થોડા શેર અને એવાં બીજાં મૂડીરોકાણો તથા બૅન્કમાં કરન્ટ અને ફિક્સ્ડ ડિપોઝિટનાં મારાં ખાતાં છે. જોકે સિક્યુરિટીઓ અને અન્ય મૂડીરોકાણોમાંથી ઘણાંખરાં તો મેં મારી પુત્રીને નામે કરી આપ્યાં છે યા તો બીજી રીતે તેનો નિકાલ કરી નાખ્યો છે. મેં અગાઉ લખેલાં પુસ્તકોની રૉયલ્ટીરૂપે મને અચોક્કસ અને વધતીઓછી રકમ મળતી રહે છે.

આ બધી મિલકત, એટલે કે મારું ઘર આનન્દ ભવન, તેમાંની બધી ચીજવસ્તુઓ, મારી સિક્યુરિટીઓ, મારા શેર અને મારાં અન્ય મૂડીરોકાણો, અને જ્યાં જ્યાં બૅન્કનાં કરન્ટ અને ફિક્સ્ડ ડિપોઝિટ ખાતાંમાં મારે નામે જે રોકડ રકમ છે તે, પુસ્તકોની આવક, અને અહીં દર્શાવી ન હોય તેવી મારી અન્ય માલમિલકત અને ચીજવસ્તુઓ મારા અવસાન પછી મારી પુત્રી ઇન્દિરા પ્રિયદર્શિનીને વારસામાં મળશે અને એ બધું એની માલિકીનું ગણાશે અને તેના પર તેનો કુલ મુખત્યાર રહેશે, અને તે તેનો યથેચ્છ ઉપયોગ કરી શકશે.



જો મારી પુત્રી ઇન્દિરા પ્રિયદર્શિની મારા પહેલાં મૃત્યુ



પામે તો તેના બે પુત્રો, મારા દોહિત્રો રાજીવરત્ન નેહરુ-ગાંધી અને સંજીવ નેહરુ-ગાંધી મારા વારસ બનશે અને મારી બધી માલમિલકત તેમને સાવ સરખે હિસ્સે વારસામાં મળશે અને તેઓ સંયુક્તપણે તે રાખી શકશે અગર તેઓ યથેચ્છ તેની વ્યવસ્થા કરી શકશે.

મારા કપરા અને કસોટીપૂર્ણ જીવનકાળ દરમિયાન હુ મારી બંને બહેનો વિજયાલક્ષ્મી પંડિત અને કૃષ્ણા હઠીસિંગ તરફથી જે સ્નેહ અને મમતાભરી સંભાળ પામ્યો છું તે મારે માટે અત્યંત શાતાદાયી નીવડયાં છે. એની તોલે આવે એવું કશું હું આપી શકતો નથી—સિવાય કે પ્રેમ અને વાત્સલ્ય જે તેઓ મારા તરફથી પૂરતા પ્રમાણમાં પામ્યાં છે.

મારાં માતા કે પિતાની જે અંગત ચીજવસ્તુઓ મારી પાસે કે આનંદભવનમાં છે તે મારી બહેનોને આપવામાં આવશે, કારણ કે, એના પર બીજા કોઈ કરતાં એમનો હક્ક વધારે છે. આ ચીજવસ્તુઓ તેઓ તેમની ઇચ્છા પ્રમાણે એકબીજા વચ્ચે વહેંચી લઈ શકશે.

ઉપર જણાવેલી જોગવાઈઓ દ્વારા હું, આનંદભવન અને મારી બીજી માલમિકત મારી પુત્રી અને તેના પુત્રને યથાક્રમ સોંપતો જાઉં છું અને તે પરના સમ્પૂર્ણ માલિકી હકો તેના કે તેમના રહેશે—તે બીજાને નામે કરી આપવાના અને કોઈ પણ પ્રકારે તેનો નિકાલ કરવાના હક સહિત. આ આનન્દ ભવન, આપણે જીવનમાં જે ઘણી બાબતોને મૂલ્યવાન ગણીએ છીએ તેનું, અમારે અને બીજાઓને મન એક પ્રતીક બની રહ્યું છે. તે ઈંટચૂનાની ઇમારત અને ખાનગી માલિકીના મકાન કરતાં કંઈક વિશેષ છે. તે આઝાદી માટેની આપણી રાષ્ટ્રીય લડત સાથે ગાઢ રીતે સંકળાયેલું છે અને એની દીવાલો કેટલાયે મહાન બનાવો અને નિર્ણયોની સાક્ષી બની છે.

મારી, અને હું માનું છું કે મારી પુત્રીની પણ, એવી ઈચ્છા છે કે જે કોઈ આનંદ ભવનમાં રહે તેણે આ વસ્તુ સદાય સ્મરણમાં રાખવી જોઈએ અને એ પરંપરાથી વિરુદ્ધ જાય તેવું કશું કરવું ન જોઈએ. મારી આ ઈચ્છા તેમ જ હવે પછીની કલમોમાંની જોગવાઈઓ પાછળનો ઈરાદો મારી પુત્રીને આપેલા માલિકી હક્કોને કોઈપણ પ્રકારે મર્યાદિત કરવાનો નથી.

હું ઈચ્છું છું કે મારી પુત્રી, તેના પતિ ફિરોઝ ગાંધી અને તેમનાં બાળકો આનંદ ભવનમાં રહેવાનું રાખે, પણ જો કોઈ કારણસર એમ ન કરી શકે તો વારંવાર આનંદ-ભવનની મુલાકાત લે.

અલ્લાહાબાદ ખાતેનું અમારું મકાન આનંદ ભવન મારી બહેનો, તેમનાં બાળકો અને મારા બનેવી રાજા હઠીસિંગ માટે સદાય ખુલ્લું રહેવું જોઈએ અને તે તેમને પોતાના ઘર જેવું લાગે અને ત્યાં તેઓ સદાય આવકાર્ય છે એમ તેમને લાગે તે જોવું જોઈએ. ત્યાં તેઓ જ્યારે રહેવા માગે ત્યારે અને જેટલું રહેવા ઇચ્છે તેટલું રહી શકે છે. હું ઈચ્છું છું કે તેઓ અવારનવાર આ મકાનની મુલાકાત લે અને તેમના આ જૂના ઘર સાથેનાં સ્નેહબંધનો તાજાં અને દૃઢ રાખે.



મારા પિતા હયાત હતા ત્યારે અને તે પછીનાં વર્ષોમાં દેશભરમાંથી ઘણા લોકો અમારા મકાન આનંદ ભવનમાં આવતા. આમાં, ખાસ કરીને, જીવનભરની યાતનાઓમાં સલાહ, સહાય કે સાંત્વન મેળવવા આજુબાજુના જિલ્લાઓમાંથી અને દેશના દૂરના ભાગોમાંથી આવતા ગરીબ લોકો, ખેડૂતો અને બીજાઓ હતા.

હું ઈચ્છું છું કે આનંદ ભવનનાં દ્વાર આપણા આ દેશજનો માટે સદાય ખુલ્લાં રહેશે અને તેમના પ્રત્યે



પૂરો વિનય બતાવવામાં આવશે. વડા પ્રધાન તરીકેની મારી ફરજો અને જવાબદારીઓને લીધે હું અમારા આ ઘરે ક્વચિત જ જઈ શક્યો છું તેનો મને ભારે અફસોસ છે.

બીજાઓને આ મકાન ભાડે અપાય એ મને પસંદ નથી. મારી પુત્રી કે તેનાં બાળકોને આનંદ ભવન કુટુંબના ઘર તરીકે જાળવી રાખવાનું સરળ ન લાગે તો તેઓએ તેને જાહેર ઉપયોગમાં લેવું અગર એવા કામ માટે આપી દેવું. કમળા નેહરુ મેમોરિયલ હૉસ્પિટલ કે નજીકના સ્થળે ઊભા થનારા સૂચિત ચિલ્ડ્રન્સ હોમ (બાલગૃહ) કે આવા બીજા કોઈ હેતુ માટે પણ તેનો ઉપયોગ થઈ શકે.

રાષ્ટ્રીય અને ઐતિહાસિક મહત્ત્વ ધરાવતા સંખ્યાબંધ કાગળ–પત્રો મારી પાસે છે. આઝાદી માટેની આપણી લડતના વિવિધ તબક્કાઓ સાથે સંકળાયેલા આમાંના ઘણા કાગળ-પત્રો અમારા લાંબા કારાવાસ દરમિયાન કમનસીબે નાશ પામ્યા છે અગર ખોવાઈ ગયા છે.' છતાંય કેટલાક સચવાઈ રહ્યા છે. હું વડા પ્રધાનપદે આવ્યો તે પછીના ગાળાને લગતાં બીજા કાગળો, દસ્તાવેજો અને પત્રો મારી પાસે છે. આનું પણ સારું એવું ઐતિહાસિક મૂલ્ય છે. આવા મહત્ત્વના બધાય કાગળો, દસ્તાવેજો અને પત્રો નૅશનલ લાયબ્રેરી કે નૅશનલ આર્કાઈવ્ઝ (રાષ્ટ્રીય દફતરખાના)ને સોંપી દેવાં જોઈએ.

મને ભેટ મળેલી વિવિધ ચીજવસ્તુઓ મેં અવારનવાર જાહેર મ્યૂઝિયમોને આપી દીધી છે અને હજુયે હું આમ કરતો રહીશ. આમ છતાં જાહેરમાં મૂકવા જેવી કોઈ ચીજ રહી જાય તો તે નૅશનલ મ્યૂઝિયમને ભેટ આપી દેવી. એમાંની કેટલીક વડા પ્રધાનના નિવાસસ્થાનમાં – જે પોતે જ એક જાહેર મકાન છે તેમાં – પણ રાખી શકાય.

ભારતની જનતા તરફથી મને એટલાં તો સ્નેહ અને

ચાહના મળ્યાં છે કે હું ગમે તે કરું તોપણ એ ઋણ અંશમાત્ર પણ ચૂકવાય તેમ નથી. અને ખરેખર, સ્નેહ જેવી મૂલ્યવાન વસ્તુનું ઋણ ચૂકવી પણ ન શકાય.

અનેક લોકોની પ્રશંસા થઇ છે, કેટલાક લોકો પ્રત્યે પૂજ્યભાવ પણ બતાવાયો છે, પરંતુ ભારતની જનતાના તમામ વર્ગોનો સ્નેહ મને એટલા તો વિપુલ પ્રમાણમાં સાંપડયો છે કે એથી હું લાગણીવશ બની જાઉં છું. હું તો પાત્ર એટલી જ આશા રાખું છું કે મારા જીવનનાં બાકીનાં વરસોમાં હું મારા દેશબાંધવોને અને તેમના સ્નેહને અપાત્ર ન બનું.

મારા અસંખ્ય બિરાદરો અને સાથીઓનો તો હું આથીય વધારે ઋણી છું. અમે મહાન કાર્યોમાં સંયુક્ત ભાગીદાર રહ્યા છીએ અને એમાંથી અનિવાર્યપણે નીપજતા આનંદ અને શોકના સમભાગી બન્યા છીએ.

હું સાચા હૃદયથી જાહેર કરવા માગું છું કે મારા મૃત્યુ બાદ કોઇ પણ ધાર્મિક વિધિ કરવામાં આવે તેવું હું ઇચ્છતો નથી. હું એવી કોઇ વિધિમાં માનતો નથી; અને એક આચાર તરીકે પણ એવી વિધિ ચલાવી લેવી તે દંભ સમાન છે અને આપણી જાતને તેમ જ બીજાને ભ્રમમાં નાખવાના પ્રયત્ન સમાન છે.



મારા મૃત્યુ પછી મારા દેહનો અગ્નિસંસ્કાર થાય તેમ ચ્હું છું. જો હું વિદેશમાં મૃત્યુ પામું તો મારા દેહનો અગ્નિસંસ્કાર ત્યાં જ કરવો અને મારાં અસ્થિફૂલ અલ્લાહાબાદ લાવવાં. આમાંથી થોડાંક અસ્થિફૂલ ગંગા નદીમાં પધરાવવાં અને બાકીનાંનું નીચે જણાવ્યા પ્રમાણે વિસર્જન કરવું. મારાં અસ્થિફૂલોને બિલકુલ જાળવી રાખવાં નહીં.

મારાં થોડાંક અસ્થિફૂલ અલ્લાહાબાદ ખાતે ગંગા નદીમાં



પધરાવવાની મારી ઇચ્છા પાછળ કોઈ ધાર્મિક ભાવના રહેલી નથી. આ બાબતમાં હું કોઈ ધાર્મિક લાગણી ધરાવતો નથી.

છેક મારા શૈશવકાળથી હું અલ્લાહાબાદની ગંગા અને જમના નદી સાથે સ્નેહભાવથી બંધાયો છું અને હું જેમજેમ મોટો થતો ગયો તેમતેમ આ સ્નેહબંધન પણ દૃઢ થતું ગયું છે. બદલાતી ઋતુઓ સાથે એમનાં પલટાતાં રૂપો મેં નિહાળ્યાં અને માણ્યાં છે અને યુગોથી તેમની સાથે સંકળાયેલાં તથા એમના વહેતા જળપ્રવાહના અંગરૂપ બની ગયેલાં ઇતિહાસ, દંતકથા, પરંપરાઓ, સંગીત અને કથનીઓનો મેં અનેક વાર વિચાર કર્યો છે.

ખાસ કરીને ગંગા ભારતની પ્રજાની પ્યારી અને માનીતી નદી છે. એની આસપાસ અનેક વંશો અને જાતિઓનાં સંભારણાં, એની આકાંક્ષાઓ, એના ભયો, એનાં વિજયગાન, એના જય અને પરાજયની વાતો ગૂંથાયેલાં છે. ભારતની જુગજૂની સંસ્કૃતિ અને સભ્યતાની પ્રતીક બની રહેલી ગંગા હમેશાં નવતર રૂપ ધરતી રહી છે, અખંડ વહેતી રહી છે—અને છતાંય એ એની એ જ ગંગા છે. એ મને અત્યંત પ્યારા હિમાલયનાં હિમાચ્છાદિત ઉન્નત શૃંગો અને તેની ઊંડી ખીણોની યાદ આપે છે તેમ જ જ્યાં મારા જીવન તથા કાર્યનું ઘડતર થયું છે તેવા ભારતના ગંગાખીણના સમૃદ્ધ અને વિશાળ પ્રદેશોની સ્મૃતિ મને તાજી કરાવે છે.

પ્રભાતના સૂર્યપ્રકાશમાં સ્મિત વેરતી અને નૃત્ય કરતી તથા સંધ્યાની પથરાતી છાયામાં ધીરગંભીર ગમગીન અને રહસ્યમય લાગતી, શિયાળામાં એક ક્ષીણ સાંકડા મંદ અને મનોહર સ્રોતસમી અને ચોમાસામાં ભયંકર ગર્જના કરતી, સાગર જેવો વિશાળ પટ ધરાવતી અને કંઈક અંશે સાગર જેવી જ સંહારશક્તિ ધરાવતી ગંગા મારે મન હમેશાં

વર્તમાનમાં વહેતા અને ભાવિના મહાન મહાસાગરમાં ભળી જતા ભારતના ભૂતકાળનાં પ્રતીક અને સ્મૃતિ સમાન બની રહી છે.

અને, જોકે મેં ભૂતકાળની ઘણી પરંપરા રૂઢિ ને રીતરિવાજોનો ત્યાગ કર્યો છે, અને ભારતના લોકોને જકડતી અને બંધનમાં રાખતી તેમ જ તેમને વિભક્ત કરતી, બહુ-સખ્ય લોકોનું દમન કરતી તથા તેમના દેહ અને આત્માના મુક્ત વિકાસને રૂંધતી તમામ શૃંખલાઓને ભારત ફગાવી દે એમ હું ઇચ્છું છું, છતા હું મારી જાતને ભૂતકાળથી સંપૂર્ણપણે અળગી કરી નાખવા ચાહતો નથી

આપણો એ ભવ્ય વારસો હતો અને છે તે માટે હું ખૂબ ગૌરવ ધરાવું છું અને આપણા સર્વની જેમ હું પણ મારી જાતને ઇતિહાસના ઉષઃકાળ સુધી લબાતી ભારતના અનાદિ ભૂતકાળની અખંડ સાંકળની એક કડીરૂપ સમજું છું. હું એ સાંકળ છિન્નભિન્ન કરવા ઇચ્છતો નથી કારણ કે હું એને મૂલ્યવાન લેખું છું અને તેમાંથી પ્રેરણા મેળવું છું.



અને તેથી મારી આ ઇચ્છાની સાક્ષી તરીકે તેમ જ ભારતના સાંસ્કૃતિક વારસાને મારી અંતિમ શ્રદ્ધાંજલિ તરીકે, હું એવી વિનતિ કરું છું કે મારાં થોડાંક અસ્થિફૂલ અલ્લાહાબાદમાં ગંગા નદીમાં વિસર્જન થાય, જેથી કરી એ ભારતના પાય પખાળતા મહાસાગરમાં ભળી જાય

પરંતુ મારાં મોટા ભાગનાં અસ્થિફૂલનું વિસર્જન બીજી રીતે કરવું. હું ઇચ્છું છુ કે એ અસ્થિફૂલ એક વિમાનમા ખૂબ ઊંચે લઈ જવામાં આવે અને ત્યાંથી, જે ખેતરોમા ભારતના કિસાનો પસીનો વહાવી રહ્યા છે તે ખેતરો ઉપર વેરવામાં આવે, જેથી કરીને એ ભારતની ધૂળ અને ધરતી સાથે એકરૂપ બની જાય અને ભારતના અવિભાજ્ય અંગરૂપ બની જાય.

મેં આ વસિયતનામું અને દસ્તાવેજ નવી દિલ્હીમાં ઓગણીસસો ચોપનની સાલના જૂન મહિનાના એકવીસમા દિવસે લખેલુ છે.

(સહી) જવાહરલાલ નેહરુ
નવી દિલ્હી
૨૧મી જૂન, ૧૯૫૪



# નેહરુના જીવનની તવારીખ

૧૮૮૯ અલ્લાહાબાદમાં ૧૪મી નવેમ્બરે જન્મ.

૧૯૦૫ યુરોપીય ટ્યુટરો પાસે અભ્યાસ કરાવ્યા બાદ તેમને ઇંગ્લૅન્ડની હેરો શાળામા દાખલ કરવામાં આવ્યા.

૧૯૦૭ કેમ્બ્રિજની ટ્રિનિટી કૉલેજમાં દાખલ થયા.

૧૯૧૦ વિજ્ઞાનના વિષયો લઈને ઑનર્સ સાથે ગ્રૅજ્યુએટ થયા. બૅરિસ્ટર થવા માટે લંડન ગયા.

૧૯૧૨ ઇનર ટેમ્પલની બૅરિસ્ટર ઍટ લૉની પદવી પ્રાપ્ત કરી ભારત પાછા ફર્યા. અલ્લાહાબાદ હાઈકોર્ટમા વકીલમંડળમાં જોડાયા. બાંકીપુર કૉંગ્રેસમાં પ્રતિનિધિ તરીકે હાજરી આપી.

૧૯૧૫ અખબારનું સ્વાતંત્ર્ય રૂંધતા નવા ધારા સામે વિરોધ વ્યકત કરવા અલ્લાહાબાદમાં યોજાયેલી સભામા પહેલું જાહેર પ્રવચન કર્યું.

૧૯૧૬ ફેબ્રુઆરીની ૮મીએ (વસંત પંચમીએ) દિલ્હીમાં શ્રી કમલા કૌલ સાથે લગ્ન થયું.

લખનૌ કૉંગ્રેસમાં પહેલી વાર ગાંધીજીને મળ્યા.

૧૯૧૭ હોમરુલ લીગમાં જોડાયા.

નવેમ્બરની ૧૯મીએ અલ્લાહાબાદમાં પુત્રી ઇન્દિરાનો જન્મ થયો.

૧૯૧૮ અખિલ ભારત કૉંગ્રેસ સમિતિ (એ. આઈ. સી. સી.) ના સભ્ય તરીકે ચૂંટાયા.

૧૯૧૯ ફેબ્રુઆરીની ૯મીએ પિતાની સાથે 'ઇન્ડિપેન્ડન્ટ' નામનું વર્તમાન શરૂ કર્યું. બે વરસ પછી તે બંધ થયું.

૧૯૨૦ જલિયાંવાલા બાગના હત્યાકાંડની મોતીલાલ પર ઊંડી અસર થઈ અને ત્યારથી ગાંધીજીની અસહકારની ચળવળ પ્રત્યે પિતાપુત્રનું આકર્ષણ વધતું ગયું.

કૉંગ્રેસે હત્યાકાંડના બનાવ માટે નીમેલી તપાસ સમિતિમાં નહેરુએ સી. આર. દાસના સહાયક તરીકે કામ કર્યું





અને તેને લીધે તે ગાંધીજીના વધુ સંપર્કમાં આવ્યા. ગાંધીજીની રાજકીય દૃષ્ટિમાં તેમની શ્રદ્ધા વધી.

પ્રતાપગઢથી આવેલા કિસાનોને જમુનાઘાટ પર મળ્યા અને તેમની સ્થિતિ જોવા પ્રતાપગઢ ગયા. ગામડાંના પ્રથમ દર્શને ઊંડી વેદના અનુભવી કિસાનો સમક્ષ બોલતાં તેમનો સભાક્ષોભ ચાલ્યો ગયો.

૧૯૨૧ નાગપુર કૉંગ્રેસમાં હાજરી આપી અને ઉત્તર પ્રદેશના ફૈઝાબાદ જિલ્લામાં કિસાન ચળવળમાં ઝંપલાવ્યું.

પ્રિન્સ ઑફ વેલ્સની મુલાકાત પ્રસંગે હડતાળ પાડવાની નોટિસો વહેંચવા બદલ છઠ્ઠી ડિસેમ્બરે પહેલી વાર જેલની સજા થઈ.

૧૯૨૨ લખનૌની જેલમાંથી માર્ચની ૩જીએ છુટકારો, મેની ૧૧મીએ ફરી અટકાયત, ઑગસ્ટમાં છુટકારો.

વિદેશી કાપડના વેપારીઓને ધમકી આપી છે એવા આરોપસર ડિસેમ્બરની છઠ્ઠીએ છ મહિનાની કેદ.

૧૯૨૩ જાન્યુઆરીમાં છૂટ્યા. અલ્લાહાબાદ સુધરાઈના પ્રમુખ બન્યા.

રાજ્ય છોડી જવાના હુકમનું પાલન નહીં કરવા બદલ નાભામાં કેદ કરાયા, પરંતુ ૧૨ દિવસમાં છુટકારો કરવામાં આવ્યો.

કોકોનાડા કૉંગ્રેસમા મહાસમિતિના મહામંત્રી તરીકે ચૂંટાયા.

૧૯૨૫ અલ્લાહાબાદ સુધરાઈના પ્રમુખપદેથી રાજીનામું આપ્યું.

૧૯૨૬ પત્નીની માંદગીના ઉપચાર માટે માર્ચમાં સ્વિટ્ઝરલૅન્ડ ગયા.

૧૯૨૭ બ્રસેલ્સ ખાતે ભરાયેલી સામ્રાજ્યવાદવિરોધી આંતરરાષ્ટ્રીય પરિષદમાં કૉંગ્રેસના પ્રતિનિધિ તરીકે હાજરી આપી.

યુરોપ આવેલા મોતીલાલ સાથે, રશિયાની સરકારના આમંત્રણથી મૉસ્કોમાં રશિયન ક્રાંતિના દસમા વાર્ષિકોત્સવમાં હાજરી આપી. આ બે વર્ષ દરમિયાન ઇટલી, ઇંગ્લૅન્ડ અને જર્મનીનો પણ પ્રવાસ કર્યો. તેમનું પુસ્તક 'સૉવિયેટ રશિયા' પ્રસિદ્ધ થયું.

૧૯૨૮ લખનૌમાં સાઈમન કિમશન સામે સરઘસ કાઢતાં લાઠીમારમાં ઈજા થઇ.

'ઇન્ડિપેન્ડન્સ ફૉર ઇન્ડિયા લીગ' સ્થાપી તેના મહામંત્રી તરીકે કામ કર્યું.

૧૯૨૯ કૉંગ્રેસ મહાસમિતિને દિલ્હી પ્રદેશ કૉંગ્રેસ સમિતિનો સમાજવાદ અંગેનો કાર્યક્રમ સ્વીકારવાનો અનુરોધ કર્યો.

માર્ચની ૧૪મીએ નાગપુર પોલિટિક્લ કૉન્ફરન્સમાં પ્રમુખપદ લીધું. ગાંધીજીએ કૉંગ્રેસના પ્રમુખ તરીકે જવાહરની ભલામણ કરી. ઑક્ટોબરની પહેલીએ લાહોર બેઠકના પ્રમુખ તરીકે ચૂંટણી કરવામાં આવી. ડિસેમ્બરની ૨૯મીએ પ્રમુખ-પદેથી 'સંપૂર્ણ સ્વાતંત્ર્ય'ની ઘોષણા કરી.

'લેટર્સ ફ્રૉમ એ ફાધર ટુ હિઝ ડૉટર' પુસ્તક પ્રસિદ્ધ થયું.

૧૯૩૦ સવિનય કાનૂનભંગની ચળવળ દરમિયાન એપ્રિલની ૧૪મીએ અટકાયત. મીઠા ધારાના ભંગ બદલ છ માસની સાદી કેદ.



ઑક્ટોબરની ૧૧મીએ છુટકારો થયા પછી આઠ જ દિવસમાં અલ્લાહાબાદમાં ખેડૂત પરિષદમાં ભાગ લેવા બદલ અટકાયત. બે વરસની સખત કેદ અને છસો રૂપિયાનો દંડ. ડિસેમ્બરની ૨૯મીએ તેમનાં પત્ની કમલાની પણ ધરપકડ થઈ.

૧૯૩૧ જાન્યુઆરીની ૨૬મીએ જેલમુક્તિ. ફેબ્રુઆરીની છઠ્ઠીએ પિતા મોતીલાલનું અવસાન.



અલ્લાહાબાદ નહીં છોડવાના હુકમનું પાલન ન કરવા બદલ ધરપકડ ડિસેમ્બરની ૨૬મીએ બે વરસની સખત કેદની સજા ફરમાવાઈ

૧૯૩૩ માતા સ્વરૂપરાણીની ગભીર માંદગીના કારણે સજાની મુદત પૂરી થયા પહેલા જેલ મુક્તિ

સપ્ટેમ્બરની ૧૫મીએ ગાંધીજી સાથેનો પત્રવ્યવહાર અખબારોમા પ્રસિદ્ધ થયો એમા બને વચ્ચેના મતભેદો છતા થતા હતા

૧૯૩૪ બિહારના ભૂકંપગ્રસ્ત વિસ્તારોની મુલાકાત લીધી રાહત કાર્ય કર્યાં ભડોળ ઊભું કર્યું કલકત્તામા કરેલા પ્રવચનો બદલ ફેબ્રુઆરીમા ધરપકડ અને બે વરસની સખત કેદ

'ગ્લિમ્પ્સિસ ઑફ વર્લ્ડ હિસ્ટરી' પુસ્તક પ્રસિદ્ધ થયુ

૧૯૩૫ ફેબ્રુઆરીની ૧૪મીએ આલ્મોડા ડિસ્ટ્રિક્ટ જેલમા 'આત્મકથા' પૂરી કરી પત્નીની ગભીર હાલતને લીધે સપ્ટેમ્બરની ચોથી તારીખે છુટકારો પત્ની સાથે યુરોપ તરફ ઊપડયા

૧૯૩૬ ફેબ્રુઆરીની ૧૪મીએ સ્વિટ્ઝર્લૅન્ડમાં કમલા નહેરુનું મૃત્યુ ભારત પાછા ફરતા રોમમાથી પસાર થતા મુસોલિનીએ મળવા માટે આમંત્રણ આપ્યુ, પણ તેમણે તે ન સ્વીકાર્યું

એપ્રિલમા 'આત્મકથા' પ્રગટ થઈ તેથી આતરરાષ્ટ્રીય ખ્યાતિ મળી

લખનૌમા ૪૯ના અધિવેશનનુ પ્રમુખપદ લીધુ

અખિલ ભારત કૉંગ્રેસ સમિતિના પ્રમુખ તરીકે ફરી ચૂટાયા

ચૂટણી પ્રચાર અર્થે દેશનો લાબો પ્રવાસ ખેડયો

ડિસેમ્બરની ૨૬મીએ ફૈઝપુરમા યોજાયેલા ૫૦મા

કૉંગ્રેસ અધિવેશનનું પ્રમુખપદ લીધું.

૧૯૩૮ માતુશ્રી સ્વરૂપરાણીનું અવસાન.

રાષ્ટ્રીય આયોજન સમિતિના અધ્યક્ષ બન્યા. આંતરવિગ્રહ દરમિયાન સ્પેનની મુલાકાત લીધી અને રિપબ્લિકન નેતાઓને મળ્યા.

૧૯૩૯ સિલોન અને ચીનનો પ્રવાસ કર્યો. ગાંધીજી અને સુભાષચંદ્ર બોઝ વચ્ચેના મતભેદો નિવારવા પ્રયાસ કર્યો, પરંતુ નિષ્ફળતા મળી.

૧૯૪૦ વ્યક્તિગત સત્યાગ્રહની ચળવળમાં બીજા સત્યાગ્રહી તરીકે પસંદગી પામ્યા. સત્યાગ્રહ કર્યા પહેલાં ૩૧મી ઑક્ટોબરે ધરપકડ થઈ. ચાર વર્ષની સખત કેદની સજા થઈ.

૧૯૪૧ પર્લ હાર્બર પર હુમલો થયો ત્યારે ડિસેમ્બરમાં તેમને અને બીજા નેતાઓને એકાએક મુક્ત કરાયા.

૧૯૪૨ ચ્યાંગ કાઈ શેક સાથે ભારતમાં મંત્રણા થઈ. સ્ટૅફર્ડ ક્રિપ્સ સાથેની મંત્રણાઓમાં ભાગ લીધો. અ. ભા. કૉંગ્રેસ સમિતિની બેઠકમાં 'હિન્દ છોડો'નો જાણીતો ઠરાવ રજૂ કર્યો. ઑગસ્ટની ૮મીએ ગાંધીજી અને કૉંગ્રેસની કાર્યવાહક સમિતિના સભ્યો સાથે ધરપકડ થઈ. અહમદનગરના કિલ્લામાં કારાવાસ.



૧૯૪૪ 'ડિસ્કવરી ઑફ ઇન્ડિયા' લખવાનું શરૂ કર્યું.

૧૯૪૫ જૂનની ૧૫મીએ જેલમુક્તિ. બ્રિટિશ સરકાર સાથે સિમલામાં થયેલી મંત્રણાઓમાં ભાગ લીધો. ભારતના ભાગલાનો વિરોધ કર્યો.

૧૯૪૬ 'ડિસ્કવરી ઑફ ઇન્ડિયા' પ્રગટ થયું. મેની ૯મીએ કૉંગ્રેસ પ્રમુખ તરીકે ચોથી વાર ચૂંટાયા. ૧૨મી ઑગસ્ટે વાઈસરૉયે વચગાળાની સરકાર રચવાનું નેહરુને આમંત્રણ આપ્યું. બીજી સપ્ટેમ્બરે વાઈસરૉયની



કૅબિનેટના ઉપપ્રમુખ અને વિદેશખાતાના પ્રધાન તરીકે સોગદવિધિ થઈ

૧૯૪૭ ઑગસ્ટની ૧૫મીએ ભારત આઝાદ બનતા સ્વતંત્ર ભારતના પ્રથમ વડા પ્રધાન બન્યા

૧૯૪૮ ઑક્ટોબરની છઠ્ઠી તારીખે લંડનમા રાષ્ટ્રકુળના વડા પ્રધાનોની પરિષદમા હાજરી આપી

નવેમ્બરની ત્રીજી તારીખે પૅરિસમા સયુક્ત રાષ્ટ્રસઘની મહાસમિતિની ખાસ બેઠકમા પ્રવચન કર્યું

૧૯૪૯ ઇન્ડોનેશિયા પરના ડચ આક્રમણને ફિટકારવા માટે યોજાયેલી ૧૭ રાષ્ટ્રોની એશિયાઈ પરિષદનુ ઉદ્ઘાટન કર્યું

અમેરિકાની સત્તાવાર મુલાકાત લીધી

૧૯૫૦ આયોજનપચ સ્થાપ્યુ અને તેના અધ્યક્ષ બન્યા.

પાકિસ્તાન સરકારના આમંત્રણથી કરાચીની મુલાકાત લીધી

૧૯૫૧ કૅરો, જિનીવા, લડન અને પૅરિસની મુલાકાત લીધી નેપાળની પણ સત્તાવાર મુલાકાત લીધી

કૉંગ્રેસના પ્રમુખ તરીકે ચૂટાયા

૧૯૫૩ મેની ૨૮મીએ રાણી એલિઝાબેથ બીજીના રાજ્યાભિષેકમાં હાજરી આપી

પાકિસ્તાનની સરકારના આમંત્રણથી કરાચી ગયા

૧૯૫૪ કોલમ્બોની મુલાકાત લીધી.

ચીનના વડા પ્રધાન ચાઉ એન લાઈનુ સ્વાગત કર્યું પચશીલ સિદ્ધાંતોની જાહેરાત કરી

ચીન તેમજ [અગ્નિ એશિયાના] દેશોની મુલાકાત લીધી.

૧૯૫૫ કૉંગ્રેસના ૬૦મા અધિવેશનમાં સમાજવાદી સમાજરચનાની જાહેરાત કરી

એપ્રિલ માસમાં બાન્ડુગમા આફ્રો એશિયાઈ પરિષદમા હાજરી આપી

નાગપુર જતા બાબુલાલ નામના રિક્ષાવાળાએ ચાકુ વડે તેમના પર હુમલો કર્યો

રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદે દેશનુ સર્વોચ્ચ માન 'ભારતરત્ન' તેમને એનાયત કર્યું

૧૯૫૬ અમેરિકા, કૅનેડા, આયર્લૅન્ડ, પશ્ચિમ જર્મની, ફ્રાન્સ, યુગોસ્લાવિયા, ગ્રીસ, ઈજિપ્ત, સિરિયા અને લેબેનૉનની મુલાકાત લીધી

બ્રીઓનીમાં પ્રમુખ નાસર અને પ્રમુખ ટીટો સાથે મત્રણા કરી

૧૮મી ઑગસ્ટે કચ્છના અજાર શહેર પાસે જીપ અસ્કમાતમા ઈજા થઈ

સયુક્ત રાષ્ટ્રસઘની મહાસભામા ઐતિહાસિક પ્રવચન કર્યું

૧૯૫૭ સિરિયા, ડેન્માર્ક, ફિન્લૅન્ડ, નૉર્વે, સ્વીડન, હોલૅન્ડ, ઈજિપ્ત, સુદાન અને જાપાનની મુલાકાત લીધી

૧૯૫૮ ભુતાનની મુલાકાત લીધી

૧૯૫૯ કૉંગ્રેસની નાગપુર બેઠકમા સમાજવાદી ધ્યેયની જાહેરાત સહકારી ખેતી અને રાજ્ય હસ્તક અનાજનો વ્યાપાર લેવાની હિમાયત

યુગોસ્લાવિયા, નેપાળ અને અફઘાનિસ્તાનની મુલાકાત લીધી

ભારત અને પાકિસ્તાનના સબધો વિશે પાકિસ્તાનના પ્રમુખ અયુબખાન સાથે મત્રણા કરી

૧૯૬૦ ચાઉ એન લાઈ સાથે મત્રણા કરી

પાકિસ્તાન સાથે સિંધુના પાણી અગે કરાર કર્યા

ઈજિપ્ત, તુર્કી, લેબૅનોન, સિરિયા, પશ્ચિમ પાકિસ્તાન અને પૅરિસની મુલાકાત લીધી

૧૯૬૧ બ્રેલગ્રેડમા તટસ્થ દેશોની શિખર પરિષદમા હાજરી આપી



૧૯૬૩ ચીન અને ભારત વચ્ચેના ઝઘડા અંગે કોલમ્બો સત્તાઓની દરખાસ્તો વિશે સિલોનનાં વડા પ્રધાન શ્રીમતી બંદરનાયક, સંયુક્ત આરબ પ્રજાસત્તાકના અલી સાબ્રી અને ઘાનાના આત્તા સાથે મંત્રણા કરી

૧૯૬૪ જાન્યુઆરીમા ભુવનેશ્વરમા મળેલા કૉંગ્રેસના વાર્ષિક અધિવેશનમાં હાજરી આપી. અચાનક પક્ષાઘાતની બીમારી લાગુ પડી.

મે માસમાં મુંબઈ કૉંગ્રેસ મહાસમિતિની મળેલી બેઠકમાં હાજરી આપી.

મેની ૨૩થી ૨૬મી સુધી આરામ લેવા દહેરાદૂન રહ્યા. ૨૬મીએ દિલ્હી પાછા ફર્યા. ૨૭મીએ બપોરે જીવનદીપ બુઝાઈ ગયો.



# નેહરુ-ગ્રંથસૂચિ

## જવાહરલાલ નેહરુનાં પુસ્તકો


**An Autobiography** (Bodley Head 1953 12s 6d Allied 1962 pp 623 Rs 5 50)

**A Bunch of Old Letters** (Asia 1958 Rs 12 50)

**Discovery of India** (Asia 1961 Rs 9)

**Glimpses of World History** (Asia 1961 Rs 24)

**Important Speeches of Jawaharlal Nehru 1922-45** Ed Jagat Singh Bright (Indian Printing Works Lahore Rs 6 50)

**India and the World** (Allen and Unwin 1936)

**India Today and Tomorrow** (Indian Council *for Cultural Relations 1960* Re 1)

**India's Foreign Policy** (Publications Division Rs 15)

**Jawaharlal Nehru's Speeches 1946-49** (Publications Division Rs 6 50)

**Jawaharlal Nehru s Speeches** 1949 53 (Publications Division Rs 8 50)

**Jawaharlal Nehru s Speeches** 1953 57 (Publications Division Rs 6 50)

**Letters From a Father to His Daughter** (Oxford 1931 Re 1)

**Nehru on Gandhi** (John Day Co 1948 Rs 10)

**Nehru on World History** Ed Saul K Padover *Boldley Head 1960* Rs 16 80)

**Nehru's Letters to His Sister** Ed Krishna Hutheesing (Faber 1963 Rs 21)

**Quintessence of Nehru** *Ed K T Narasimha char* (Allen & Unwin 1961 Rs 16 80)

**Soviet Russia** (Chetna *1949*)






Unity of India. Ed Krishna Menon (Lindsay Drummond, 1949 pp 432)

Wit and Wisdom of Nehru. Ed N B. Sen (New Book Society of India, New Delhi, 1960 Rs 30)

## નેહરુ વિષેનાં પુસ્તકો
### (અંગ્રેજી)

Betrayal of Freedom. Y. G. Krishnamurty (Popular, 1944. pp 73)

Conversations with Nehru. Tibor Mende (Wilco, 1955)

*Gandhi, Tagore and Nehru.* Krishna Kripalani (Hindi Kitabs, 1949)

Great Nehrus J S Bright (Tagore Memorial Publications, Lahore, 1947 pp 337)

Human Nehru. P. D Tandon (Allahabad Law Journal Co, Rs 6).

Jawaharlal Nehru. C D Narasimhaiah (Rao & Raghavan, 1959 Rs 1.50)

Jawaharlal Nehru. M N Roy. (Radical Democratic Party, Delhi, 1945 Rs 1 50)

*Jawaharlal Nehru A Biography* Frank Moraes (Asia, 1956 Rs 15 50, Jaico Paper back, Rs 4)

Jawaharlal Nehru: A Descriptive Bibliography. Jagdish Sharma (S Chand & Co, 1955 pp 421 Rs 25)

Jawaharlal Nehru A Pictorial Biography. Michael Edwards (Asia 1962 Rs 15)

Jawaharlal Nehru: The Jewel of India. Bashir Ahmed Dar (Edu Publishing Co, 1943)

Jawaharlal Nehru: The Jewel of India. M K Gandhi (Pearl Publications, Rs 2)

Jawaharlal Nehru: The Man and His Ideas.

Y G Krishnamurty (Popular, 1945 Rs 4 25)
**Jawaharlal Nehru: Prophet and Statesman** H L Seth (India Printing Works, Lahore, 1944)
**Jawaharlal's Discovery of America** (East and West Publishers, Delhi, 1950 Rs 4 75)
The Mind of Mr Nehru R K Karanjia (Allen and Unwin 1960 Rs 4 60)
**Nehru: A Political Biography.** Michael Brecher (Oxford, 1959 Rs 27, Abridged Edition, Rs 6)
**Nehru Abhinandan Granth:** A Birthday Book (Nehru Abhinandan Grnath Committee, *1949 Rs 30)*
**Nehru Conquers Russia: A Pilgrimage For Peace.** *Ganapat Rai (National Publishers* Corp, Ambala, Rs 5 50)
**Nehru Discovered** 'Satyameva Jayate' (Aiyer & Co, Madras, Rs 3)
**Nehru· The Lotus Eater From Kashmir.** D F Karaka (Derek Verschoyla, London, 1953)
**Nehru: The Political Weather cock.** Bashir Ahmed Dar (Caxton Book House, Lahore, 1945)
**Nehru· The Rising Star of India.** Anup Singh (John Day Co, 1939)
**Nehru: The Spring of Eternal Youth.** K P S Menon (Allied, 1941)
**Nehru: The Years of Power.** Vincent Sheean (Gollancz, 1960, Rs 13 50)
Nehru Your Neighbour Ed P D Tandon Journalist (signet Press, Calcutta 1946, Rs 7 50)
**Nehrus: Motilal and Jawaharlal** B R Nan-





da. (Allen & Unwin, 1962, Rs. 24).

**Political Philosophy of Jawaharlal Nehru.** M. N. Das. *(Allen & Unwin, 1961, Rs. 20).*

**Story of Jawaharlal Nehru.** Shakuntala Masani. (Oxford, 1947, pp. 107. Rs. 1.25).

A Study of Nehru. Ed Rafiq Zakaria. (Book Centre, 1959, Rs. 15).

***Talks with Nehru.*** *Norman Cousins.* (Gollancz, 1951, Sh. 2).

**Trials of Jawaharlal Nehru.** Ram Gopal. (Book Centre, 1964, Rs. 12.50).

**Way of Gandhi and Nehru.** S. Abid Husain. *(Asia, 1959, Rs. 12).*

## જવાહરલાલ નેહરુનાં પુસ્તકો

### (ગુજરાતી)

**ઇન્દુને પત્રો.** (નવજીવન, ૧૯૫૫, રૂ. ૧–૦૦.) દુનિયાની ઉત્પત્તિ અને પ્રારંભના દિવસોનું બાળભોગ્ય વર્ણન.

**કેટલાક જૂના પત્રો.** અનુ. મણિભાઈ ભ. દેસાઈ. (નવજીવન, ૧૯૬૨. રૂ. ૮–૦૦) નેહરુ પર લખાયેલા (ને કેટલાક એમણે લખેલા) મહત્ત્વના પત્રોનો સંગ્રહ.

**જગતના ઇતિહાસનું રેખાદર્શન.** અનુ. મણિભાઈ ભ. દેસાઈ. (નવજીવન, ૧૯૫૬. રૂ. ૧૨–૦૦). પુત્રીને લખેલા પત્રરૂપે વિશ્વઇતિહાસની ઝાંખી.

**જગતના ઇતિહાસનું સંક્ષિપ્ત રેખાદર્શન.** અનુ. મણિભાઈ ભ. દેસાઈ. (નવજીવન, ૧૯૫૬. રૂ. ૬–૦૦).

**ભારત : આજ અને આવતી કાલ.** અનુ. મનસુખલાલ ઝવેરી. (પ્રકાશનવિભાગ, ભારત સરકાર. રૂ. ૦–૭૫). આઝાદ સ્મારક વ્યાખ્યાનમાળામાં ૧૯૫૯માં આપેલું વ્યાખ્યાન.

**ભારતની એકતા.** અનુ. ચંદ્રશંકર પ્રા. શુક્લ. (નવજીવન, રૂ. ૨–૫૦.). લેખસંગ્રહ 'યુનિટી ઑફ ઈન્ડિયા'નો અનુવાદ.
**મારી જીવનકથા.** અનુ મહાદેવ હરિભાઈ દેસાઈ. (નવજીવન, રૂ. ૬–૦૦).
**મારું હિંદનું દર્શન.** અનુ. મણિભાઈ ભ. દેસાઈ. (નવજીવન, ૧૯૫૧. રૂ. ૯–૦૦)
'ડિસ્કવરી ઑફ ઈન્ડિયા'નો અનુવાદ.
**રાષ્ટ્રભાષાનો સવાલ.** (નવજીવન, રૂ. ૦–૪૪).
**સંક્ષિપ્ત જીવનકથા.** સં. મણિભાઈ ભ. દેસાઈ. (નવજીવન, રૂ. ૧–૫૦).

## નેહરુ વિષેનાં પુસ્તકો
### (ગુજરાતી)



**જવાહર અને હિંદ.** ડુંગરસી ધરમશી સંપટ. (એન. એમ. ઠક્કર. ૧૯૪૭. રૂ. ૪–૦૦).
**જવાહરના જીવનના પ્રેરક પ્રસંગો.** અંબેલાલ નારણજી જોશી. (ગૂર્જર, ૧૯૬૨. રૂ. ૪–૦૦).
**જવાહરલાલ નેહરુ.** ધનવંત ઓઝા. (રવાણી, રૂ. ૧–૫૦).
**નેહરુ : અણુયુગના સમર્થ સમન્વયક.** ભોગીલાલ ગાંધી. (ચેતન, ૧૯૬૦. રૂ. ૩–૦૦).
**પંડિત નેહરુનું અંતર્દર્શન.** આર. કે કરંજિયા. (બુકસેન્ટર, ૧૯૬૦. રૂ. ૩–૦૦).
**પંડિતજી પોતાને વિષે.** રામનારાયણ ચૌધરી. અનુ. કરીમભાઈ વોરા. (નવજીવન, ૧૯૬૪. રૂ. ૩–૫૦)
**રાષ્ટ્રપ્રિય જવાહરલાલ નેહરુ.** (ભાગ ૧–૨). અંબેલાલ નારણજી જોશી. (ત્રિપાઠી, ૧૯૫૬, રૂ. ૩૦).
**હિંદના જવાહર.** મણિભાઈ ભ. દેસાઈ. (નવજીવન, રૂ. ૧–૦૦).

# નેહરુની પ્રિય પંક્તિઓ

અવસાન પૂર્વે એક વર્ષથી શ્રી નેહરુએ પોતાના હસ્તાક્ષરમાં રૉબર્ટ ફ્રૉસ્ટની નીચેની પંક્તિઓ લખીને મેજ પર રાખેલી

The woods are lovely, dark and
deep,
But I have promises to keep,
and miles to go before I sleep,
and miles to go before I sleep
Robert Frost

The woods are lovely, dark and deep
But I have promises to keep,
And miles to go before I sleep,
And miles to go before I sleep

ROBERT FROST



રૂડાં છે આ વન, ઘન શ્યામ, ઊંડાં,
કિંતુ મારે વાયદા પાળવાના,
ને કૈં જવા કોશ હું પોઢું પ્હેલાં,
ને કૈં જવા કોશ હું પોઢું પ્હેલાં.

અનુ સુન્દરમ્